# અનુક્રમ

# —પ્રશ્નોત્તર—

## અનુક્રમ

# આમુખ

માણસ એકસાથે બે જગતમાં વસનારું પ્રાણી છે—પુરુષ અને પ્રકૃતિના આ વાસ્તવિક જગતમાં તેમજ સંકેતોના સ્વરચિત જગતમાં. આપણી વિચારક્રિયામાં આપણે ભાષાની, ગણિતની, ચિત્રકળાની, સંગીતની, ક્રિયાકાંડની વિધવિધ સંકેતસરણીઓનો ઉપયોગ કરીએ છીએ. આવી સંકેતસરણીઓ નહોત તો આપણે કળાવંચિત, વિજ્ઞાનવંચિત, ધારાધોરણવંચિત, ફિલસૂફીવંચિત રહ્યા હોત અને સંસ્કારિતાની શરૂઆત જ થઈ નહોત ટૂંકમાં, આપણે જાનવરો જેવા જ રહ્યા હોત.

માટે સંકેતો અનિવાર્ય તો છે જ. પણ આપણા યુગનો તેમજ અન્ય હરેક યુગનો ઇતિહાસ પુષ્કળ પ્રમાણમાં પૂરવાર કરે છે તેમ સંકેતો પ્રાણઘાતક પણ નીવડે. દૃષ્ટાંત તરીકે એક બાજુ વિજ્ઞાનના ક્ષેત્રનો અને બીજી બાજુ રાજકારણના અને ધર્મના ક્ષેત્રનો વિચાર કરો. એક પ્રકારના સંકેતો મુજબ વિચાર કરવાથી અને એની પ્રતિક્રિયા મુજબ કાર્ય કરવાથી આપણે કુદરતનાં સામાન્ય બળોને મોટા પ્રમાણમા સમજતા થયા છીએ અને મોટા પ્રમાણમા આપણે એમના પર કાબૂ મેળવ્યો છે. બીજા પ્રકારના સંકેતો પ્રમાણે વિચાર કરવાથી અને એની પ્રતિક્રિયા મુજબ કાર્ય કરવાથી એ જ બળોનો આપણે માનવસંહાર અને સમૂહ હત્યાના સાધનો તરીકે ઉપયોગ કરીએ છીએ. પ્રથમ પ્રકારના સમજૂતી આપનારા સંકેતોની પસંદગી યોગ્ય રીતે કરવામાં આવી હતી, એમનુ કાળજીપૂર્વક પૃથક્કરણ કરવામાં આવ્યુ હતું અને ભૌતિક જીવનની અણધારી વિગતો સાથે એમને ક્રમે ક્રમે અનુકૂળ કરવામાં આવ્યા હતા. બીજા પ્રકારના સંકેતોની પસંદગી મૂળથી જ અયોગ્ય રીતે કરવામાં આવી હતી, એમનું સંપૂર્ણ પૃથક્કરણ કરવામાં આવ્યું

મુ. જી. ૧

ન હતું, અને મનુષ્ય જીવનની અણધારી વિગતો સાથે સુસંગત થાય એવી એમની કોઈ પુનર્રચના કરવામાં આવી ન હતી. અવળે માર્ગે લઈ જનારા એ સંકેતો જે સત્ય ઘટનાના પ્રતિકો છે એ ઘટનાઓ કરતાં જાણે કોઈ ગૂઢ રીતે એ સંકેતો વધારે સાચા છે એમ એમના પ્રતિ સર્વ સ્થળે અઘટિત આદર દાખવવામાં આવતો એ વધારે મોટું અનિષ્ટ કહેવાય. ધર્મ અને રાજકારણના ક્ષેત્રમાં શબ્દો, વસ્તુઓ અને પ્રસગોના કાંઈક આછા પાતળા પ્રતિકો હોય એમ લેખવામાં આવતું નથી બલ્કે વસ્તુઓ અને પ્રસંગો એ શબ્દોના, એ સંકેતોના કોઈ ચોક્કસ દૃષ્ટાંતો પૂરા પાડતાં હોય એમ લેખવામાં આવે છે.

જે ક્ષેત્રો આપણને ઘણા જ મહત્ત્વના લાગતા નથી તે જ ક્ષેત્રોમાં સંકેતો જ સાચા છે એ રીતે આપણે સંકેતોનો આજસુધી ઉપયોગ કર્યો છે. જે હરેક પરિસ્થિતિમાં આપણા વધારે ઊંડા આવેગો સમાયલા છે તે હરેક પરિસ્થિતિમાં સંકેતો જ સાચા છે એવી જ રીતે નહિ પણ મૂર્તિપૂજાના ભાવથી, બલ્કે ગાંડપણભરી રીતે સંકેતોનો ઉપયોગ કરવા આપણે આગ્રહ રાખ્યો છે. પરિણામે પશુઓ જે કાર્યો અલ્પ સમય જ અને ક્રોધ, વાસના કે ભયના ગાંડપણવાળી સ્થિતિમાં જ કરે છે તેવાં કાર્યો આપણે જરા પણ લાગણી વિના અને લાંબા સમય સુધી કરીએ છીએ માણસો સંકેતોનો ઉપયોગ કરે છે અને તેને પૂજે છે એટલે તેઓ ભાવનાવાદી બની શકે છે; અને ભાવનાવાદી બની, પશુઓમાં જે લોભવૃત્તિ સતત જોવામાં નથી આવતી તે લોભવૃત્તિ તેમનામાં કોઈ રહોડસની કે મોરગનની અતિ ભવ્ય સામ્રાજ્યવાદી વૃત્તિ જેવું મોટું રૂપ ધારણ કરે છે; પશુઓમાં જે અધિકારવૃત્તિ સતત જોવામાં નથી આવતી તે વૃત્તિ તેઓમાં સ્ટેલીનના જેવી મનોવૃત્તિ જેવું કે સ્પેનના ઈન્કવીઝીટરોની દમનનીતિ જેવું મોટું રૂપ ધારણ કરે છે; પોતાના પ્રદેશ માટે જે રાગ પશુઓમાં સતત

જોવામાં નથી આવતો તે રાગ રાષ્ટ્રવાદના ગાંડપણ જેવું મોટું રૂપ લે છે. સદ્‌ભાગ્યે, પશુઓમાં જે માયાળુવૃત્તિ સતત જોવામાં નથી આવતી તે વૃત્તિનું રૂપાંતર થઈ ઇલીઝાબેથ ફ્રાય કે **વીન્સેન્ટ ડી પોલ** જેવાની જીવનપર્યંત ટકે એવી સખાવતવૃત્તિ બની રહે છે; પશુઓમાં પોતાના સાથી તથા બાળબચ્ચાં માટે જે ભક્તિ (સમર્પણ) સતત નજરે પડતી નથી તે વૃત્તિનું રૂપાંતર સમજ-પૂર્વકના અને સતત ટકે એવા સહકારરૂપે જોવામાં આવે છે, જે સહકારવૃત્તિ બીજા પ્રકારના વિનાશક ભાવનાવાદના પરિણામોમાંથી આજસુધી જગતને ઉગારી શકે એવી પ્રબળ નીવડી છે. એ સહકારવૃત્તિ હજુ પણ જગતને બચાવશે ખરી ? એ પ્રશ્નનો જવાબ આપી શકાય નહિ. આપણે તો એટલું જ કહી શકીએ કે રાષ્ટ્રવાદથી ભરેલા ભાવનાવાદીના હાથમાં એ-બોમ્બ છે ત્યાંસુધી સહકાર અને પ્રેમભાવવાળા ભાવનાવાદીની સંખ્યા મોટા પ્રમાણમાં ક્ષીણ થઈ છે.

રાંધણકળાનું સર્વોત્તમ પુસ્તક પણ સૂકી ભાખરીની ગરજ સારે નહિ. આ વાત તો સ્પષ્ટ જ છે. અને એમ છતાંય જમાનાઓથી ઊંડું જ્ઞાન ધરાવતા તત્ત્વજ્ઞાનીઓએ, મહાન વિદ્વાનોએ અને કુશાગ્ર બુદ્ધિવાળા ધર્મશાસ્ત્રીઓએ પોતાના કેવળ શાબ્દિક કથનોને સત્ય હકીકતો સાથે એકરૂપ કર્યાની ભૂલ હરહમેશ કરી છે અગર તો મૂળ વસ્તુઓ કરતાં એના સંકેતો કાંઈક વધારે સાચા છે એવું કલ્પી લેવાની વધારે ગંભીર ભૂલ કરી છે પણ તેમની શબ્દ-આરાધનાનો પ્રતિકાર નથી થયો એમ પણ નહિ. સેન્ટ પોલે કહ્યું હતું કે ફક્ત ભાવ જ જીવન આપે, શબ્દ તો સંહાર જ કરે. વળી એકહાર્ટ કહે છે કે તમે ઈશ્વર વિષે આવડો લવારો શીદ કરો છો ? ઈશ્વર વિષે તમે જે કાંઈ કહેશો તે અસત્ય જ છે દુનિયાને બીજે છેડે મહાયન સૂત્રના લેખક જણાવે છે કે તમારે સત્યને તમારી અંદર જ ઓળખવાનું છે એમ સમજી બુદ્ધે સત્યનો ઉપદેશ કદી પણ કર્યો જ નથી. આવાં કથનો ઊંડું નિકંદન કરનારાં લાગ્યાં

છે અને પ્રતિષ્ઠિત ગણાતા લોકોએ એ પ્રતિ આંખમીંચામણાં કર્યાં છે. શબ્દો અને ચિન્હોની આ વિચિત્ર મૂર્તિપૂજક જેવી વધારે પડતી મહત્તાને કોઈ અંતરાય નડયો નહિ. ધર્મોનું પતન થયું; અને નાસ્તિકામાં પણ સંપ્રદાયો રચવાની અને ધર્માંધ વિચારોની માન્યતાઓ લાદવાની જૂની ટેવ ચાલુ જ રહી.

જે સંકેતાની દૃષ્ટિએ માણસો વિચાર કરે છે એ સંકેતાનું સંપૂર્ણ પૃથક્કરણ છેલ્લાં થોડાં વર્ષો દરમ્યાન તર્કશાસ્ત્રીઓએ અને અર્થસંક્રાતિ શાસ્ત્રીઓએ કર્યું છે. શબ્દાર્થશાસ્ત્ર એક વિજ્ઞાન બન્યું છે અને સદ્ગત બેન્જામીન વોર્ફે જેને શબ્દાર્થ પરિવર્તનશાસ્ત્રનું નામ આપ્યું છે તેનો આજ કોઈ પણ માણસ અભ્યાસ કરી શકે એમ છે. આ સૌ સારા વાના જ છે પણ એટલું જ બસ નથી. તર્કશાસ્ત્ર અને અર્થસંક્રાતિશાસ્ત્ર, શબ્દાર્થશાસ્ત્ર અને શબ્દાર્થ પરિવર્તનશાસ્ત્ર—આ બધી તો માનસિક કસરતો છે. વસ્તુઓ, ક્રિયાઓ અને પ્રસંગો સાથે શબ્દોને સંબંધિત કરી શકાય એવી અનેક સાચી જૂઠી, અર્થભરી ને અર્થહીન, રીતોનું એઓ પૃથક્કરણ કરે છે પણ એક પાસે માણસના ચિત્ત અને દેહનો સમગ્ર સંબંધ કેવો છે એ મૂળ પ્રશ્ન વિષે અને બીજી પાસે સામગ્રી અને સંકેતના એના બે જગત વિષે એઓ કાંઈ પણ માર્ગદર્શન કરાવતા નથી.

દરેક પ્રદેશમાં અને ઇતિહાસના દરેક યુગમાં સ્ત્રીપુરૂષોએ વ્યક્તિરૂપે આ પ્રશ્નનું વારંવાર નિરાકરણ કર્યું છે. કથનદ્વારા કે લેખનદ્વારા ય આ વ્યક્તિઓએ કોઈ વિચારમરણી ઉપજાવી નથી કારણકે હરેક વિચારસરણી સંકેતાને વધારે પડતી ગંભીર રીતે સ્વીકારી લેવાનું તથા જે સત્ય હકીકતાના શબ્દો પ્રતિક છે તે હકીકતો કરતાં શબ્દો પ્રતિ વધારે ધ્યાન આપવાનું એ એક સદાનું પ્રલોભન છે એમ તેઓ જાણતા હતા. આગળથી તૈયાર કરી રાખેલી સમજૂતીઓ અને સર્વ પરિસ્થિતિને લાગુ પડે એવી સરણીઓ આપવાનો તેમનો હેતુ નહતો; માણસો પોતાનાં દુઃખોનાં

કારણો સમજે અને એમનું નિવારણ કરે તથા સીધા અનુભવથી પોતાના પ્રશ્નોની જાણ થાય અને એમનું નિરાકરણ થાય એવા સ્થળ પ્રતિ માણસોને વાળવા એ તેમનો હેતુ હતો.

કૃષ્ણમૂર્તિના લખાણોમાંથી અને પ્રસિદ્ધ થયેલા એમનાં પ્રવચનોમાંથી પ્રસંદ કરેલી સામગ્રીના આ ગ્રંથમાં વાચકને મનુષ્યના મૂળ પ્રશ્નોનું સમકાલીન અને સ્પષ્ટ નિવેદન મળી રહે છે અને માણસ પોતેજ અને પોતાની મેળે જ એ પ્રશ્નોનું નિરાકરણ કરી શકે એ જ એક રીતે એ પ્રશ્નોનું નિરાકરણ કરવાનું આમંત્રણ પણ એમાં રહેલું છે. માણસો મરણીઆ થઈને પણ સમૂહગત નિરાકરણ પર આસ્થા રાખે છે છતાં એ નિરાકરણો કદી પણ કાર્યસાધક નીવડતાં નથી. "આપણી અંદર અને તેથી જ જગતમાં વ્યાપેલું દુઃખ—અને વ્યાપેલો ગૂંચવાડો સમજવા માટે આપણે પ્રથમ આપણા જીવનમાં જ સ્પષ્ટતા આણવી પડશે. એ સ્પષ્ટતા સમ્યક્ વિચારણા વડે જ આવે છે. આ સ્પષ્ટતા માટે કોઈ પણ નિયમન ઘડી શકાય નહિ કારણકે એક માણસ બીજાને એ આપી શકતો નથી. શિસ્તબદ્ધ થયેલો સંમૂહ વિચાર કેવળ પુનરાવર્તન જેવો જ છે સ્પષ્ટ સમજ શાબ્દિક કથનથી આવતી નથી. પણ તીવ્ર સ્વ–જાગૃતિ અને સમ્યક્ વિચારણા વડે જ પ્રાપ્ત થાય છે. સમ્યક્ વિચારણા બુદ્ધિનું પરિણામ નથી કે કેવળ બુદ્ધિની ખીલવણી નથી તેમજ કોઈ પણ ચોકઠું ગમે એવડું યોગ્ય અને ઉમદા હોય છતાં એના અનુસરણથી પણ સમ્યક્ વિચારણા આવતી તથી. સ્વજ્ઞાન થાય તો સમ્યક્ વિચારણા આવે. તમારી જાતને સમજ્યા વિના વિચાર કરવા માટે તમારી પાસે કોઈ આધાર જ નથી; સ્વજ્ઞાન વિના તમે જે કાંઇ વિચારો છો એ સાચું નથી."

એક પછી એક ફકરામાં આ મુખ્ય વિષયને કૃષ્ણમૂર્તિએ વિસ્તારથી સમજાવ્યો છે. "સમાજમાં, પદ્ધતિઓમાં, સાંપ્રદાયિક વિચારશ્રેણીઓમાં આશા નથી આશા માણસોમાં છે, તમારામાં ને મારામાં છે." સંપ્રદાયો, એમના મધ્યવર્તી ગુરુઓ, એમના પવિત્ર ગ્રંથો,

એમના ધર્માંધ વિચારો, એમની ક્રમશઃ વિકાસ પદ્ધતિઓ અને ક્રિયાકાંડો આ મૂળ પ્રશ્નનો ખોટો જ ઉકેલ આપે છે. "જ્યારે તમે ભગવદ્‌ગીતામાંથી કે બાઈબલમાંથી કે કોઈ ચીની ધર્મગ્રંથમાંથી અવતરણ આપો ત્યારે તમે શું કેવળ પુનઃ ઉચ્ચારણ નથી કરી રહ્યા? તમે જેનું પુનઃ ઉચ્ચારણ કરી રહ્યા છો તે સત્ય નથી, એ જૂઠાણું છે; કારણકે સત્યનું પુન. ઉચ્ચારણ થઈ શકે નહિ." જૂઠાણાનું લંબાણથી વર્ણન કરી શકાય, એની રજૂઆત કરી શકાય અને એનું પુનરાવર્તન થઈ શકે પણ સત્યનું એ પ્રમાણે થઈ શકે નહિ. જ્યારે તમે સત્યનુ પુનરાવર્તન કરો છો ત્યારે એ સત્ય ફીટી જાય છે માટે જ પવિત્ર ગ્રંથો બિનમહત્ત્વના છે. અન્યના સંકેતોની માન્યતા વડે નહિ પણ સ્વજ્ઞાન વડે જ જે પરમ સત્યમાં માણુસના જીવનનાં મંડાણુ છે તે પરમ સત્યને એ પામી શકે છે. પ્રાપ્ત થયેલી કોઈ પણ સંકેતસરણીની ઉપયોગીતામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવાથી અને એનાં અતિશયોક્તિભર્યાં મૂલ્ય કરવાથી મુક્ત દશા પ્રાપ્ત થતી નથી, એ તો ઇતિહાસ જ રચે છે, એની એ જ જૂની વિપત્તિઓ વધારે છે. "માન્યતા અનિવાર્યપણે જુદાઈ કરે છે. તમે કોઈ માન્યતા ધરાવતા હો અગર તમારી કોઈ ચોક્કસ માન્યતાથી તમે સલામતી શોધતા હો ત્યારે કોઈ બીજા પ્રકારની માન્યતાથી સલામતી શોધનારાથી તમે જુદા પડો છો. સઘળી સાંપ્રદાયિક માન્યતાઓ ભલેને બંધુભાવનો ઉપદેશ કરતી હોય પણ એ જુદાઈ પર જ રચાયેલી છે." સામગ્રીના અને સંકેતોના બે જગતો સાથેના પોતાના સંબંધનો જે માણુસે સફળતાપૂર્વક ઉકેલ કર્યો છે તે માણુસને કોઈ માન્યતા હોતી નથી. વ્યવહારૂ જીવનના પ્રશ્નો સંબંધે એના કાર્ય માટે ચાલી શકે એવી કેટલીક કામચલાઉ સંભાવનાઓ એને હોય છે. પણ બીજા પ્રકારના સાધન કે હથિયાર કરતાં એમને વધારે ગંભીર રીતે લેખવામાં આવતી નથી. પોતાના માનવબંધુઓના સંબંધમાં અને જે સત્યમાં એમનાં મંડાણુ છે તે સંબંધમાં એને પ્રેમ અને સમજનો સીધો અનુભવ હોય છે. માન્યતાઓમાંથી સુરક્ષિત રહેવા માટે જ કૃષ્ણમૂર્તિએ

'ભગવદ્ગીતા કે ઉપનિષદો જેવુ કોઈ પણ ધાર્મિક સાહિત્ય વાંચ્યું નથી.' આપણામાંનો બાકીનો વર્ગ ધાર્મિક સાહિત્ય વાંચતો પણ નથી; આપણે તો આપણા માનીતાં વર્તમાનપત્રો, માસિકો અને જાસૂસી વાર્તાઓ જ વાંચીએ છીએ. એનો અર્થ એટલોજ કે આપણા જમાનાના બારીક પ્રસંગોને પ્રેમ અને સમજની દૃષ્ટિએ આપણે વિચારતા નથી પણ 'મંતવ્યો અને વિચારપદ્ધતિઓ'ની જ દૃષ્ટિએ વિચારીએ છીએ અને તે પણ વળી નિર્બળ મંતવ્યો અને વિચારપદ્ધતિઓની જ દૃષ્ટિએ. પણ " શુભ ભાવનાવાળા માનવીઓને કોઈ મંતવ્યો હોવા જોઈએ નહિ." કારણ કે મંતવ્યો અંતે તો "અંધ વિચારણા" પ્રતિ જ લઈ જાય છે મંતવ્યોનો છંદ સર્વત્ર વ્યાપેલો છે. એ અનિવાર્ય પણ છે કારણકે "કેવી રીતે વિચાર કરવો એના પર નહિ પણ કયો વિચાર કરવો એના પર આપણા ઉછેરના મંડાણ છે. કોઈ મંડળની માન્યતા ધરાવતા અને નિયમન કરતા સભ્યો તરીકે જ આપણને ઉછેરવામાં આવ્યા છે—પછી એ સામ્યવાદી કે ખ્રિસ્તી હોય, મુસલમાન કે હિંદુ, બૌદ્ધ કે ફ્રોઇડવાદી હોય. પરિણામે " જે આઘાત હમેશાં નવો જ હોય છે તેનો પ્રત્યાઘાત તમે જૂના ચોકઠા પ્રમાણે જ કરો છો. માટે તમારા પ્રત્યાઘાતમાં કોઈ સત્ય, નવીનતા, તાઝગી, હોતાં નથી. જો તમે કેથોલીક કે સામ્યવાદી તરીકે જ પ્રતિક્રિયા કરતા હો તો તમે કોઈ પદ્ધતિના વિચાર પ્રમાણે જ પ્રત્યાઘાત કરો છો. નહિ વારુ? માટે જ તમારા પ્રત્યાઘાતનુ કોઈ રહસ્ય નથી. વળી હિંદુઓએ, મુસલમાનોએ, બૌદ્ધોએ, ખ્રિસ્તીઓએ આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો નથી? નવો ધર્મ જેમ રાજ્યની પૂજા કરે છે તેમ જૂનો ધર્મ વિચારની ( માન્યતાની ) પૂજા કરતો." જૂની મર્યાદાઓ પ્રમાણે જો તમે આઘાતનો પ્રત્યાઘાત કરો તો એ પ્રત્યાઘાતથી તમે નવા આઘાતને સમજી શકશો નહિ. માટે "એ નવા આઘાતને સમજવા માટે માણસે પોતાની પશ્ચાદ્ભૂમિથી સદંતર મુક્ત થવું પડશે અને આઘાતને નવી રીતે સમજવો પડશે" બીજા શબ્દોમાં કહીએ તો સંકેતોને ધર્માંધ સિદ્ધાંતોની હરોળમાં મૂકવા

જોઈએ નહિ કે કોઈ પણ વિચાર પદ્ધતિને કામચલાઉ સગવડતાથી વિશેષ લેખવી જોઈએ નહિ. મંતવ્યોમાં રાખેલી માન્યતાથી અને એ માન્યતા પ્રમાણે કરેલા કાર્યથી આપણા પ્રશ્નનો ઉકેલ થતો નથી. "આપણા જીવનની સર્જનશીલ સમજવડે જ સર્જક જગત, સુખી જગત, માન્યતા વિનાનું જગત ઉત્પન્ન થઈ શકે." જે જગતમાં માન્યતાઓ ન હોય એ સુખી જગત છે કારણકે મર્યાદા કરનારા જોરદાર બળો જે માણસને અયોગ્ય કાર્ય કરવા ફરજ પાડે છે એ બળો એ જગતમાં હોતાં નથી, પવિત્ર ગણાતા ધર્માંધ-વિચારો જે વડે કનિષ્ઠ ગુન્હાઓનો બચાવ થાય છે, જે વડે ગંભીર મૂર્ખાઈને સપૂર્ણ રીતે બુદ્ધિમાન્ય કરવામાં આવે છે, એવા વિચારો એ જગતમાં નજરે પડતો નથી

જે શિક્ષણ કેવી રીતે વિચાર કરવો એ નહિ શીખવતાં આપણે કેવા વિચાર કરવા એ શીખવે છે તે શિક્ષણને માટે પુરોહિતો અને આચાર્યોનો શાસકવર્ગ જરૂરી હોય છે. પણ 'કોઈને દોરી જવાની ભાવના જ સમાજવિરોધી અને આધ્યાત્મવાદ વિરોધી છે." જે માણસ દોરવણી કરે છે એને નેતાગીરીથી સત્તાની તૃષ્ણાનો સંતોષ પ્રાપ્ત થાય છે; જેઓ અનુસરે છે તેમની નિશ્ચિન્તાની અને સલામતીની ઇચ્છા સંતુષ્ટ થાય છે. ગુરુ એક પ્રકારનું ઘેન આપે છે. તમે કદાચ પૂછશો કે "તમે શું કરી રહ્યા છો? તમે અમારા ગુરુ તુલ્ય નથી?" જવાબમાં કૃષ્ણમૂર્તિ જણાવે છે કે "ખરેખર હું તમારા ગુરુ તુલ્ય નથી કારણકે પ્રથમ તો હું તમને કોઈ સંતોષ આપતો નથી, પળે પળે અને પ્રતિદિન તમારે શું કરવુ એ હું તમને કહી રહ્યો નથી; હું તો તમને કાંઈક દર્શાવી રહ્યો છું, તમે એનો સ્વીકાર કરો યા અસ્વીકાર કરો એનો આધાર તમારા પર છે, મારા પર નહિ. તમારી પાસેથી મારે કાંઈ જોઈતું નથી! મારે તમારી પૂજા કે તમારી ખુશામત જોઈતાં નથી, મારે તમારાં અપમાન કે તમારા દેવો જોઈતા નથી. હું આ કહું છું અને એ સાચી વાત છે. એનો સ્વીકાર કરો કે અસ્વીકાર કરો. તમારામાંથી ઘણાઓ તો એનો અસ્વીકાર જ કરશે એનું દેખીતું કારણુ તો એ જ છે કે તમને એમાં કોઈ સંતોષ મળતો નથી."

ત્યારે કૃષ્ણમૂર્તિ ખરેખર શું આપે છે? આપણી ઇચ્છા હોય તો આપણે એમની પાસેથી શું ગ્રહણ કરી શકીએ? જો કે શક્યતા તો એવી છે કે આપણે એને જતું કરવાનું જ પસંદ કરીશું. આપણે જોઈ ગયા છીએ એ મુજબ એ માન્યતાઓની કોઈ સરણી, ધર્માંધ વિચારોની નામાવલિ, આગળથી તૈયાર કરેલા અભિપ્રાયો અને આદર્શો આપતા નથી. વળી એ નેતાગીરી, ધ્યાનની રીત, આધ્યાત્મિક દિશાસૂચન કે નમૂના પણ આપતા નથી. વળી એ નથી આપતા કોઈ ક્રિયાકાંડનો વિધિ, કે નથી આપતા કોઈ સમ્પ્રદાય, નથી આપતા એ નીતિનું કોઈ ધોરણ કે નથી આપતા કોઈ ઉત્તેજન કે નથી કરતા પ્રેરણાયુક્ત હોય એવો કોઈ લવારો.

ત્યારે શું એ સ્વનિયમનની વાત કરે છે? જરાય નહિ. કારણકે સ્વનિયમનથી આપણા પ્રશ્નોનો ઉકેલ થતો નથી એ નક્કર હકીકત છે. એ પ્રશ્નોનો ઉકેલ કરવા માટે સત્ય ગ્રહણ કરવા મન ખુલ્લું થવું જોઈએ અને પૂર્વ ખ્યાલો અને અંતરાયો વિના બહારના અને અંદરના જગતની વાસ્તવિક પરિસ્થિતિનો સ્વીકાર કરવો જોઈએ. ( પ્રભુની સેવા એ સંપૂર્ણ મુક્તિ છે. એને ઉલટાવીને એમ પણ કહેવાય કે પૂર્ણ મુક્ત અવસ્થા એ પ્રભુની સેવા છે ) શિસ્તબધ્ધ થવાથી મનનું કોઈ આમૂલ પરિવર્તન થતું નથી; એ તો છે જૂનું જ—" ખીલે બંધાયલું અને સંયત મન "

કૃષ્ણમૂર્તિ જે આપતા નથી એની નામાવલિમાં સ્વનિયમનનો ઉમેરો થાય છે ત્યારે શું એ પ્રાર્થનાની વાત કરે છે? એનો જવાબ પણ નકાર જ છે. " તમે જે જવાબ માગતા હો તે જવાબ પ્રાર્થનાથી તમને મળે પણ એ જવાબ તમારા અજાગૃત મનમાંથી કે તમારી સઘળી માગણીઓના સામાન્ય સંગ્રહમાંથી આવ્યો હોય એ જવાબ પ્રભુનો શાંત નાદ નથી." કૃષ્ણમૂર્તિ આગળ જતાં કહે છે કે, " તમે પ્રાર્થના કરો છો ત્યારે શું બનવા પામે છે તેનો વિચાર કરો. કોઈ ચોક્કસ શબ્દ-સમૂહોનું નિરંતર રટણ કરવાથી અને તમારા વિચારોને સંયમમાં રાખવાથી મન શાંત થાય છે. નથી થતું? છેવટે જાગૃત મન તો શાંત થાય છે જ.

ખ્રિસ્તીઓની જેમ તમે ઘૂંટણે પડો છો અગર હિન્દુઓની જેમ તમે બેસો છો. પછી તમે એ શબ્દોનું રટણ કર્યા જ કરો છો, અને એ રટણને લઈને મન શાંત થાય છે. એ શાંતિમાં કાંઈક સૂચન થાય છે. જેને માટે તમે પ્રાર્થના કરી હતી એવું એ સૂચન અજાગૃત મનમાંથી પણ આવ્યું હોય અગર તમારી સ્મૃતિઓનો જ એ પ્રત્યાઘાત હોય. પણ એ સત્યનો અવાજ નથી જ. સત્યનો અવાજ તમારી પાસે આવે છે. તમારે એને માટે યાચના કે પ્રાર્થના કરવી પડતી નથી. પૂજા કે ભજન વગેરે કરીને, પુષ્પો ચઢાવી એને સતુષ્ટ કરીને, તમારૂં દમન કરીને કે અન્યની પ્રશંસા કરીને, તમે એ અવાજને તમારા નાના પિંજરમાં આવવા લલચાવી શકો નહિ. શબ્દોના રટણથી મનને શાંત કરવાની અને એ શાંતિમાં સૂચનો મેળવવાની યુક્તિ એક વાર જાણ્યા પછી, એ સૂચનો ક્યાંથી આવે છે એ સંબધમાં જો તમે સપૂર્ણ રીતે સાવધ ન હો તો ભય એ છે કે તમે ( એ ટેવમા ) સપડાઈ જશો અને પછી સત્યની શોધનું સ્થાન પ્રાર્થના લેશે. તમે જે માગો તે તમને મળશે. પણ એ સત્ય હશે નહિ. તમારે કાંઈ જોઈતુ હોય અને તમે યાચના કરો એટલે તમને એ મળે પણ અંતે તમારે એની કિંમત આપવી પડશે."

પ્રાર્થનામાથી હવે આપણે યોગપ્રતિ વળીએ. યોગની વાત પણ કૃષ્ણમૂર્તિ કરતા નથી કારણકે યોગ એટલે એકાગ્રતા અને એકાગ્રતા એટલે બીજા વિચારોને અળગા કરવાની ક્રિયા. "તમે પસદ કરેલા વિચારમાં એકાગ્ર થવાથી તમે પ્રતિરોધની દીવાલ ઊભી કરો છો અને બીજા વિચારોને ખાતલ કરવા તમે પ્રયત્ન કરો છો." જેને સામાન્ય રીતે ધ્યાન કહેવામાં આવે છે તે "બીજા વિચારોને અળગા કરી તમારા પસંદ કરેલા વિચારમાં એકાગ્ર થવાની ક્રિયા તથા પ્રતિરોધ વધારવાની જ ક્રિયા છે." "તમે અમુક વિચાર જ કેમ પસંદ કરો છો?" આ સારૂં છે, સાચું છે, ઉમદા છે, અને બીજું એ પ્રમાણે નથી એવું તમે શાથી કહો છો? દેખીતું જ છે કે એ પસદગીનો આધાર તમને મળતા આનંદ પર, લાભ કે તમને મળતી પ્રાપ્તિ પર જ રહેલો છે. અગર તો એ પોતાની મર્યાદિત સ્થિતિની જ

કે પોતાની પ્રથાની જે પ્રતિક્રિયા રૂપ છે. તમે કોઈ પણ પસંદ જ શા માટે કરો છો? હરેક બાબતને કેમ તપાસતા નથી? તમને જ્યારે ઘણી બાબતમાં રસ છે ત્યારે એક જ બાબત શા માટે પસંદ કરો છો? હરેક બાબતને કેમ તપાસતા નથી? પ્રતિરોધ ઉત્પન્ન કરવાને બદલે ઉપસ્થિત થતી હરેક બાબતનો વિચાર કેમ કરતા નથી? અને એક જ બાબતમાં, એક જ વિચારમાં કેમ એકાગ્ર થાઓ છો? તમને ઘણી બાબતનો રસ છે, બહારના અને અંદરના તમારા વેશ ઘણા છે તો પછી એકને જ કેમ પસંદ કરો છો, અને બીજાનો કેમ પરિત્યાગ કરો છો? એમ કરવામાં તો તમે તમારું સઘળું બળ ખર્ચી નાખો છો અને એથી તમે પ્રતિરોધ, ઘર્ષણ અને અથડામણ ઉત્પન્ન કરો છો. પણ જેમ જેમ વિચાર ઉદ્‌ભવે તેમ તેમ તેનો વિચાર કરો—હરેક વિચારનો, કેવળ થોડા જ વિચારનો નહિ—તો બીજા વિચારને અળગા કરવાની ક્રિયા રહેતી નથી. પણ હરેક વિચારને તપાસવો એ વસમું કાર્ય છે કારણકે તમે એક વિચારને તપાસતા હો તે જ વખતે બીજો વિચાર ઘૂસી આવે છે પણ દમન કર્યા વિના કે બચાવ કર્યા વિના જો તમે જાગૃત રહો તો તમને જણાશે કે એ વિચારને ફક્ત નિહાળવાથી જ બીજો કોઈ પણ વિચાર ઘૂસી આવતો નથી. જ્યારે તમે કોઈ પણ વિચારનો તિરસ્કાર કરો, મુકાબલો કરો, કોઈ ધોરણ મુજબ એનું રૂપાંતર કરો ત્યારે જ બીજા વિચારો દાખલ થાય છે.

"તમારો કોઈ ન્યાય ન કરે માટે તમે કોઈનો ન્યાય ન કરશો." બાઈબલનો આ ઉપદેશ જેટલો બીજા સાથેના આપણા સંબંધોને લાગુ પડે છે એટલો જ આપણાં પોતાનાં કાર્યો પરત્વે પણ લાગુ પડે છે. જ્યાં ન્યાય કરવાની વૃત્તિ છે, જ્યાં મુકાબલો અને તિરસ્કાર કરવામાં આવે છે ત્યાં મનની ગ્રહણશીલતા નજરે પડતી નથી; એથી સંકેતો અને સરણીઓના જુલમમાંથી મુક્ત થવાતું નથી, ભૂતકાળના અને સંયોગોના પંજામાંથી છટકાતું નથી. આગળથી નિયત કરેલા હેતુ મુજબ કરવામાં આવેલું આત્મ-નિરીક્ષણ, કોઈ અથાગત ધોરણના કે પવિત્ર ગણાતા સિદ્ધાંતોના ચોકડા

મુજબ કરવામાં આવેલું સ્વાવલોકન આપણને મદદ કરતું નથી, કરી શકતું જ નથી. કૃષ્ણમૂર્તિના શબ્દોમાં કહીએ તો જીવનની એક સર્વાતીત સહજ અવસ્થા છે, કોઈ "સર્જનશીલ સત્ય" છે અને દૃષ્ટાનું મન 'સચેત નિષ્ક્રિય' અવસ્થામાં 'નિષ્ક્રિય જાગૃતિ' ની અવસ્થામાં હોય છે ત્યારે જ એ પ્રકટ થાય છે. ન્યાય અને સરખામણી આપણને દ્વૈતભાવમાં સપડાવી લે છે જેમાંથી આપણે છૂટી શકતા જ નથી. ફક્ત નિષ્ક્રિય જાગૃતિ જ અદ્વૈતભાવ પ્રકટાવી શકે, દ્વંદ્વનું સમીકરણ કરી સંપૂર્ણ પ્રેમ અને સંપૂર્ણ સમજ આપી શકે. પ્રેમ હોય તો ચાહે તે કરી શકો પણ તમારી મરજી મુજબ કાર્ય કરવા માંડો અગર પ્રથાગત્ પદ્ધતિ કે અભિપ્રાયો, આદર્શો કે નિષેધોનું ફરમાન સ્વીકારી તમારી મરજી ન હોય એવાં કાર્યો કરવા માંડો તો તમે કદી પણ પ્રેમ પ્રકટાવી શકશો નહિ. તમારી ઇચ્છાઓની નિષ્ક્રિય જાણ થાય અને તમારે આ ઇચ્છાઓ કરવી જોઈએ અને આ ઇચ્છાઓ ન કરવી જોઈએ એવું કહેનારી સંકેતસરણીથી થતી પ્રતિક્રિયાઓની નિષ્ક્રિય જાણ થાય ત્યારે જ મુક્ત કરનારી ક્રિયા શરૂ થાય. આ નિષ્ક્રિય જાગૃતિ જેમ જેમ જીવભાવના અને એની સાથે સંબંધિત થયેલા અજાગૃત મનના પડ એક પછી એક ભેદે છે તેમ તેમ પ્રેમ અને સમજનો આવિર્ભાવ થાય છે. પણ એ પ્રેમ અને એ સમજ આપણે સામાન્ય રીતે જે પ્રેમ અને સમજથી પરિચિત છીએ એના કરતાં કોઈ બીજા પ્રકારનાં જ છે. હરેક પળે અને જીવનના સઘળા સંયોગોમાં આ નિષ્ક્રિય જાગૃતિ હોય એ જ એક ફળપ્રદ ધ્યાન છે યોગના બીજા બધા જ પ્રકારો સ્વનિયમનમાંથી નીપજતી અંધ વિચારણા પ્રતિ લઈ જાય છે. અગર તો કોઈ પ્રકારના મનપ્રેરિત આનંદપ્રતિ, કોઈ પ્રકારની ખોટી સમાધિ પ્રતિ લઈ જાય છે. "સર્જક સત્યની આંતરમુક્તિ" એ જ સાચી મુક્ત અવસ્થા છે. એની કોઈ "ભેટ કરી શકે નહિ; હરેક પોતાની મેળે જ એને શોધવી અને અનુભવવી રહી. તમારી કીર્તિમાં વધારો કરે એટલા માટે સંગ્રહી રાખવા જેવી એ કોઈ પ્રાપ્તિ નથી. જેમ શાંતિની એક અવસ્થા છે અને એ અવસ્થામાં કાંઈ પણ થવાપણું રહેતું નથી પણ જેમાં

સંપૂર્ણતા છે તેમ એ પણ એક અવસ્થા છે. આ સર્જનશીલતા બાહ્યાકારો રૂપે પ્રગટ થવી જ જોઈએ એવું કાંઈ નથી. એ કોઈ એવી શક્તિ નથી જે આકારો રૂપે પ્રકટ થવી જ જોઈએ. તમારે મહાન કલાકાર થવાની કે કોઈ પ્રખર વક્તા થવાની જરૂર નથી. આવી બાબતો પાછળ પડશો તો આ આંતરસત્ય ગુમાવશો. એ નથી બક્ષીસ કે નથી એ બૌદ્ધિક શક્તિનું પરિણામ. વિચાર જ્યારે વિકારોથી, વૈરભાવથી, અજ્ઞાનથી મુક્ત થાય, વિચાર સંસારી બાબતોથી અને કાંઈક થવાની તૃષ્ણાથી મુક્ત થાય ત્યારે જ આ અમર ખજાનો તમને હાથ લાગશે. સમ્યક્ વિચારણા અને ધ્યાન વડે જ એનો અનુભવ થઈ શકે" આપણી સઘળી ખંડનકારી માન્યતાઓ (સમજાવટો) પાછળ રહેલું સર્જક સત્ય નિષ્ક્રિય સ્વજાગૃતિથી આપણને પ્રાપ્ત થશે, આપણામાં અજ્ઞાન હોવા છતાં, જ્ઞાન જે અજ્ઞાનનું જ બીજુ સ્વરૂપ છે તે જ્ઞાન હોવા છતાં જે પ્રજ્ઞા સદા વસેલી છે તે શાંત પ્રજ્ઞા આપણને સુલભ થશે જ્ઞાન એ તો સંકેતોની જ બાબત છે અને ઘણી વાર પ્રજ્ઞાને એ ખાળે છે, પળે પળે અહમ્‌નાં આવરણો દૂર કરવામાં વિઘ્નરૂપ છે. પ્રજ્ઞાની શાંતિ જે મનમા અવતરી છે તેજ "કાલાતીત અવસ્થાને, પ્રેમને, પિછાનશે. પ્રેમ નથી વ્યક્તિ સાથે સંબધ ધરાવતો હોય એવો કે નથી એ વ્યક્તિ સાથેના સબધ વિનાનો પ્રેમ એટલે જ પ્રેમ. એની વ્યાખ્યા થઈ શકે નહિ, એમા અમુકનો જ સમાવેશ થાય છે કે એમા સર્વનો સમાવેશ થાય છે એ રીતે મન એનુ વર્ણન કરી શકે જ નહિ પ્રેમ એ જ અનંતતા છે, એ જ સત્ય છે, એ જ વરિષ્ઠ છે, એ જ અમાપ છે"

એલ્ડોઅસ હકસલે

## પ્રકરણ પહેલું

# પ્રસ્તાવના

આપણે એકબીજાને સારી રીતે ઓળખતા હોઈએ છતાં એકબીજા સાથે વિચારવિનિમય કરવો અતિશય મુશ્કેલ છે. જે અર્થમાં શબ્દોનો હું ઉપયોગ કરતો હોઉં તે અર્થ તમારે મન ન પણ હોય. આપણે એક જ વખતે એક જ ભૂમિકા પર હોઈએ ત્યારે જ સમજ પ્રાપ્ત થાય છે. અને જ્યારે લોકો વચ્ચે, પતિપત્ની વચ્ચે, ગાઢ મિત્રો વચ્ચે, સાચો સ્નેહ હોય છે ત્યારે જ આ પ્રમાણે બનવા પામે છે. એ જ સાચી એકતા છે. જ્યારે આપણે એક જ વખતે એક જ ભૂમિકા પર મળીએ છીએ ત્યારે તે જ વખતે સમજ પ્રગટે છે.

સહેલાઈથી, અસરકારક રીતે અને કાર્યમાં પરિણમે એવી રીતે એકબીજા સાથે વિચારવિનિમય કરવો એ ઘણું જ મુશ્કેલ છે. હું સાદા શબ્દોનો, કોઈ પરિભાષાના ન હોય એવા શબ્દોનો ઉપયોગ કરું છું કારણકે હું માનું છું કે આપણા વિકટ પ્રશ્નોનું નિરાકરણ કરવામાં કોઈ પણ પરિભાષાના શબ્દો આપણને મદદ કરશે નહિ; માટે જ હું માનસશાસ્ત્રના કે વિજ્ઞાનના પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરવા માગતો નથી. સદ્‌ભાગ્યે મેં માનસશાસ્ત્રનાં કે કોઈ ધર્મનાં પુસ્તકો વાંચ્યાં નથી. નિત્ય જીવનમાં જે શબ્દો આપણે વાપરીએ છીએ એવા અતિ સાદા શબ્દો વડે જ હું એક વધારે ઊંડું રહસ્ય સમજાવવા માગું છું, પણ જો તમને શ્રવણ કરતાં ન આવડતું હોય તો એ કાર્ય ઘણું જ મુશ્કેલ છે.

શ્રવણની પણ એક કળા છે. સાચી રીતે શ્રવણ કરવા માટે માણસે પોતાના સઘળા પૂર્વગ્રહો, પૂર્વનિર્ણયો અને દૈનિક પ્રવૃત્તિઓ તજી દેવાં અગર બાજુએ મૂકવાં જોઈએ. જ્યારે તમારું મન ગ્રહણશીલ હોય છે ત્યારે વસ્તુઓ સહેલાઈથી સમજાય છે; જ્યારે તમે કોઈ પણ

બાબત પર ખરેખર ધ્યાન આપો છો ત્યારે તમે શ્રવણ કરી રહ્યા છો એમ કહેવાય. પણ દુર્ભાગ્યે આપણામાંથી ઘણાઓ પ્રતિકારની દીવાલ ઊભી કરીને જ સાંભળે છે. આપણને ધાર્મિક કે આધ્યાત્મિક, માનસિક કે વૈજ્ઞાનિક પૂર્વગ્રહોની, અગર તો આપણી દૈનિક ચિંતાઓની, લાલસાઓની તથા ભયની દીવાલો નડે છે. આ બધા પડદાવડે આપણે સાંભળીએ છીએ માટે જ જે કહેવાતું હોય એને આપણે સાંભળતા નથી, પણ આપણે આપણા જ ઘોંઘાટને, આપણા જ અવાજને સાંભળીએ છીએ. આપણા શિક્ષણને, આપણા પૂર્વગ્રહોને, આપણા વલણને, આપણા પ્રત્યાઘાતોને બાજુએ મૂકવાં એ અતિશય મુશ્કેલ છે અને શબ્દોથી પર જઈ તતક્ષણ આપણે સમજ મેળવી શકીએ એવી રીતે સાંભળવું એ ઘણું જ કઠણ કાર્ય છે. એ એક આપણી મુસીબત રહેવાની જ.

આ પ્રવચન દરમ્યાન જો કાંઈ પણ એવું કહેવામાં આવે કે જે તમારી વિચારસરણીથી કે માન્યતાથી વિરૂદ્ધનું હોય તો ફક્ત સાંભળજો જ; એનો સામનો કરતા નહિ. કદાચ તમે સાચા હો અને હું ખોટો હોઉં પણ શ્રવણ કરીને અને સાથે વિચાર કરીને સત્ય શું છે એ આપણે શોધવા માગીએ છીએ. કોઈ પણ વ્યક્તિ તમને સત્ય આપી શકે નહિ. એ તો તમારે જ શોધવું પડશે, અને એ શોધવા માટે સીધી સમજ પ્રાપ્ત થાય એવી મનની અવસ્થા હોવી જોઈએ. જ્યારે કોઈ સામનો હોય, કોઈ રક્ષણ હોય, કોઈ સલામતી હોય ત્યારે સીધી સમજ પ્રાપ્ત થતી નથી. જે છે એની જાણ થવાથી જ સમજ આવે છે. જે છે એનો, સાચી અને વાસ્તવિક હકીકતનો અર્થ કર્યા વિના, એને વખોડ્યા વિના કે એનો બચાવ કર્યા વિના એને યથાર્થ રીતે જાણી લેવું એ જ ખરેખર પ્રજ્ઞાની શરૂઆત છે. જ્યારે આપણે એનો અર્થ કરીએ છીએ, આપણી મર્યાદાઓ પ્રમાણે, આપણા પૂર્વગ્રહો પ્રમાણે જ્યારે આપણે એનો અર્થ કરીએ છીએ ત્યારે આપણે સત્યથી વિમુખ થઈએ છીએ. એ તો સંશોધનની ક્રિયા જેવું છે. કોઈ પણ બાબત શું છે એ યથાર્થ રીતે જાણવા માટે સંશોધનની જરૂર રહે છે—તમે તમારી

મનોવૃત્તિ પ્રમાણે એનો અર્થ કરી શકો નહિ. એવી જ રીતે જો આપણે તપાસીએ, નિરીક્ષણ કરીએ, સાંભળીએ, જે છે એનાથી બરાબર વાકેફ થઈએ તો પ્રશ્નનું નિરાકરણ થાય છે. આ સઘળા પ્રવચનોમાં આપણે એ જ કરી રહ્યા છીએ. હું તમને જે છે એ જ દર્શાવવા માગું છું; મારા તરંગો પ્રમાણે હું એનો અર્થ કરવા માગતો નથી. તમારે પણ તમારી પૂર્વભૂમિકા કે તમારી કેળવણી પ્રમાણે એનો અર્થ કરવો કે એને સમજવા યત્ન કરવો જોઈએ નહિ.

ત્યારે શું હરેક બાબતની એના યથાર્થ સ્વરૂપમાં જાણ થવી શક્ય નથી? આપણે જો અહિંઆથી જ શરૂઆત કરીએ તો ખરેખર સમજ પ્રાપ્ત થઈ શકે. જે છે એને કબૂલ કરી લેવાથી, એની જાણ થવાથી મંથનનો અંત આવે છે. જો હું જાણતો હોઉં કે હું જૂઠું બોલું છું અને એ વાતનો જો હું સ્વીકાર કરૂં તો મંથન રહેતું નથી. પોતે કેવો છે એ કબૂલવું, એની જાણ થવી એ જ પ્રજ્ઞાની, સમજની શરૂઆત છે. અને એ તમને કાળથી મુક્ત કરે છે. કાળક્રમના અર્થમાં નહિ પણ મનની, ચિત્તની ક્રિયાના અર્થમાં, એના સાધનના અર્થમાં, કાળને દાખલ કરવો એ ખંડનાત્મક છે અને ગૂંચવાડો ઉત્પન્ન કરે છે.

માટે જ વખોડયા વિના, બચાવ કર્યા વિના, એકરૂપ થયા વિના, જો આપણે જે છે એને સમજીએ તો આપણને સમજ પ્રાપ્ત થાય પોતે અમુક સ્થિતિમાં, અમુક હાલતમાં છે એ જાણવું એ જ મુક્તિની ક્રિયા છે. પણ જે માણસ પોતાની સ્થિતિથી, પોતાના મંથનથી, વાકેફગાર નથી. તે પોતે જે છે એનાથી જુદો જ થવા પ્રયત્ન કરે છે અને એથી ટેવ ઉત્પન્ન થાય છે માટે જે છે એને આપણે તપાસવા માગીએ છીએ, જે છે એને જરા પણ વળ દીધા વિના, એનો કોઈ પણ અર્થ કર્યા વિના આપણે એનું નિરીક્ષણ કરવા, એની જાણ મેળવવા માગીએ છીએ એ આપણે યાદ રાખવું પડશે. જે છે એની જાણ થવા માટે અને એને સમજવા માટે અતિશય તીક્ષ્ણ મનની તથા અતિશય સરળ હૃદયની જરૂર પડશે કારણકે જે છે એ નિરંતર ગતિમાન છે, નિરંતર પરિવર્તન

પામે છે એટલે મન જો કોઈ માન્યતાને ખીલે બંધાયલું હોય કે કોઈ જ્ઞાનને વરેલું હોય તો જે છે એની ઝડપી ગતિને એ પકડી શકતું નથી કે એને સમજી શકતું નથી. જે છે એ સ્થિતિચુસ્ત તો નથી જ—જો તમે એનું બારીક નિરીક્ષણ કરશો તો તમને માલમ પડશે કે એ સતત ગતિમાં જ હોય છે. એને સમજવા માટે અતિશય ચપળ મનની અને સરળ હૃદયની જરૂર પડે છે; મન જો સ્થિતિચુસ્ત હોય, કોઈ માન્યતામાં, પૂર્વગ્રહમાં, એકરૂપતામાં, જકડાયલું હોય તો મન હૃદય ચપળ અને સરળ બનતાં નથી અને જે મન હૃદય શુષ્ક છે એ જે છે એને સહેલાઈથી, ત્વરાથી, સમજી શકે નહિ.

વ્યક્તિના તેમજ સમષ્ટિના જીવનમાં અવ્યવસ્થા, ગૂંચવાડો અને દુઃખ આવેલાં છે એ દરેક જણ જાણે છે. એની વધારે પડતી ચર્ચા કરવાની કે એનું વધારે પડતું કથન કરવાની જરૂર નથી. આ પરિસ્થિતિ હિન્દુસ્તાનમાં જ નહિ પણ જગતભરમાં છે. ચિનમાં, અમેરિકામાં, ઇંગ્લેન્ડમાં, જર્મનીમાં, જગતના તમામ ભાગોમાં ગૂંચવાડો અને દુઃખના પહાડ આવેલાં છે. એ કોઈ પ્રજાકીય કે સ્થાનિક પરિસ્થિતિ નથી, સારાય જગતમાં આ જ પરિસ્થિતિ વ્યાપેલી છે. વ્યક્તિના અને સમષ્ટિના જીવનમાં અતિશય ભારે દુઃખ વ્યાપેલું છે. એ જગતભરની આફત છે અને તેથી જ એને કોઈ ભૌગોલિક વિભાગને, નકશાના કોઈ રંગીન વિભાગને લાગુ પાડવી એ મૂર્ખાઈ ભરેલું છે. એમ કરવાથી જગતના તેમજ વ્યક્તિના દુઃખનું સંપૂર્ણ રહસ્ય આપણે સમજી શકીશું નહિ. આ ગૂંચવાડાની આપણને જાણ થયેલી હોય તો આપણે આજ એનો કેવો જવાબ વાળીએ છીએ? આપણે કેવી પ્રતિક્રિયા કરીએ છીએ?

રાજકીય, સામાજિક, ધાર્મિક દુઃખ વ્યાપેલું છે; આપણું આખુંય માનસ સદિગ્ધ છે વળી આપણા રાજકીય અને ધાર્મિક સઘળા આગેવાનો આપણને કાંઈ સહાય કરી શક્યા નથી, કોઈ પણ ગ્રંથનું રહસ્ય રહ્યું નથી તમે ભગવદ્‌ગીતા કે બાઈબલ વાંચો, રાજકારણનાં કે માનસશાસ્ત્રના છેલ્લામાં છેલ્લા કથનો વાંચો છતાં તમને તેમાં સત્યનો

રણકાર સંભળાશે નહિ. એ બધાં માત્ર શબ્દો જ બની ગયાં છે. એ શબ્દોનું રટણ કરનાર તમે પોતે પણ સંદિગ્ધ અને અનિશ્ચિત છો. કેવળ શબ્દોનું રટણ કરવાનો કાંઈ અર્થ નથી. માટે જ શબ્દોની અને પુસ્તકોની કિંમત રહી નથી. એનો અર્થ એ છે કે તમે બાઈબલનાં, માર્કસનાં, ભગવદ્‌ગીતાનાં, અવતરણ આપો છતાં તમે પોતે જ અનિશ્ચિત, સંદિગ્ધ છો એટલે શબ્દોનું તમારું પુનઃ ઉચ્ચારણ જૂઠાણું છે. પુસ્તકોમાં જે કાંઈ લખ્યું છે એ કેવળ પ્રચારક્રિયા જ બની રહે છે અને પ્રચારક્રિયા એ સત્ય નથી. એટલે જ્યારે તમે પુનઃ ઉચ્ચારણ કરો છો ત્યારે તમે તમારા જીવનની સ્થિતિ સમજી શકતા નથી. એ રીતે તો તમે પ્રમાણભૂત શબ્દો વડે તમારા ગૂંચવાડાને આચ્છાદો છો. આપણે તો એ ગૂંચવાડાને અવતરણો વડે ઢાંકી દેવાનો પ્રયત્ન કરી રહ્યા નથી પણ એને સમજવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. માટે જ એ સંબંધમાં તમે શું કરો છો? જીવનની આ અસાધારણ અવ્યવસ્થા, મુંઝવણ અને અનિશ્ચિતતાના સંબંધમાં તમે શું કરો છો? હું ચર્ચા કરું એ દરમ્યાન એનાથી વાકેફ બનો; મારા શબ્દોને નહિ પણ તમારામાં જે વિચાર ચાલી રહ્યો હોય એને સમજો ઘણાઓ રમતમાં ભાગ લેવા ટેવાયેલા નથી, એઓ તો પ્રેક્ષકો થવા જ ટેવાયેલા છે. આપણે પુસ્તકો વાંચીએ છીએ પણ આપણે પુસ્તકો કદી લખતા નથી પ્રેક્ષકો થવું, ફૂટબોલની રમત નીહાળવી, જાહેર રાજનીતિજ્ઞ પુરૂષોને અને વક્તાઓને જોવા એ આપણી પ્રથા, આપણી રાષ્ટ્રીય અને સર્વગત ટેવ થઈ પડી છે. આપણે તો કેવળ બહારથી નિરીક્ષણ કરનારા જ બન્યા છીએ અને પરિણામે આપણે સર્જનશક્તિ ગુમાવી છે. માટે જ આપણે બીજાનું પ્રમાણ ગ્રહણ કરવા માગીએ છીએ.

તમે ફક્ત અવલોકન જ કરો, તમે કેવળ પ્રેક્ષક જ બનો તો આ પ્રવચનોનું રહસ્ય તમે જરા પણ સમજી શકશો નહિ કારણકે આ કોઈ એવું ભાષણ નથી જે તમારે ટેવને લઈ ને સાંભળવું જ પડે. હું તમને સમાચાર આપવા માગતો નથી; એ તો તમે સર્વકોષમાથી પણ મેળવી શકો. આપણે તો એકબીજાના વિચારો સમજવા માટે, બની શકે ત્યાં

સુધી, બની શકે એટલા ઊંડાણુથી આપણી પોતાની જ વૃત્તિઓનાં સૂચન અને એના પ્રત્યાઘાતો સમજવા માટે પ્રયત્ન કરી રહ્યા છીએ. માટે આ કાર્યનો, આ દુઃખનો, તમારો જવાબ શો છે એ કૃપા કરીને શોધી કાઢો. એ સંબંધમાં બીજાઓનું શું કહેવું છે એ નહિ પણ તમારો પોતાનો જવાબ શો છે એ શોધી કાઢો. એ દુઃખથી, એ અવ્યવસ્થાથી જો તમને કાંઈ મળતું હોય, જો એથી તમને આર્થિક, સામાજિક, રાજકીય કે માનસિક લાભ થતો હોય તો તમે એ પ્રતિ દુર્લક્ષ રાખો છો. માટે જો એ અવ્યવસ્થા ચાલુ રહે તો તમે તેની ગણના કરતા નથી. ખરેખર જગતમા જેમ વધારે મુસીબત, જેમ વધારે અવ્યવસ્થા હોય છે તેમ માણુસ વધારે સલામતી શોધે છે તમે શું એ જોયું નથી? જ્યારે જગતમાં ચિત્તનો અને હરેક પ્રકારનો ગૂંચવાડો હોય છે ત્યારે તમે કોઈ એક પ્રકારની સલામતીનો આશરો લો છો—પછી એ સલામતી બેન્કના ખાતાની હોય કે કોઈ વિચારપધ્ધતિની હોય. અગર તો તમે પ્રાર્થના કરવા માંડો છો કે દેવળમાં જાઓ છો. એનો અર્થ એ જ છે કે જગતમાં જે બની રહ્યું છે તેમાંથી તમે છટકી રહ્યા છો. જગતભરમાં વધારે ને વધારે સમ્પ્રદાયો રચાય છે. વધારે ને વધારે વિચારસરણીઓ અસ્તિત્વમાં આવી રહી છે. આનું કારણુ એ છે કે જેમ ગૂંચવાડો વધારે તેમ કોઈ નેતાની, આ ગૂંચવાડામાંથી તમને મુક્ત કરે એવી કોઈ વ્યક્તિની તમને વધારે ને વધારે ઇચ્છા રહે છે. એટલે તમે ધાર્મિક પુસ્તકો પ્રતિ કે છેલ્લામાં છેલ્લા કોઈ ગુરુ પ્રતિ વળો છો; અગર તમે આ કે પેલી વિચારશ્રેણી જે તમને પ્રશ્નનો ઉકેલ કરી શકે એવી જણાતી હોય એ વિચારશ્રેણી મુજબ વર્તો છે અને કાર્ય કરો છો. દુનિયામાં આમ જ બની રહ્યુ છે.

પણ આ ગૂંચવાડાનું, આ દુઃખનું, કારણુ શું છે? અંદરનું જ નહિ પણ બહારનું ય આ દુઃખ, ત્રીજો વિગ્રહ ફાટી નીકળવાની અણી પર છે એનો ભય—આ બધાં કેવી રીતે આવ્યાં? એનું કારણુ શું? ખરેખર સઘળાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યાંકનો નિષ્ફળ નીવડ્યાં છે, અને

મન વડે તથા કર વડે ઉત્પન્ન કરેલી વસ્તુઓનાં મૂલ્ય, ઇન્દ્રિયભોગની વસ્તુઓનાં મૂલ્ય, વધી પડ્યાં છે એનું જ એ સૂચન કરે છે. જ્યારે ઇન્દ્રિયભોગની વસ્તુઓનાં મૂલ્ય સિવાય, મન, હાથ કે યંત્ર વડે નિપજાવેલી વસ્તુઓનાં મૂલ્ય સિવાય અન્ય કાંઈ રહે જ નહિ ત્યારે શું બનવા પામે? વસ્તુઓના ઇન્દ્રિયભોગનું રહસ્ય જેમ વધી પડે તેમ ગૂંચવાડો વધે. ખરૂં ને? વળી આ મારો કોઈ સિદ્ધાંત નથી. તમારાં મૂલ્યાંકનો, તમારી સમૃદ્ધિ, તમારૂં આર્થિક અને સામાજિક જીવન હાથ વડે કે મન વડે બનાવેલી ચીજો પર રચાયલું છે એ જાણવા માટે તમારે પુસ્તકોના અવતરણની જરૂર નથી. આ રીતે આપણે ઇન્દ્રિયભોગનાં મૂલ્યાંકનોમાં તરબોળ થઈ જીવીએ છીએ, અને કાર્ય કરીએ છીએ. એનો અર્થ એ છે કે મનની, હાથની, યંત્રની, વસ્તુઓ મહત્ત્વની થઈ પડી છે. જ્યારે વસ્તુઓ મહત્ત્વની થઈ પડે, ત્યારે માન્યતાઓનું રહસ્ય અતિશય વધી પડે. દુનિયામાં આ પ્રમાણે જ થઈ રહ્યું છે. નહિ વારૂ?

આ રીતે ઇન્દ્રિયભોગને વધારે ને વધારે મહત્ત્વ આપવાથી ગૂંચવાડો પેદા થાય છે અને ગૂંચવાડામાં આવી પડ્યા પછી ધાર્મિક, આર્થિક કે સામાજિક, છટકબારીઓ દ્વારા અગર મહત્ત્વાકાંક્ષા, સત્તા કે સત્યની શોધ દ્વારા એ ગૂંચવાડામાંથી દૂર ભાગવા આપણે પ્રયત્ન કરીએ છીએ. પણ સત્ય તો પાસે છે, એને તમારે શોધવું પડતું નથી; જે માણસ સત્યને શોધે છે એ સત્ય કદી પણ પ્રાપ્ત કરે નહિ. જે છે એમાં જ સત્ય સમાયલું છે અને એ જ એની ખૂબી છે. પણ જે પળે તમે એનો ખ્યાલ બાંધો, જે પળે તમે એને શોધો એજ પળે તમે મંથન કરવું શરૂ કરો છો. અને જે માણુસ મંથન કરે છે એ સમજ મેળવી શકે નહિ. માટે જ આપણે શાંત અને નિરીક્ષણ કરનાર તથા નિષ્ક્રિય રીતે જાગૃત થવું પડે છે. આપણે જાણીએ છીએ કે આપણું જીવન, આપણું કાર્ય વિનાશના અને દુઃખના ક્ષેત્રમાં જ હોય છે; એક મોજાની માફક ગૂંચવાડો અને અવ્યવસ્થા આપણને ઘેરી લે છે. જીવનના ગૂંચવાડામાં કોઈ વિરામકાળ હોતો નથી.

અત્યારે આપણે જે કાંઈ કરીએ છીએ તે અંધાધૂંધી તથા દુઃખ

તરફ જ આપણને લઈ જતું જણાય છે. તમારા જીવન પ્રતિ નજર કરો એટલે તમને જણાશે કે આપણું જીવન દુઃખના સીમાડા પર જ આવેલું છે. આપણું કાર્ય, આપણી સામાજિક પ્રવૃત્તિ, આપણું રાજકારણ, વિગ્રહ અટકાવવા માટે જુદીજુદી પ્રજાઓનાં સમેલન—આ બધાંય નવાનવા વિગ્રહો પેદા કરે છે. જીવનની પૂઠે વિનાશ ગતિ કરી રહ્યો છે; આપણું કોઈ પણ કાર્ય મૃત્યુને જ આમંત્રી રહ્યું છે. આ આપણી વાસ્તવિક પરિસ્થિતિ છે.

ગૂંચવાડાના અને દુઃખના મોજામાં સદા સપડાયલા રહેવાને બદલે આ દુઃખનો આપણે એકદમ અંત લાવી શકીએ? એટલા જ માટે બુદ્ધ કે ક્રાઈસ્ટ જેવા મહાન ગુરુઓ આવ્યા છે. શ્રદ્ધાનો સ્વીકાર કરી ગૂંચવાડા-માંથી અને દુઃખમાંથી તેઓ કદાચ મુક્ત થયા હશે. પણ દુઃખને તેઓ અટકાવી શક્યા નથી, તેઓ ગૂંચવાડાની સામે દીવાલ ઉભી કરી શક્યા નથી. ગૂંચવાડો અને દુઃખ ચાલ્યા જ કરે છે. આ સામાજિક અને આર્થિક ગૂંચવાડો જોઈ, આ અવ્યવસ્થા, આ દુઃખ જોઈ તમે જેને ધાર્મિક જીવન કહેવામાં આવે છે એવા જીવન તરફ વળો અને દુનિયાનો ત્યાગ કરો તો એ મહાન ગુરુઓની હરોળમાં તમે સામેલ થઈ રહ્યા છો એમ કદાચ તમને લાગે પણ પોતાની અવ્યવસ્થા, પોતાનું દુઃખ, પોતાનો વિનાશ, રાય અને રંકનું સદાકાળનું દુઃખ માથે લઈ જગત તો હીંડ્યું જ રહે છે. એટલે આ દુઃખમાંથી આપણે અત્યારે જ દૂર થઈ શકીએ કે કેમ એ જ આપણો—તમારો અને મારો—પ્રશ્ન છે. જગતમાં રહેવા છતાં જો તમે જગતના ભાગરૂપ ન બનો તો બીજાઓને ભવિષ્યમાં નહિ, આવતી કાલે નહિ પણ અત્યારે જ (એ દુઃખમાંથી) મુક્ત થવામાં તમે મદદ કરી શકશો. ખરેખર એ જ આપણો પ્રશ્ન છે. કદાચ વધારે વિનાશક, વધારે ભયાનક સ્વરૂપમાં વિગ્રહ આવી રહ્યો છે. આપણે એને અટકાવી તો ન જ શકીએ. કારણકે બનાવો એટલા બધા બળવાન અને એટલા બધા નજદીક છે કે આપણે એમને અટકાવી શકીએ નહિ. પણ આપણે એ ગૂંચવાડો અને એ દુઃખ વિના વિલંબે સમજી શકીએ એ તો ખરું ને? આપણે એમને સમજવાં જોઈએ. ત્યારપછી જ સત્યની

એવી જ સમજ બીજામાં આપણે જાગૃત કરવા શક્તિવાન થઈશું. બીજા શબ્દોમાં કહીએ તો તમે તતક્ષણ મુક્ત થઈ શકો? આ દુઃખમાંથી મુક્ત થવાનો એ જ રસ્તો છે. સમજ વર્તમાનમાં જ પ્રાપ્ત થઈ શકે પણ જો તમે કહો કે 'હું એ આવતી કાલે કરીશ' તો ગૂંચવાડાનો પ્રવાહ તમને ઘેરી લેશે અને પછી તમે ગૂંચવાડામાં સદાને માટે સપડાયલા રહેશો.

તમે પોતે સત્યને તતક્ષણ સમજો અને તેથી ગૂંચવાડાનો અંત લાવો એ સ્થિતિએ આવી પહોંચવું શક્ય છે? હું કહું છું કે એ શક્ય છે અને એ જ એક માર્ગ સભવિત છે. હું કહું છું કે એ કરી શકાય અને કરવું જ જોઈએ કોઈ ધારણાના કે માન્યતાના આધારે આ વાત હું કરી રહ્યો નથી. આ અસાધારણ ક્રાતિ લાવવી—ક્રાંતિમાં મૂડીવાદીને ખસેડી કોઈ બીજાને દાખલ કરવાની વાત નથી—આ અદ્દભુત પરિવર્તન —અને એ જ સાચી ક્રાંતિ છે—લાવવું એ જ પ્રશ્ન છે જેને સામાન્ય રીતે ક્રાંતિ કહેવામાં આવે છે એમાં એક પક્ષના વિચારો મુજબ બીજા પક્ષનું રૂપાંતર જ કે જારીપણું જ નજરે પડે છે. ઉદ્દામ પક્ષ એ પણ રૂપાતર કરેલા વિનિત પક્ષનુ જ જારીપણું છે. જો વિનિત પક્ષ ઇન્દ્રિયભોગનાં મૂલ્યાંકનો પર રચાયેલો હોય તો ઉદ્દામ પક્ષ પણ જુદા પ્રમાણમાં અને જુદા સ્વરૂપે એ જ મૂલ્યાકનો જારી રાખે છે માટે જ વ્યક્તિ તરીકે તમે પોતે બીજા સાથેના તમારા સબધમા વાકેફ થાઓ તો જ સાચી ક્રાતિ આવી શકે. ખરેખર બીજા સાથેના, તમારી પત્ની સાથેના, બાળક સાથેના, પાડોશી સાથેના, શેઠ સાથેના સબધમાં તમે જેવા છો એ જ સમાજ. સમાજરૂપે સમાજનું અસ્તિત્વ જ નથી આપણા સંબધોમાં આપણે જે ઉત્પન્ન કર્યું હોય એ જ સમાજ; આપણી આંતરચિત્ત દશાનુ પ્રકટ સ્વરૂપ એ જ સમાજ. માટે જ જો આપણે આપણી જાતને સમજીએ નહિ તો જે આંતરદશાનું પ્રકટ સ્વરૂપ છે એવી બાહ્ય પરિસ્થિતિનું રૂપાતર કરવાનો કોઈ અર્થ નથી. એટલે કે જ્યાં સુધી તમારી સાથેનો મારો સબંધ કેવો છે એ હું સમજું નહિ ત્યાં સુધી સમાજમાં કોઈ મહત્ત્વનું પરિવર્તન કે રૂપાંતર થઈ શકે નહિ મારા સંબધમાં જ હું સંદિગ્ધ હોઉં તો હું જે છું એનું જ પ્રકટ સ્વરૂપ હોય, એની જ

નકલ હોય એવો સમાજ હું ઉત્પન્ન કરૂં છું. આ તો દેખીતી વાત છે જેની આપણે ચર્ચા કરી શકીએ. સમાજે, બહાર પ્રકટ થયેલા સ્વરૂપે, મને ઘડ્યો છે કે સમાજને મેં ઘડ્યો છે એ આપણે ચર્ચી શકીએ.

માટે જ એ શું સ્પષ્ટ હકીકત નથી કે બીજાના સંબંધમાં હું જેવો હોઉં એ જ સમાજ ઉત્પન્ન કરે છે અને મારી જાતનું આમૂલ પરિવર્તન કર્યા સિવાય સમાજના મહત્ત્વના કાર્યમાં કોઈ પરિવર્તન થઈ શકે નહિ. સમાજના પરિવર્તન માટે કોઈ વિચારસરણી પર આધાર રાખીએ તો પ્રશ્નથી આપણે દૂર ખસીએ છીએ. કારણકે વિચારસરણી માણસનું પરિવર્તન કરી શકે નહિ; ઇતિહાસ પૂરવાર કરે છે કે માણસ જ સમાજનું પરિવર્તન કરે છે. તમારી સાથેના મારા સંબંધમાં હું કેવો છું એ જ્યાં સુધી હું સમજું નહિ ત્યાં સુધી અવ્યવસ્થા, દુઃખ, વિનાશ, ભય, નિર્દયતાનું કારણ હું જ છું પોતાની જાતને સમજવી એ કાળનો પ્રશ્ન નથી. હું મારી જાતને આ જ પળે સમજી શકું. જો હું કહું કે 'હું મારી જાતને આવતી કાલે સમજીશ તો હું અવ્યવસ્થા અને દુઃખ આણી રહ્યો છું, મારૂં કાર્ય વિનાશક છે. જે પળે હું કહું કે 'હું (ભવિષ્યમાં) સમજીશ' તે જ પળે હું કાળનો પ્રશ્ન દાખલ કરૂ છું, અને એ રીતે ગૂંચવાડાના, અને વિનાશના મોજામાં હું સપડાઈ ચૂકયો છું સમજ અત્યારે જ પ્રાપ્ત થાય છે, આવતી કાલે નહિ. જેનું મન પ્રમાદી છે, આળસુ છે, જેને રસ નથી એવાને માટે જ આવતી કાલ હોય છે. જ્યારે તમને કશામાં રસ પડ્યો હોય ત્યારે તમે એ કાર્ય તત્ક્ષણ જ કરો છો, એવે સમયે સમજ વિના વિલંબે આવે છે, પરિવર્તન વિના વિલંબે થાય છે. જો તમે અત્યારે બદલાઓ નહિ તો તમે કદી પણ બદલાશો નહિ, કારણકે જે સુધારો આવતી કાલે થાય છે એ તો કેવળ રૂપાંતર જ છે, એ પરિવર્તન નથી. પરિવર્તન તરત જ થાય છે; ક્રાંતિ અત્યારે જ થાય, આવતી કાલે નહિ.

જ્યારે એમ બનવા પામે ત્યારે તમારા સઘળા પ્રશ્નોનો અંત આવે છે કારણકે પછી અહમને પોતા વિષેની ચિંતા રહેતી જ નથી; આમ થાય ત્યારે જ વિનાશના મોજાથી તમે પર થાઓ છો.

## પ્રકરણ બીજું

# આપણે શું શોધી રહ્યા છીએ ?

આપણામાંથી ઘણાઓ, શું શોધી રહ્યા છે ? આપણે દરેક જણ શું માગીએ છીએ ? આ અશાંત જગતમાં જ્યાં દરેક જણ કોઈ એક પ્રકારની શાંતિ, કોઈ એક પ્રકારનું સુખ, આશરો શોધી રહ્યું છે ત્યાં આપણે શું શોધી રહ્યા છીએ, શું મેળવવા પ્રયત્ન કરી રહ્યા છીએ એ જાણવું મહત્ત્વનું નથી ? મોટા ભાગના લોકો કદાચ કોઈ એક પ્રકારનું સુખ, કોઈ એક પ્રકારની શાંતિ, શોધી રહ્યા છે; દુ:ખ, વિગ્રહ, તકરાર અને કલહથી ભરેલા આ જગતમાં કાંઈક શાંતિ મળે એવું આરામ સ્થળ આપણે માગીએ છીએ. હું ધારું છું કે આપણા ઘણાની આ જ માગણી છે એટલે આપણે એક નેતાથી બીજા નેતા પાસે, એક ધાર્મિક મંડળથી બીજા ધાર્મિક મંડળમાં, એક ગુરુથી બીજા ગુરુ પાસે જઈએ છીએ.

આપણે શું સુખ જ શોધીએ છીએ કે કોઈ એક પ્રકારના સંતોષમાંથી સુખ મેળવવાની આશા રાખતા હોઈએ એવો સંતોષ શોધીએ છીએ ? સુખ અને સંતોષમાં ફરક છે. સુખને તમે શોધી શકો ખરા ? તમને કદાચ સંતોષ મળે પણ ખરેખર તમે સુખને ન જ શોધી શકો. સુખ અન્ય પ્રવૃત્તિ દ્વારા પ્રાપ્ત થાય છે; એ કોઈ બીજી બાબતના પરોક્ષ પરિણામે પ્રાપ્ત થાય છે એટલે જે બાબતમાં પુષ્કળ ધગશ, ધ્યાન, વિચાર, સંભાળ રાખવાની જરૂર છે એ બાબત તરફ આપણાં મન હૃદય વાળીએ એ પૂર્વે આપણે શું શોધી રહ્યા છીએ એ આપણે સમજી લેવું ન જોઈએ ? આપણે સુખ શોધી રહ્યા છીએ કે સંતોષ ? હું માનું છું કે ઘણાઓ સંતોષ જ શોધી રહ્યા છે; આપણે સંતુષ્ટ થવાની જ ઇચ્છા રાખીએ છીએ, આપણી શોધને અંતે આપણે તૃપ્ત થયા છીએ એવું ભાન આપણને જોઈએ છે.

જો માણસ શાંતિ જ શોધતો હોય તો એ એને સહેલાઈથી મળે છે. કોઈ એક કાર્ય પાછળ, વિચાર પાછળ, આંધળો બની એ પોતાનું જીવન અર્પણ કરે અને એમાં આરામ લઈ શકે. પણ એથી ખરેખર પ્રશ્નનો ઉકેલ થતો નથી. કોઈ સંકુચિત કરતા વિચારમાં કેવળ પુરાઈ રહેવું એ મંથનમુક્ત થવાનો અર્થ નથી. માટે જ આપણે દરેક જણ બહારથી અને અંદરથી શું માગી રહ્યો છે એ આપણે જાણી લેવું ન જોઈએ? આ બાબતમાં જો આપણે સ્પષ્ટ હોઈએ તો આપણને કોઈ પણ સ્થળે, કોઈ પણ ગુરુ પાસે, કોઈ પણ સંપ્રદાયમાં, કોઈ પણ મંડળમાં જવાની જરૂર નથી. માટે આપણો ઈરાદો કેવો છે એ સ્પષ્ટ જાણી લેવું એ જ આપણી મુસીબત છે. નહિ વારૂ? આપણે એ બાબતમાં સ્પષ્ટ થઈ શકીએ? વળી શોધ કરવાથી, બીજાઓ શું કહે છે એ જાણવાથી, મહાનમા મહાન ગુરુથી માંડી ગલીને નાકે આવેલા દેવળના ઉપદેશક શું કહે છે એ જાણવાથી એ સ્પષ્ટતા આવશે? સમજ મેળવવા માટે તમારે કોઈ અન્ય પાસે જવાની જરૂર છે? અને છતાં ય આપણે એ જ કરી રહ્યા છીએ ખરૂં ને? આપણે અસંખ્ય પુસ્તકો વાંચીએ છીએ, ઘણી ઘણી સભાઓમાં હાજરી આપીએ છીએ અને ચર્ચા કરીએ છીએ, ઘણાં ઘણાં મંડળોમાં દાખલ થઈએ છીએ અને એ રીતે આપણા જીવનમાં થતા ઘર્ષણનો અને દુઃખનો ઇલાજ શોધવા પ્રયત્ન કરીએ છીએ. અને જો એ સઘળુ ન કરતા હોઈએ તો આપણે માની લઈએ છીએ કે (સમજ) આપણે પ્રાપ્ત કરી છે. એટલે કે આપણે એમ કહીએ છીએ કે અમુક મંડળથી, અમુક ગુરુથી, અમુક ગ્રંથથી આપણને સંતોષ મળે છે. આપણને જે કાંઈ જોઈએ છે તે એમાંથી આપણને મળી રહે છે અને એ પરિસ્થિતિમાં આપણે જડ અને સંકુચિત થયેલા રહીએ છીએ.

આ સઘળા ગૂંચવાડામાંથી કાંઈક નિત્ય, કાંઈક ચિરસ્થાયી, જેને આપણે સત્ય, ઈશ્વર અગર ગમે તે બીજા નામે ઓળખીએ છે તે શોધતા નથી? એને ગમે તે નામ આપીએ એ બીનમહત્ત્વનું છે કારણકે શબ્દ એ ખરેખર વસ્તુ નથી. માટે શબ્દોમાં સપડાઈ જવાની જરૂર નથી.

ભાષણો કરવાનો જેનો ધંધો હોય એવાઓને એ કામ સોંપી દો. આપણા-માંથી ઘણાઓ કાંઈક નિત્ય હોય એવું શોધી રહ્યા છે, કાંઈક એવું આપણે શોધી રહ્યા છીએ જેને આપણે વળગેલા રહી શકીએ, જે આપણને ચિરસ્થાયી ખાતરી, આશા, ઉત્સાહ, નિશ્ચિતતા આપી શકે; કારણકે આપણે પોતે અનિશ્ચિત છીએ. આપણે આપણી જાતને ઓળખતા નથી. વિગતો વિષે આપણે ઘણું જાણીએ છીએ, પુસ્તકોમાં શું લખ્યું છે એ આપણે ઘણું જાણીએ છીએ, પણ આપણે પોતે એ બાબતો જાણતા નથી, આપણને એનો સીધો અનુભવ નથી.

વળી આપણે 'નિત્ય' કોને કહીએ છીએ? એવું શું આપણે શોધી રહ્યા છીએ જે આપણે માનીએ છીએ કે નિત્ય ટકી રહેશે? આપણે શું ચિરસ્થાયી સુખ, ચિરસ્થાયી સંતોષ, ચિરસ્થાયી નિશ્ચિતતા શોધી રહ્યા નથી? આપણે કાંઈક એવુ માગીએ છીએ જે સદાકાળ ટકી રહે, જે આપણને સંતોષ આપે જો બધા શબ્દો અને શબ્દસમૂહો દૂર કરી આપણે વાસ્તવિક રીતે એ તરફ દૃષ્ટિ કરીએ તો આપણે એ જ માગી રહ્યા છીએ એમ આપણને જણાશે. આપણને તો સદા ટકી રહે એવી મોજમજા, સદા ટકી રહે એવો સંતોષ જોઈએ છે અને એને જ આપણે સત્ય, ઈશ્વર અગર એવું જ બીજું કાંઈ કહીએ છીએ.

ઠીક ત્યારે, આપણને તો મોજમજા જ જોઈએ છે. એમ કહેવું કદાચ અસંસ્કારી લાગતું હશે પણ આપણને ખરેખર તો એ જ જોઈએ છે. જે જ્ઞાન આનંદ આપે, જે અનુભવમાથી આનંદ પ્રાપ્ત થાય, જે સંતોષ આવતી કાલે કરમાઈ જાય નહિ એજ આપણે માગી રહ્યા છીએ. વળી અનેક પ્રકારના સંતોષનો આપણે અખતરો કરી જોયો છે અને તે બધા ટકી રહ્યા નથી એટલે હવે આપણે સત્ય કે ઈશ્વરમાં સદા ટકી રહે એવો સંતોષ શોધી રહ્યા છીએ. ખરેખર બુધ કે અબુધ, સિધ્ધાંતવાદી કે હકીકતવાદી સર્વ કોઈ આ જ શોધી રહ્યું છે. પણ ચિરસ્થાઈ સંતોષ હોઈ શકે? કાંઈક એવું છે જે સદા ટકી રહે?

હવે જો તમે ચિરસ્થાયી સંતોષ શોધતા હો અને તેને ઈશ્વર કે

સત્ય કે અન્ય કાંઈ કહેતા તો—શું કહો છો એ મહત્ત્વનું નથી—તો તમે જે શોધી રહ્યા છો તે તમારે સમજવું ન જોઈએ ? જ્યારે તમે એમ કહો છો કે હું શાશ્વત સુખ શોધી રહ્યો છું—સત્ય, ઈશ્વર કે અન્ય કાંઈ પણ—ત્યારે એ શોધનાર કોણ છે એ પણ સમજવું જરૂરી નથી ? કદાચ ચિરસ્થાયી સલામતી કે ચિરસ્થાયી સુખ જેવું કશું પણ ન હોય. સત્ય આનાથી તદ્દન જુદું જ હોય. અને હું ધારું છું કે તમે જે કાંઈ જોઈ શકો છો, જેનો ખ્યાલ કરી શકો છો, જેનો આકાર ઘડી શકો છો, તેનાથી એ તદ્દન જુદું જ છે. માટે જ એ ચિરસ્થાયીને શોધતાં પહેલાં શોધનારને સમજવો જરૂરી નથી ? આપણે જેને શોધીએ છીએ એનાથી શોધનાર જુદો છે ? જ્યારે તમે કહો છો કે હું સુખ શોધું છું ત્યારે જેને શોધો છો એનાથી શોધનાર જુદો છે ? વિચારથી વિચાર કરનાર ( મન ) જુદો છે ? એ બે જુદી ક્રિયાઓ હોવાને બદલે શું એ બે એક જ નથી ? માટે મન શું શોધી રહ્યું છે એ જાણતાં પહેલાં મનને જ સમજવું એ મહત્ત્વનું નથી ?

માટે જ શાંતિ, સુખ, સત્ય, ઈશ્વર અગર જે કહો તે બીજો કોઈ આપણને આપી શકે કે કેમ એ પ્રશ્ન આપણે ખરેખર હૃદયપૂર્વક અને ઊંડાણથી આપણી જાતને પૂછીએ એ હદ સુધી આપણે આવી પહોંચવું જોઈએ. આપણી જાતને સમજવાથી સત્યનું, સર્જનશીલ અવસ્થાનું જે અસાધારણ ભાન થાય છે એ ભાન આ નિરંતર થતી શોધ, આકાંક્ષા આપી શકે ખરી ? શોધ કરવાથી, કોઈનું અનુસરણ કરવાથી, કોઈ મંડળના સભ્ય થવાથી, પુસ્તકો વાંચવાથી અને એવી જ બીજી પ્રવૃત્તિઓથી સ્વજ્ઞાન પ્રાપ્ત થાય છે ? છેવટે તો મુખ્ય પ્રશ્ન એ જ છે કે જ્યાંસુધી હું મારી જાતને સમજું નહિ ત્યાં સુધી વિચાર કરવાનો કોઈ પાયો જ રહેતો નથી અને મારી સઘળી શોધ મિથ્યા છે. પ્રશ્નથી વિમુખ થઈ હું માયામાં સપડાઈ જઉં, તકરાર, કલહ અને મંથનમાંથી હું છટકી જઉં; કોઈ બીજી વ્યક્તિની હું પૂજા કરું, કોઈ બીજા દ્વારા હું મુક્ત થઈશ એવી હું આશા સેવું પણ જ્યાં સુધી હું મારી જાતને ઓળખું નહિ, મારી સમગ્ર ક્રિયાની

મને જાણ થાય નહિ, ત્યાં સુધી વિચાર, પ્રેમ અને કાર્ય માટે કોઈ પાયો રહેતો નથી.

પણ આપણે આપણી જાતને ઓળખવા માગતા જ નથી. છતાં એ જ એક પાયા પર આપણે ઈમારત ચણી શકીએ. આપણે કાંઈ પણ ચણી શકીએ, આપણે કાંઈ પણ પરિવર્તન કરી શકીએ, આપણે વખોડીએ કે વિનાશ કરીએ તે પૂર્વે આપણે કેવા છીએ એ જાણવું જોઈએ. શોધમાં નીકળવું, ગુરુઓની ફેરબદલી કરવી, યોગ સાધવો, પ્રાણાયામ કરવો, ક્રિયાકાંડ કરવો, મહાત્માઓને અનુસરવું વગેરે વગેરે અર્થહીન છે. નહિ વારૂ? આવી બાબતોનો કાંઈ અર્થ નથી. જે વ્યક્તિઓનું આપણે અનુસરણ કરીએ છીએ તે વ્યક્તિઓ પણ કદાચ એમ જ કહેશે કે 'તમારી જાતને ઓળખો' કારણકે આપણે જેવા છીએ એવું જ જગત છે. જો આપણે ક્ષુદ્ર, ઈર્ષાળુ, ગર્વિષ્ટ, લોભી હોઈએ તો એવા જ સંયોગો આપણે ઉત્પન્ન કરીએ છીએ અને એવા જ સમાજમાં આપણે જીવીએ છીએ.

મને લાગે છે કે સત્યને, ઇશ્વરને શોધવા આપણે નીકળીએ તે પહેલા, આપણે કાર્ય કરીએ, સમાજની બીજી વ્યક્તિઓ સાથે આપણે સંબંધમાં આવીએ તે પહેલાં, પ્રથમ આપણે આપણી જાતને સમજવા માંડીએ એ જરૂરી છે. જે માનવીને સંપૂર્ણ રીતે પ્રથમ આ કાર્ય કરવાની પડી છે અને કોઈ ચોક્કસ ધ્યેય કેમ પ્રાપ્ત કરવું એની જેને પરવા નથી એ માનવીને હું ધગશવાળો માનવી લેખું છું. કારણકે જો આપણે આપણી જાતને જ ન ઓળખીએ તો સમાજમાં, આપણા સબંધોમાં, આપણાં કાર્યોમાં આપણે કેવી રીતે પરિવર્તન લાવી શકીશું? વળી સ્વજ્ઞાન સંબધની ક્રિયાથી વિપરિત કે વિમુખ છે એમ પણ એનો અર્થ નથી. સમુદાયથી વ્યક્તિને વિરોધી ગણી વ્યક્તિને મહત્ત્વ આપવું એ પણ એનો અર્થ નથી.

તમારી જાતને ઓળખ્યા વિના, તમારી વિચારક્રિયાને તથા અમુક બાબતોનો તમે શા માટે વિચાર કરો છો એ જાણ્યા વિના, તમારી મર્યાદાઓની ગુપ્ત ભૂમિ જાણ્યા વિના તથા ધર્મ અને કળા વિષે, તમારા

દેશ, તમારા પાડોશી, તમારા પોતાના વિષે તમે ચોક્કસ પ્રકારની માન્યતા શામાટે ધરાવો છો એ જાણ્યા વિના તમે કોઈ પણ બાબતનો સાચી રીતે વિચાર જ કેવી રીતે કરી શકો? તમારી ગુપ્ત ભૂમિ જાણ્યા વિના, તમારા વિચારોમાં શું રહેલું છે તથા એ ક્યાંથી ઉદ્ભવે છે એ જાણ્યા વિના ખરેખર તમારી શોધ વ્યર્થ છે, તમારાં કાર્યો અર્થહીન છે. તમે અમેરિકન છો કે હિન્દુ છો કે તમારો ધર્મ આ કે પેલો છે એનો પણ કોઈ અર્થ નથી.

જીવનનો અંતિમ હેતુ શો છે, વિગ્રહો, રાજકીય વૈમનસ્ય, ઘર્ષણ વગેરેનો શો અર્થ છે એ આપણે જાણીએ તે પહેલાં આપણે આપણી જાતથી શરૂઆત કરવી જોઈએ. નહિ વારૂ? આ વાત તદ્દન સરળ જણાય છે પણ એ અતિશય મુશ્કેલ છે. પોતાની જાતને સમજવા માટે, પોતાના વિચારો કેવી રીતે કાર્ય કરે છે એ જાણવા માટે માણસે અસાધારણ રીતે સચેત બનવું પડે છે જેથી જેમ જેમ એ પોતાના વિચારો, પ્રત્યાઘાતો, ભાવો વિષે વધારે ને વધારે સચેત બનતો જાય છે તેમ તેમ પોતાની જ નહિ પણ જે બીજાઓના સંબંધમાં એ આવે છે તે સઘળાની એને વધુ ને વધુ જાણ થતી જાય છે. પોતાની જાતને ઓળખવી એટલે કાર્યમાં અથવા સંબંધમાં પોતાનો અભ્યાસ કરવો. મુસીબત એ છે કે આપણે ઘણા જ અધીરા છીએ, આપણે આગળ વધવું છે, આપણે કોઈ પરિણામ સાધ્ય કરવું છે, એટલે આપણને આપણો અભ્યાસ કરવાની, આપણું નિરીક્ષણ કરવાની ફુરસદ પણ મળતી નથી કે તક પણ મળતી નથી. વિશેષમાં આજીવિકા મેળવવા જેવી, સંતાનો ઉછેરવા જેવી અનેક પ્રવૃત્તિઓને આપણે વરેલા છીએ અગર તો અનેક મંડળીની જવાબદારી આપણે આપણા શિર વહોરેલી છે; ટૂંકમાં જુદી જુદી રીતે આપણે એટલા બધા કાર્ય નિમગ્ન છીએ કે આપણને આત્મચિંતન માટે, આત્મ-નિરીક્ષણ માટે કે આત્મપરીક્ષણ માટે ભાગ્યે જ અવસર મળે છે. માટે જ પ્રતિક્રિયાની.જવાબદારી બીજા પર નહિ પણ પોતાના પર જ રહે છે. જગતભરમાં ગુરુઓ અને એમની પદ્ધતિઓ પાછળ જે ભ્રમણ થઈ રહ્યું

છે, આ કે પેલા વિષય પરનાં છેલ્લામાં છેલ્લા પુસ્તકનું વાચન વગેરે જે ચાલી રહ્યું છે તે મારી દૃષ્ટિએ તો અતિશય અર્થહીન અને વ્યર્થ છે કારણકે તમે જગતના ખૂણે ખૂણે ભલે ભટકો પણ અંતે તો તમારે તમારા પ્રતિ જ પાછા વળવું પડશે. આપણામાંના ઘણાઓ પોતાના વિષે તદ્દન અજ્ઞાત છે એટલે આપણાં વિચાર, વૃત્તિ અને કાર્યોની ક્રિયા સ્પષ્ટ રીતે જોવાનું કાર્ય અતિશય અઘરૂં છે.

તમે તમારી જાતને જેમ વધારે ઓળખો તેમ વધારે સ્પષ્ટતા આવે છે. સ્વજ્ઞાનને કોઈ લક્ષ્ય હોતુ નથી, એમાં તમે કોઈ પ્રાપ્તિ મેળવતા નથી, એમાં તમે કોઈ નિર્ણય પર આવતા નથી. એ તો એક અનંત સરિતા છે જેમ જેમ માણસ એનું ચિંતન કરે છે, જેમ જેમ એ એમાં ઊંડો ને ઊંડો ઉતરે છે તેમ તેમ એને શાંતિ પ્રાપ્ત થાય છે. લાદેલા સ્વનિયમન વડે નહિ પણ કેવળ સ્વજ્ઞાન વડે મન જ્યારે શાંત બને છે ત્યારે એ સ્થિરતામાં, એ શાંતિમાં, સત્યનો આવિર્ભાવ થાય છે. અને ફક્ત ત્યારે જ પરમ સુખ, સર્જક કાર્ય શક્ય બને છે. મને લાગે છે કે આ સમજ વિના, આ અનુભવ વિના, ફક્ત પુસ્તકો વાંચવાં, પ્રવચનોમાં હાજરી આપવી, પ્રચાર કરવો એ અતિશય બાલિશ છે. એ કોઈ પણ અર્થ વિનાની જ પ્રવૃત્તિ છે. પણ માણસ જો પોતાને સમજે અને એ દ્વારા સર્જનશીલ સુખ મેળવી શકે, તથા જે મનનું નથી એવા કાંઈકનો અનુભવ કરી શકે તો આપણા સંબંધોમાં અને તેથી જ જે જગતમાં આપણું અસ્તિત્વ છે તે જગતમાં પણ તાત્કાલિક પરિવર્તન થઈ શકે.

## પ્રકરણ ત્રીજું

# વ્યક્તિ અને સમાજ

વ્યક્તિ સમાજનું કેવળ સાધનજ છે કે એ સમાજનું સાધ્ય છે એ પ્રશ્ન આજ આપણી સમક્ષ આવી પડેલો છે. સમાજ કે સરકાર વ્યક્તિ તરીકે આપણને દોરી શકે, કેળવી શકે, સંયત કરી શકે, કોઈ ચોક્કસ નમૂના મુજબ આપણું ઘડતર કરી શકે ? કે સમાજ અને સરકાર વ્યક્તિને ખાતર વસે છે ? વ્યક્તિ સમાજનું સાધ્ય છે ? કે એ એક કેવળ પુતળુંજ છે જેને વિગ્રહના સાધન તરીકે તાલીમ આપી શકાય, જેનું શોષણ થઈ શકે, જેનો સંહાર થઈ શકે ? આ જ પ્રશ્ન આપણામાંથી ઘણાને મૂંઝવી રહ્યો છે. વ્યક્તિ સમાજનું હથિયાર છે અને જેનો જેવો ઘાટ ઘડવો હોય એવો ઘાટ ઘડી શકાય એવું એ એક રમકડું છે કે સમાજનું અસ્તિત્વ વ્યક્તિને ખાતર છે કે નહિ એ જ જગતનો એક પ્રશ્ન છે.

આ બાબતનું તથ્ય તમે કેવી રીતે શોધી કાઢશો ? આ એક ગંભીર પ્રશ્ન છે. નહિ વારૂં ? વ્યક્તિ જો સમાજનું હથિયાર જ હોય તો વ્યક્તિ કરતાં સમાજ વધારે મહત્ત્વનો છે. એ વાત જો સાચી હોય તો વ્યક્તિત્વનો વિચાર પડતો મૂકી આપણે સમાજને ખાતર કમ્મર કસવી જોઇએ; આપણી આખીય શિક્ષણ પધ્ધતિમાં સદંતર ક્રાંતિ આણવી જોઈએ અને વ્યક્તિનો ઉપયોગ થઈ શકે, સંહાર થઈ શકે, એને પરાસ્ત કરી શકાય, એને દૂર કરી શકાય એવા એક સાધનરૂપ એને બનાવવી જોઈએ. પણ જો સમાજ વ્યક્તિને ખાતર જ હોય તો એને કોઈ ચોકઠાને અનુરૂપ બનાવવી એ સમાજનું કાર્ય નથી પણ એનામાં સ્વતંત્રતાનું ભાન, સ્વતંત્રતાનો વેગ જાગ્રત કરવો એ સમાજનું કાર્ય છે. માટે આ બેમાથી કઈ વાત અસત્ય છે એ આપણે શોધી કાઢવું પડશે.

આ પ્રશ્નને તમે કેવી રીતે તપાસશો? એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. ખરું ને? એ આ કે પેલા પક્ષની વિચારસરણી પર અવલંબતો નથી; જો એ કોઈ પણ વિચારસરણી પર અવલંબતો હોય તો એ કેવળ અભિપ્રાયની જ બાબત છે. વિચારોમાંથી હંમેશા વૈમનસ્ય, ગૂંચવાડો અને અથડામણ, જન્મે છે. જો તમે આ કે પેલા પક્ષનાં કે ધર્મના પુસ્તકો પર આધાર રાખો તો તમે કેવળ અન્યના અભિપ્રાય પર જ અવલંબો છો—પછી એ અભિપ્રાય બુદ્ધનો, ઈશુનો, મૂડીવાદનો, સામ્યવાદનો કે ગમે એનો હોય. એ તો બધા વિચારો છે, એ સત્ય નથી. સાચી હકીકતનો ઈનકાર થઈ શકે નહિ. કોઈ પણ હકીકત વિષેના અભિપ્રાયનો જ ઈનકાર થઈ શકે. આ બાબતનું સત્ય શું છે એ જો આપણે જાણી શકીએ તો આપણે કોઈના પણ અભિપ્રાયથી મુક્ત થઈ કાર્ય કરી શકીશું. માટે જ બીજાઓએ શું કહ્યું છે એ બાજુએ મૂકવાની જરૂર નથી? કોઈ પણ પક્ષના અગર બીજા આગેવાનોના અભિપ્રાય એમની મર્યાદાનું જ પરિણામ છે માટે તમારા સશોધન માટે જો તમે પુસ્તકો પર આધાર રાખશો તો તમે અન્યના અભિપ્રાયથી જ ઘેરાયલા છો. સશોધન કરવું એ જ્ઞાનની બાબત નથી.

આ પ્રશ્નનું સત્ય કેવી રીતે શોધી શકાય? એ સમજ પ્રમાણે જ આપણે કાર્ય કરી શકીએ. આનું સત્ય સમજવા માટે સઘળા પ્રકારના પ્રચાર કાર્યથી તમારે મુક્ત થવું પડશે અને એનો અર્થ એ જ કે તમારે અન્યના અભિપ્રાયો બાજુએ મૂકી પ્રશ્નને સમજવા શક્તિવાન થવું જોઈએ. વ્યક્તિને જાગ્રત કરવી એ શિક્ષણનું આખુંય કાર્ય છે. આનું સત્ય સમજવા માટે તમારે ઘણા જ સ્પષ્ટ થવું પડશે એટલે કે તમે કોઈ પણ આગેવાન પર આધાર રાખી શકો નહિ. તમે કોઈ પણ આગેવાનને તમારી સદિગ્ધ અવસ્થામાં જ પસંદ કરો છો એટલે તમારા આગેવાનો પણ સદિગ્ધ જ હોય છે. આ પરિસ્થિતિ આખા જગતમાં ચાલી રહી છે માટે જ સહાય કે માર્ગદર્શન માટે તમે તમારા કોઈ પણ નેતા પર આધાર રાખી શકો નહિ.

જે મન પ્રશ્નને સમજવા માગે છે એ મને પ્રશ્નને સંપૂર્ણરીતે સમજવો જોઈએ એટલું જ નહિ પણ એ મને પ્રશ્નની પાછળ ઝડપથી જવું જોઈએ કારણકે પ્રશ્ન કદી સ્થિર હોતો નથી પ્રશ્ન હમેશાં નવો જ હોય છે, પછી એ પ્રશ્ન ભૂખમરાનો, ચિત્તનો કે અન્ય કોઈ હોય. કોઈ પણ મડાગાંઠ હમેશા નવી જ હોય છે માટે જ એને સમજવા માટે મન હમેશાં નવીન, નિર્મળ અને વહેતું હોવું જોઈએ. બાહ્ય પરિસ્થિતિનું, સમાજનું, આમૂલ પરિવર્તન આંતરક્રાંતિથી જ થઈ શકે અને એ આંતરક્રાંતિ જ મહત્ત્વની છે એવું ઘણાઓ સમજે છે એમ હું ધારું છું. આ પ્રશ્નને સમજવામાં જ હું અને સઘળા ગંભીર ઈરાદાવાળા માણસો રોકાયલા છીએ. સમાજમાં મૂળભૂત, આમૂલ પરિવર્તન કેમ લાવી શકાય એ જ આપણો પ્રશ્ન છે. અને આંતરપરિવર્તન વિના બહારની પરિસ્થિતિનું પરિવર્તન થઈ શકે જ નહિ. સમાજ તો હમેશાં સ્થિતિચુસ્ત છે એટલે આ આંતરપરિવર્તન વિના કરેલ કોઈ પણ કાર્ય, કોઈ પણ સુધારણા એવાં જ સ્થિતિચુસ્ત હોય છે. એટલે આ સતત આંતરક્રાંતિ વિના સઘળી આશાઓ વ્યર્થ છે કારણકે એ ક્રાંતિ વિના બહારનુ કાર્ય પુનઃ ઉચ્ચારણ અને ટેવ રૂપ બને છે. તમારી અને બીજાની વચ્ચેનો, તમારી અને મારી વચ્ચેનો સંબંધ એ જ સમાજ અને એ સમાજ સ્થિતિચુસ્ત બને છે અને જ્યા સુધી એમાં આંતરક્રાતિ થતી નથી, જ્યા સુધી સર્જક ચિત્તલક્ષીપરિવર્તન થતું નથી ત્યાં સુધી એનામાં પ્રાણ આપવાની શક્તિ હોતી નથી આ આતરપરિવર્તનના અભાવે જ સમાજ સ્થિતિચુસ્ત અને જડ બનતો જાય છે અને તેથી જ નિરંતર એનું ખંડન કરવું પડે છે.

તમારી અંદર અને તમારી ચોપાસ આવેલા દુઃખ અને ગૂંચવાડા તથા તમારી વચ્ચે શો સબંધ છે? આ ગૂચવાડો, આ દુઃખ ખરેખર આપોઆપ તો ઉપસ્થિત થયાં જ નથી. એ કોઈ મૂડીવાદીએ, કોઈ સામ્યવાદીએ, કોઈ નિશસ્ત્રવાદી મંડળે ઉત્પન્ન કર્યાં નથી; આપણા પરસ્પરના સબંધોમાં જ આપણે એ ઉત્પન્ન કર્યા છે તમે અંદર જેવા છો

એ સ્થિતિ બહાર પ્રગટ થાય છે અને એ આખા જગત સુધી પહોંચે છે. તમારી પરિસ્થતિ, તમારા વિચારો, તમારી લાગણીઓ, નિત્ય જીવનમાં તમારાં કાર્યો બહાર પ્રગટ થાય છે અને એ મુજબનુ જગત રચાય છે જો તમે અંદરથી દુ:ખી, સંદિગ્ધ, અવ્યવસ્થિત હો તો સમાજ અને જગત એવું બાહ્ય સ્વરૂપ બને છે કારણકે તમારી અને મારી વચ્ચેનો, મારી અને બીજાની વચ્ચેનો, સબંધ એ જ સમાજ—સમાજ આપણા સંબંધોનું જ પરિણામ છે—અને આપણા સંબંધો જો સદિગ્ધ હોય, સ્વલક્ષી હોય, સંકુચિત, મર્યાદિત, રાષ્ટ્રવાદી હોય તો આપણે એ બહાર પ્રગટ કરીએ છીએ અને જગતમાં અરાજકતા આણીએ છીએ.

જેવા તમે એવી દુનિયા. માટે તમારો પ્રશ્ન એ જગતનો પ્રશ્ન છે. આ તો સાદી અને મૂળભૂત હકીકત છે. નહિ વારૂ ? એક અથવા અનેક સાથેના આપણા સંબધોમાં આખોય વખત આ વાત ગમે તેમ પણ આપણે વિસરી જઈએ છીએ આપણે કોઈ પદ્ધતિ વડે, વિચારોમાં ક્રાંતિ આણીને અથવા વિચારશ્રેણીના મૂલ્યાંકનો વડે સુધારો કરવા માગીએ છીએ પણ ભૂલી જઈએ છીએ કે સમાજને ઉત્પન્ન કરનાર, આપણા જીવનથી ગૂચવાડો કે સુવ્યવસ્થા આણનાર, આપણે જ છીએ. માટે એની શરૂઆત આપણે આગણેથી જ થવી જોઈએ એટલે કે આપણા નિત્ય જીવનને, આજીવિકા મેળવવાની આપણી રીતમા તથા વિચારો અને માન્યતાઓ સાથેના આપણા સંબંધમા પ્રગટ થતા આપણા વિચારો, આપણી વૃત્તિઓ, આપણા કાર્યોને સમજવાની આપણે ચિંતા રાખવી જોઈએ. આ જ આપણું નિત્ય જીવન છે ખરૂને ? આજીવિકા મેળવવાની, નોકરી મેળવવાની, પૈસા કમાવાની, આપણને ચિંતા છે; આપણા કુટુંબ સાથેના તથા આપણા પાડોશી સાથેના આપણા સંબંધની તથા આપણા વિચારો અને આપણી માન્યતાઓની આપણને ચિંતા છે જો આપણો વ્યવસાય આપણે તપાસીએ તો આપણને માલમ પડશે કે મુખ્યત્વે કરીને એ ઈર્ષા પર જ રચાયલો છે અને આજીવિકા મેળવવાનુ એ કેવળ સાધન જ નથી. સમાજની રચના જ એવી છે કે એમાં સતત ઘર્ષણ અને કાંઈક

થવાની સતત ક્રિયા ચાલ્યા જ કરે છે; લોભ અને મોટાની ઈર્ષા પર જ એનાં મંડાણ છે; કારકૂન હોય એ એક દિવસ મેનેજર થવાની આશા સેવી રહ્યો છે એ જ દર્શાવે છે કે ફક્ત ગુજરાન મેળવવાથી એને સંતોષ થતો નથી પણ એનેય સ્થાન અને પ્રતિષ્ઠા જોઈએ છે. આ પ્રકારની મનોવૃત્તિ સ્વાભાવિક રીતે સમાજમાં અને સંબંધમાં ફેર વર્તાવે છે પણ જો 'રોટલી' મેળવવાની જ આપણને પડી હોય તો સમ્યક્ રીતે ઈર્ષા વિના એ કેવી રીતે મેળવી શકાય એની રીત આપણે શોધી શકીએ. આપણા સંબંધમાં ઈર્ષા એક ભારે વિનાશક તત્ત્વ છે કારણકે ઈર્ષા એ સત્તાની, પદવીની, લાલસાની વૃત્તિનું સૂચન કરે છે અને અંતે એ રાજકારણ તરફ વળે છે કારણકે એ બન્નેને નિકટનો સંબધ છે. એક કારકૂન જ્યારે મેનેજર થવાને પ્રયત્ન કરતો હોય ત્યારે શાસન નીતિ ઉત્પન્ન કરવાના એક સાધનરૂપ એ બની રહે છે અને એમાંથી જ વિગ્રહ જન્મે છે તેથી વિગ્રહ માટે એ પોતે સીધી રીતે જવાબદાર છે.

આપણો સંબધ શેના પર રચાયલો છે? તમારી અને મારી વચ્ચેનો, તમારી અને બીજાની વચ્ચેનો સંબંધ—અને એ જ સમાજ છે—શેનાપર રચાયલો છે? આપણે ભલે પ્રેમની વાતો કરતા હોઈએ પણ એ પ્રેમ પર નથી જ રચાયલો. એ પ્રેમ પર નથી જ રચાયલો કારણકે જો પ્રેમ હોત તો જગતમાં વ્યવસ્થા, શાંતિ, તમારી અને મારી વચ્ચે સુખની લાગણી હોત. પણ આપણા સંબંધમા તો મોટે ભાગે દુશ્મનાવટ જ હોય છે અને એ દુશ્મનાવટ આદરનું રૂપ ધારણ કરે છે. જો વિચારમાં અને વૃત્તિમાં આપણે બન્ને સમાન હોત તો આદર કે વૈમનસ્ય હોત જ નહિ કારણકે એવે વખતે આપણે બે ગુરુ શિષ્ય તરીકે કે એક બીજા પર અધિકાર ભોગવતા પતિ પત્ની તરીકે એકત્ર થાત નહિ. જ્યારે વૈમનસ્ય હોય છે ત્યારે બીજા પર અધિકાર ભોગવવાની વૃત્તિ હોય છે. એમાંથી ઈર્ષા, ક્રોધ, વિકાર ઉત્પન્ન થાય છે અને એ સઘળાં આપણા સંબધમાં સતત અથડામણ ઊભી કરે છે જેમાથી છટકી જવા આપણે પ્રયત્ન કરીએ છીએ. આ રીતે વધારે અવ્યવસ્થા અને વધારે દુ:ખ પેદા થાય છે.

જે વિચારો આપણા નિત્ય જીવનના ભાગરૂપ છે તે, આપણી માન્યતાઓ અને આપણાં મંતવ્યો, શું એ આપણા મનને વળ આપી રહ્યાં નથી? અબુધપણું એટલે શું? જે વસ્તુઓ મને ઉત્પન્ન કરી છે અગર જે વસ્તુઓ હાથ વડે ઉત્પન્ન થઈ છે એ વસ્તુઓનાં ખોટાં મૂલ્યાંકન કરવાં એ અબુધપણું છે. આપણા ઘણાખરા વિચારો સ્વરક્ષણ કરતી વૃત્તિમાંથી જ જન્મેલા છે. નહિ વારૂ? અરે! આપણા અનેક વિચારોનું જે મહત્ત્વ નથી તે ખોટું મહત્ત્વ આપણે એ વિચારોને આપતા નથી? માટે જ્યારે આપણી માન્યતા ધાર્મિક, આર્થિક કે સામાજિક (પ્રકારની) હોય, જ્યારે આપણે પ્રભુમા માનીએ, વિચારોમાં માનીએ, માણસ માણસને જુદા પાડતી હોય એવી સામાજિક પધ્ધતિમાં માનીએ, રાષ્ટ્રવાદ વગેરેમાં માનીએ ત્યારે માન્યતા જે અબુધપણાનું સૂચન કરે છે, કારણકે માન્યતા લોકોમાં જુદાઈ ઉત્પન્ન કરે છે, એ એકતા કરતી નથી, એ માન્યતાને આપણે ખોટું મહત્ત્વ આપીએ છીએ. આ પરથી આપણે જોઈ શકીશું કે આપણે જે રીતે જીવીએ એ મુજબ કાં તો સુવ્યવસ્થા કે અવ્યવસ્થા, શાંતિ કે અશાંતિ, સુખ કે દુઃખ ઉત્પન્ન કરી શકીએ.

માટે આપણો પ્રશ્ન એ છે કે સ્થિતિચુસ્ત હોય એવો સમાજ હોય અને સાથે સાથે જેનામાં સતત ક્રાંતિ થઈ રહી હોય એવી વ્યક્તિ હોઈ શકે ખરી? એનો અર્થ એ છે કે વ્યક્તિના ચિત્તમાં પરિવર્તન થાય તો સમાજમાં ક્રાતિની શરૂઆત થઈ શકે. આપણામાંથી ઘણા સમાજ રચનામાં આમૂલ પરિવર્તન થાય એ જોવા માગે છે. સામ્યવાદી કે બીજી કોઈ રીતે સામાજિક ક્રાંતિ આણવી એ આખી લડત જગતભરમાં ચાલી રહી છે. જો સામાજિક ક્રાંતિ થાય એટલે કે માણસના બહારના જીવન સબધે જ કાર્ય કરવામાં આવે તો એ સામાજિક ક્રાંતિ ગમે એવી મૂળભૂત હોય છતાં જો વ્યક્તિમાં આંતરક્રાંતિ થાય નહિ, વ્યક્તિના ચિત્તનું પરિવર્તન થાય નહિ તો એ ક્રાંતિ સ્થિતિચુસ્ત જ હોવાની. માટે પુનઃ ઉચ્ચારણ કરતો ન હોય, સ્થિતિચુસ્ત ન હોય, છીન્નભીન્ન કરતો ન હોય પણ જે સમાજ સતત સચેત હોય એવો સમાજ ઉત્પન્ન કરવા

માટે વ્યક્તિના ચિત્તમાં ક્રાંતિ થવી જરૂરી છે કારણ કે આંતર, ચિત્તની, ક્રાંતિ વિના કેવળ બહારના પરિવર્તનનું ઝાઝું મહત્ત્વ નથી. આથી સમાજ હમેશાં જડ અને સ્થિતિચુસ્ત બને છે અને તેથી જ હમેશાં એ વિચ્છિન્ન થાય છે. ધારાધોરણ ગમે એટલી ડહાપણભરેલી રીતે કરવામાં આવે છતાં સમાજનો હમેશાં વિનાશ જ થઈ રહ્યો છે કારણકે ક્રાંતિ ફક્ત બહારથી જ નહિ પણ અંદરથી થવી જોઈએ.

હું ધારું છું કે આ બાબત પર આંખ આડા કાન ન કરતાં એને સમજવી એ મહત્ત્વનું છે બહારની ક્રિયા પૂરી થતાં એનો અંત આવે છે, એ સ્થિતિચુસ્ત બની જાય છે વ્યક્તિઓ વચ્ચેનો સંબંધ જે સમાજ છે એ જો આંતરક્રાંતિનું પરિણામ ન હોય તો સમાજરચના સ્થિતિ-ચુસ્ત હોઈ વ્યક્તિને એ પોતાના જેવી બનાવી દે છે અને તેથી એ વ્યક્તિ પણ એવી જ સ્થિતિચુસ્ત તથા પુનરાવર્તન કરનારી બની જાય છે. આ વાતનું અસાધારણ રહસ્ય સમજાય તો એમાં સંમતિ કે અસંમતિનો પ્રશ્ન રહેતો જ નથી સમાજ હમેશાં જડ બનતો જાય છે અને વ્યક્તિને એ પોતાના અનુરૂપ બનાવી રહ્યો છે તથા સમાજમાં કે બહારની પરિસ્થિતિમાં એ સતત સર્જક ક્રાંતિ થઈ શકે નહિ પણ વ્યક્તિમાં જ એ ક્રાંતિ થવી જોઈએ એ સાચી હકીકત છે. બીજા શબ્દમાં કહીએ તો સર્જક ક્રાંતિ ફક્ત વ્યક્તિના સંબંધમાં જ થઇ શકે. અને વ્યક્તિના સંબંધો એ જ સમાજ છે. હિંદુસ્તાનમાં, યુરોપમાં, અમે-રિકામાં, જગતના દરેક ભાગમાં, આધુનિક સમાજની રચના કેવી વિચ્છિન્ન થઇ રહી છે એ આપણે જોઈએ છીએ. એ આપણે આપણા જીવનકાળ દરમ્યાન જાણીએ છીએ રસ્તે ચાલતાં આપણે એનું નિરીક્ષણ કરી શકીએ છીએ આપણો સમાજ ખંડિત થઈ રહ્યો છે એ કહેવા માટે મહાન ઇતિહાસકારોની જરૂર નથી. નવો સમાજ રચવા માટે આપણે નવા શિલ્પીઓ, નવા કારીગરો જોઈશે. એ ઇમારત નવા પાયા પર, નવી વિગતો અને નવાં મૂલ્યાંકનો પર, ચણવી પડશે. આ પ્રકારના શિલ્પીઓ હજુ અસ્તિત્વમાં આવ્યા નથી. હજુ એવો એક પણ કારીગર નજરે પડતો

નથી જે આ રચના વિચ્છિન્ન થઈ રહી છે એ જોઈ, એ જાણી, પોતાનું પરિવર્તન કરી પોતે શિલ્પી બની રહ્યો હોય. એ જ આપણો પ્રશ્ન છે. સમાજને ગબડતો અને વિચ્છિન્ન થતો આપણે જોઈએ છીએ. આપણે, તમારે અને મારે, એ શિલ્પી બનવું પડશે. નવા મૂલ્યાંકનો શોધી તમારે ને મારે મૂળભૂત અને વધારે સંગીન પાયાપર નવી ઇમારત ચણવી પડશે કારણકે જેઓ ધંધાદારી શિલ્પીઓ છે, રાજકીય અને ધાર્મિક શિલ્પીઓ છે એમના પર આશા રાખશું તો આપણે છીએ એ જ હાલતમાં રહેશું.

તમે અને હું સર્જક નથી માટે આપણે સમાજને આ અવ્યવસ્થામાં આણી મૂક્યો છે માટે આપણે સર્જક થવું પડશે કારણકે આ પ્રશ્ન મહત્ત્વનો છે. સમાજની નિષ્ફળતાના કારણો આપણે જાણવાં પડશે અને અનુકરણ પર જ નહિ પણ આપણી સર્જક સમજ પર એક નવો સમાજ આપણે ઊભો કરવો પડશે આમાં નકાર વિચારણા સમાયેલી છે. નકાર વિચારણા એ ઉત્તમ પ્રકારની સમજ છે. એટલે કે સર્જક વિચારણા સમજવા માટે આપણે પ્રશ્નને નકાર દૃષ્ટિએ તપાસવો જોઈએ કારણકે પ્રશ્નનો વિચાર હકાર દૃષ્ટિએ એટલે કે નવો સમાજ રચવા માટે આપણે સર્જક બનવું જોઈએ એ દૃષ્ટિએ કરવામાં આવે તો એ દૃષ્ટિ અનુકરણ કરનારી જ હશે જે ખંડિત થઈ રહ્યું છે એને સમજવા માટે આપણે એને નકાર દૃષ્ટિએ તપાસવું જોઈએ કોઈ હકાર પદ્ધતિ, કોઈ હકાર સૂત્ર, કોઈ હકાર નિર્ણય એમાં કામ લાગશે નહિ.

સમાજ શા માટે તૂટી રહ્યો છે, નિષ્ફળ નીવડી રહ્યો છે? એ તૂટી રહ્યો છે એ નિર્વિવાદ છે એનુ એક મૂળ કારણ એ છે કે વ્યક્તિમાં સર્જન શક્તિ નષ્ટ થઈ છે. હું શુ કહેવા માગુ છુ એ હુ સમજાવીશ. આપણે અંદરથી અને બહારથી અનુકરણ કરનારા, નકલ કરનારા, થયા છીએ. બહારથી, જ્યારે આપણે કોઇ પદ્ધતિ શીખી રહ્યા હોઈએ ત્યારે, શાબ્દિક ભૂમિકાએ એકબીજા સાથે વિચારવિનિમય કરી રહ્યા હોઈએ ત્યારે, સ્વભાવિક રીતે થોડુંક અનુકરણ, થોડીક નકલ, કરવાં પડે. શબ્દોની હું નકલ કરું છું. ઇજનેર થવા માટે પ્રથમ મારે એનું

શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરવું પડે. પછી એ જ્ઞાનનો ઉપયોગ હું પુલ બાંધવામાં કરું છું. પદ્ધતિ શીખવામાં થોડુંક અનુકરણ અને થોડીક નકલ કરવી પડે પણ જ્યારે અંદરથી, ચિત્તથી, અનુકરણ કરનારા થઈએ ત્યારે નિઃશંક આપણે સર્જનહીન બનીએ છીએ. આપણું શિક્ષણ, આપણી સમાજરચના, આપણું કહેવાતું ધાર્મિક જીવન—આ સઘળાં અનુકરણ પર જ રચાયેલાં છે. એટલે હું કોઈ ચોક્કસ સામાજિક કે ધાર્મિક ચોકઠામાં ગોઠવાઈ જાઉં છું. સાચા અર્થમાં હું વ્યક્તિ રહ્યો જ નથી; ચિત્તથી, હિંદુના, ખ્રિસ્તીના, બૌદ્ધના, જર્મનના કે અંગ્રેજના મર્યાદિત પ્રત્યાઘાતોવાળા એક અનુકરણશીલ યંત્ર જેવો હું બની ગયો છું. પૂર્વના કે પશ્ચિમના, ધર્મના કે જડવાદના, સામાજિક નમૂના મુજબ આપણા પ્રત્યાઘાતો મર્યાદિત જ હોય છે એટલે સમાજની વિચ્છિન્નતાનું એક મૂળ કારણ અનુકરણ છે, સમાજના ખંડનનું બીજું એક કારણ નેતા છે. નેતા એટલે જ અનુકરણ.

વિચ્છિન્ન થતા સમાજને સમજવા માટે આપણે સર્જનશીલ બની શકીએ કે નહિ એ તપાસવું મહત્ત્વનું નથી? જ્યાં અનુકરણ છે ત્યાં વિચ્છિન્નતા છે એ આપણે સમજી શકીએ છીએ; જ્યાં પ્રમાણ છે ત્યાં નકલ હોવાની જ. અને આપણા મનનું અને ચિત્તનું આખુંય ઘડતર પ્રમાણ પર જ રચાયેલું છે એટલે સર્જનશીલ બનવા માટે પ્રમાણમાંથી આપણે મુક્ત હોવા જોઈએ. સર્જન અવસ્થાની સચેત રસભરી સુખી પળોએ નકલનો અને પુનરાવર્તનનો જરાય ભાવ નજરે પડતો નથી એ તમે શું નથી જોયું? આવી પળો હમેશાં નવી, નિર્મળ, સર્જક અને સુખી જ હોય છે. એટલે નકલ કરવાની ટેવ જે પ્રમાણની પૂજા છે એ સમાજના ખંડનનું એક મૂળ કારણ છે.

---

## પ્રકરણ ચોથું

# સ્વજ્ઞાન

જગતના પ્રશ્નો એટલા બધા મહાન અને વિકટ છે કે એમને સમજી એમનું નિરાકરણ કરવા માટે આપણે એમને સાદી અને સીધી રીતે તપાસવા પડશે. સાદાઈ અને સરળતા બહારના સંયોગો પર કે આપણા કોઈ ચોક્કસ પૂર્વગ્રહો પર કે આપણી મનોવૃત્તિ પર અવલંબતાં નથી. હું કહેતો હતો એ મુજબ સંમેલનોથી, આદર્શ જગતના નકશા દોરવાથી, જૂના આગેવાનોને સ્થાને નવાને દાખલ કરવા વગેરેથી આ પ્રશ્નોનું નિરાકરણ થતું નથી આ પ્રશ્નનો, આ ધમાલનો, માણસ માણસ વચ્ચે ચાલી રહેલી દ્વેષવૃત્તિ અને ભયંકર ગેરસમજનો ઉત્પન્ન કરનાર કોણ છે એ જાણવામાં આવે તો જ આ પ્રશ્નનો ઉકેલ થઈ શકે. આ ધમાલનો, આ પ્રશ્નોનો ઉત્પન્ન કરનાર આપણે ધારીએ છીએ એ પ્રમાણે જગત નથી પણ આપણે જ, તમે અને હું જ, છીએ. બીજા સાથેનો તમારો સંબંધ એજ જગત છે, જગત આપણાથી કોઈ જુદી વસ્તુ નથી. આપણે એકબીજા વચ્ચે જે સંબંધ રચીએ છીએ અગર રચવા ઇચ્છીએ છીએ એ જ જગત અને એ જ સમાજ.

માટે જગત નહિ પણ તમે અને હું પ્રશ્નરૂપ છીએ કારણકે જગત એ આપણું જ પ્રતિબિંબ છે એટલે જગતને સમજવા માટે આપણે આપણી જાતને સમજવી પડશે. જગત આપણાથી જુદું નથી; આપણે જ જગત છીએ અને આપણા પ્રશ્નો એ જગતના પ્રશ્નો છે. આનું જેટલું પુનઃ કથન કહીએ એટલું ઓછું કારણકે આપણું માનસ એટલું બધું પ્રમાદી છે કે જગતના પ્રશ્નોની ચિંતા કરવી એ આપણું કાર્ય નથી, એમનો ઉકેલ સંયુક્ત પ્રજાઓએ જ કરવો જોઈએ અગર જૂના નેતાઓને સ્થાને નવાઓને દાખલ કરવાથી જ એ પ્રશ્નોનો ઉકેલ થાય એમ

આપણે માની છીએ. આ પ્રમાણે વિચાર કરતું માનસ ઘણું જ જડ કહેવાય કારણકે જગતમાં વ્યાપેલા આ ભયાનક દુઃખ અને ગૂંચવાડા માટે, માથે લટકતા આ નિરંતર વિગ્રહ માટે, આપણે જવાબદાર છીએ. આપણી સુધારણાની શરૂઆત કરવામાં આપણો ઈરાદો મહત્ત્વનો ભાગ ભજવે છે. બીજાઓ પોતાનુ પરિવર્તન કરે અગર આ કે પેલા પક્ષની ક્રાંતિ દ્વારા ભૂતકાળનું જ રૂપાંતર કરવામાં આવે એ આપણો ઈરાદો હોવો ન જોઈએ. પણ આપણી જાતને સમજવાનો જ આપણો ઈરાદો હોવો જોઈ એ. આ આપણી જ જવાબદારી છે એ સમજી લેવું મહત્ત્વનું છે કારણકે આપણે જે જગતમાં વસતા હોઈએ એ ગમે એવડું નાનું હોય છતાં જો આપણે આપણું પરિવર્તન કરી શકીએ, આપણા નિત્ય જીવનમાં કોઈ તદ્દન નવી દૃષ્ટિ લાવી શકીએ તો સમસ્ત જગતને, બીજા સાથેના આપણા વિસ્તૃત સબંધને કદાચ અસર કરી શકીશું.

મેં કહ્યું એ મુજબ આપણી જાતને સમજવાની રીત આપણે શોધી રહ્યા છીએ. એ રીત બીજાથી છૂટા પડવાની રીત નથી. જગત-માંથી નિવૃત થવાની એ રીત નથી કારણકે તમે અન્યથી વિમુખ રહી શકો જ નહિ. સમ્યક્ સંબંધના અભાવને લીધે જ ઘર્ષણ, દુઃખ અને મંથન નીપજે છે. આપણું જગત ગમે એટલું નાનુ હોય છતાં એ સાંકડા જગતમાં આપણા સબંધોનુ આપણે જો પરિવર્તન કરી શકીએ તો એક મોજાની માફક એ હમેશા આગળ ને આગળ વધશે. આપણું જગત ગમે એવડું મર્યાદિત હોય છતા એ જગત આપણા સંબધોનું જ બનેલું છે એ વાત સમજવી મહત્ત્વની છે. જો એ જગતમા આપણે ઉપલક જ નહિ પણ આમૂલ પરિવર્તન કરી શકીએ તો જગતના પરિવર્તનમાં આપણે સક્રિય ફાળો આપતા થઈશું. સાચી ક્રાંતિને આ કે પેલા પક્ષના ચોકઠા સાથે સંબંધ નથી—પણ એને મૂલ્યાંકનોના પરિવર્તન સાથે સંબંધ છે. એમાં ભૌતિક મૂલ્યાંકનોમાંથી ભૌતિક ન હોય કે સંયોગોની અસરોથી ઉત્પન્ન થયાં ન હોય એવાં મૂલ્યાંકનો તરફ વળવાની ક્રિયા સમાયલી છે. આવાં મૂલ્યાંકનો જે આમૂલ ક્રાંતિ, પરિવર્તન કે પુનરુદ્ધાર આણશે એ પ્રાપ્ત

કરવા માટે પોતાની ઓળખ જરૂરી છે. પોતાની ઓળખ યા સ્વજ્ઞાનથી જ પ્રજ્ઞાનો આરંભ થાય છે અને તેથી જ સ્વજ્ઞાન એ પરિવર્તન કે પુનરુદ્ધારની શરૂઆત છે. પોતાને સમજવા માટે સમજવાનો ઇરાદો હોવો જોઈએ પણ આપણી એજ મુસીબત છે. જોકે આપણામાંથી ઘણાઓને અસતોષ હોય છે, જોકે તાત્કાલિક સુધારો કરવાની આપણને ઇચ્છા હોય છે, છતાં કોઈ ચોક્કસ પરિણામ પ્રાપ્ત કરવા માટે જ આપણા અસંતોષ ને કોઈ પ્રણાલિકામાં વાળવામાં આવે છે. અસંતોષી હોવાને પરિણામે આપણે કાંતો કોઈ નવો વ્યવસાય શોધીએ છીએ કે કાંતો સયોગોને આધીન થઈએ છીએ. અસંતોષથી આપણામાંથી તમન્ના આવવી જોઈએ, જીવનને, જીવનની સમસ્ત ક્રિયાને શકાની કસોટીએ ચઢાવવાની તાકાત આવવી જોઈએ એને બદલે અસંતોષને આપણે પ્રણાલિકાબદ્ધ કરીએ છીએ અને એ રીતે આપણે સામાન્ય કોટિના માનવી બનીએ છીએ, તથા એ ધગશ, જીવનનુ આખું રહસ્ય સમજવાની તીવ્રતા ગુમાવીએ છીએ. માટે જ આ બાબતો આપણી જાતે જ સમજવી મહત્ત્વની છે. કારણકે સ્વજ્ઞાન આપણને બીજો કોઈ આપી શકે નહિ, કોઈ પુસ્તકમાંથી એ પ્રાપ્ત થઈ શકે નહિ. એ તો આપણે જ શોધવું પડશે અને એ શોધવા માટે ઇરાદાની, શોધની, તપાસની જરૂર પડશે. એને શોધવાનો, ઊંડાણથી એને તપાસવાનો ઇરાદો જ્યાં સુધી નબળો હશે અગર હોય જ નહિ ત્યાં સુધી પોતાની જાતને સમજવાની લુખ્ખી વાણી કે અર્થહીન ઇચ્છાનુ ઝાઝું મહત્ત્વ નથી.

જગતનું પરિવર્તન પોતાના પરિવર્તનથી જ થાય છે કારણકે આપણે મનુષ્ય જીવનની સમગ્ર ક્રિયાના પરિણામરૂપ અને ભાગરૂપ છીએ. પોતાનું પરિવર્તન કરવા માટે સ્વજ્ઞાન જરૂરનું છે; તમે કેવા છો એ જાણ્યા સિવાય પરિવર્તન સંભવિત જ નથી આપણે કેવા થવા માગીએ છીએ એ રૂપે નહિ પણ આપણે કેવા છીએ એ રૂપે આપણે આપણી જાતને ઓળખવી જોઈએ. કેવા થવા માગીએ છીએ એ તો કેવળ આદર્શ છે અને તેથી જ એ કલ્પિત અને અસત્ય છે. તમે જે થવા માગતા

હો તેનું નહિ પણ તમે જે છો તેનું જ પરિવર્તન થઈ શકે. પોતાને વાસ્તવિક સ્વરૂપે ઓળખવા માટે મનની અસામાન્ય જાગૃતિ જોઈએ કારણકે જે છે એ નિરંતર પરિવર્તન પામે છે અને એને ત્વરાથી સમજવા માટે કોઈ પણ ધર્માંધ વિચારને કે માન્યતાને, કોઈ પણ કાર્ય પદ્ધતિને, ખીલે મન બંધાયલું હોવું જોઈએ નહિ. તમારે જો કોઈ પણ બાબત સમજવી હોય તો ખીલે બંધાવાનો અર્થ નથી તમારી જાતને ઓળખવા માટે મનની જાગૃતિ, સાવધાનતા, હોવી જોઈએ અને એ સ્થિતિમાં સઘળી માન્યતાઓથી, સઘળા આદર્શથી, મન મુક્ત થવું જોઈએ કારણકે માન્યતાઓ અને આદર્શો સાચા દર્શનને બાળે એવો વળ આપે છે. તમે કેવા છો એ જાણવાને માટે તમે જે કાંઈ નથી એ વિષે તમને માન્યતા કે કલ્પના ન હોવી જોઈએ જો હું લોભી, ઈર્ષાળુ, હિંસક હોઉં તો અહિંસાનો, નિર્લોભનો કેવળ આદર્શ હોય એની કશી કિંમત નથી. પણ પોતે લોભી કે હિંસક છે એ જાણવા અને સમજવા માટે અસાધારણ અવેશનની (સમજની) જરૂર પડે છે. નહિ વારૂ? એમાં પ્રમાણિકતાની, સ્પષ્ટ વિચારણાની, જરૂર પડે છે પણ જે છે એનાથી દૂરના કોઈ આદર્શ પાછળ જવું એ એક છટકબારી છે; તમે જે છો એ સમજવામાં અને એ વિષે સીધું કાર્ય કરવામાં એ તમને અંતરાયરૂપ નીવડે છે.

તમે સુડોળ હો કે બેડોળ હો ગમે એવા હો છતાં તમે જે છો એ સમજો એ જ સદ્ગુણની શરૂઆત છે સદ્ગુણથી મુક્ત થવાય છે એટલે એ જરૂરનો છે. સદ્ગુણ હોય તો જ તમે શોધી શકો, તો જ તમે જીવન જીવી શકો; સદ્ગુણને કેળવવાની ક્રિયામાં તમે તેને શોધી શકતા નથી કારણકે એમ કરવાથી તમે પ્રતિષ્ઠિત થાઓ પણ તમને સમજ અને મુક્તિ મળે નહિ. સદ્ગુણી હોવું અને સદ્ગુણી થવું એમાં ફરક છે જે છે એને સમજવાથી સદ્ગુણની અવસ્થા આવે છે પણ સદ્ગુણી થવામાં મોકૂફી રહેલી છે, એમાં જે છે એને તમે જે થવા માગો છો એ વડે આચ્છાદો છો માટે સદ્ગુણી થવામાં જે છે એના પરત્વે સીધુ કાર્ય કરતાં તમે અટકો છો. આદર્શને કેળવી જે છે એનાથી દૂર જવું એને તમે સદ્ગુણ લેખો છો

પણ જો તમે એનો બારીકીથી અને સીધી રીતે વિચાર કરશો તો એ એવું કાંઈ જ નથી એમ તમને જણાશે. એ તો જે છે એને સમજવામાં મુલતવી રાખવાની જ ક્રિયા છે. જે નથી એ બનવું એ સદ્‌ગુણ નથી; જે છે એને સમજવું અને તેથી જે છે એમાંથી મુક્ત થવું એ સદ્‌ગુણ છે. જે સમાજ ઝડપથી ખંડિત થઈ રહ્યો છે એ સમાજમાં સદ્‌ગુણ જરૂરનો છે. નવું જગત રચવા માટે, જૂનાથી કોઈ નિરાળી રચના કરવા માટે, સંશોધન કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ અને સદ્‌ગુણ પણ હોવો જોઈએ. સદ્‌ગુણ વિના મુક્તિ શક્ય નથી. જે સદ્‌ગુણી થવા માટે પ્રયત્ન કરી રહ્યો છે એ અનીતિવાન માણસ સદ્‌ગુણને કદી પિછાની શકે ખરો ? જે માણસ નીતિવાન નથી એ કદી પણ મુક્ત થઈ શકે નહિ અને તેથી જ સત્ય શું છે એ પણ કદી શોધી શકે નહિ. જે છે એને સમજવામાં જ સત્ય પ્રાપ્ત થાય છે અને જે છે એને સમજવા માટે જે છે એના ભયમાંથી મુક્ત થવું જોઈએ.

એ ક્રિયા સમજવા માટે જે છે એને જાણવાનો, દરેક વિચાર, વૃત્તિ અને કાર્યને સમજવાનો, ઈરાદો હોવો જોઈએ. જે છે એને સમજવું અતિશય મુશ્કેલ છે કારણકે જે છે એ કદી પણ એક જ સ્થિતિમાં રહેતું નથી, એ સ્થિતિચુસ્ત નથી પણ એ હમેશાં ગતિ જ કરતુ હોય છે. તમે જે થવા માગતા હો એ નહિ પણ જે છે એ જ તમે. તમારો આદર્શ એ તમે નથી કારણકે આદર્શ કલ્પિત છે. પ્રતિક્ષણે તમે જે કાર્ય કરો છો, વિચાર કરો છો, લાગણી અનુભવો છો એ જ તમે. જે છે એ જ વાસ્તવિક છે. એ વાસ્તવિકને સમજવા માટે જાગૃતિની, જાગૃત અને ચપળ મનની જરૂર રહે છે. પણ જે છે એને આપણે વખોડવા માંડીએ, એમાં દોષ જોવા માંડીએ કે એની સામે દીવાલ ઊભી કરીએ તો એની ગતિને આપણે સમજી શકતા નથી મારે જો કોઈને સમજવો હોય તો મારે એને વખોડવો જોઈએ નહિ, મારે એનું નિરીક્ષણ કરવું જોઈએ, એનો અભ્યાસ કરવો જોઈએ. જેનો હું અભ્યાસ કરતો હોઉં એને મારે ચાહવું જોઈએ. જો તમારે કોઈ બાળકને સમજવું હોય તો

એને વખોડવાને બદલે તમારે એને ચાહવું જોઈએ, તમારે એની સાથે રમવું જોઈએ, એનાં હલનચલન, એની વિલક્ષણતાને અને એના વર્તનને તમારે તપાસવાં જોઈએ. પણ જો તમે એને વખોડો, એનો સામનો કે તિરસ્કાર કરો તો એ બાળકને તમે સમજી શકો નહિ. એવી જ રીતે જે છે એને સમજવા માટે તમે પળેપળે કયા વિચાર કરો છો, કઈ લાગણીઓ અનુભવો છો, ક્યાં કાર્યો કરો છો એ તમારે તપાસવાં જોઈએ. એ જ વાસ્તવિક છે. બીજું કોઈ પણ કાર્ય, કોઈ પણ આદર્શ કે કોઈ પણ વિચાર પધ્ધતિનું કાર્ય વાસ્તવિક નથી; એ તો કેવળ એક ઇચ્છા, તમે છો એનાથી કાંઈક બીજી જ થવાની તમારી કલ્પિત ઇચ્છા જ છે.

જે છે એને સમજવા માટે એકરૂપતા કે ધૃણા ન હોય એવી મનની સ્થિતિ હોવી જોઈએ. એનો અર્થ એ છે કે મન સચેત છતાંય નિષ્ક્રિય હોવું જોઈએ. જ્યારે કાંઈ પણ સમજવાની આપણને ખરેખર ઇચ્છા હોય છે ત્યારે આપણા મનની એ સ્થિતિ હોય છે; કોઈ પણ બાબતમાં જોરદાર રસ હોય ત્યારે મનની એ સ્થિતિ થવા પામે છે. જે છે એને સમજવામાં માણસને જ્યારે રસ હોય છે ત્યારે જબરદસ્તી, નિયમન કે સંયમની જરૂર પડતી નથી. બલ્કે એવે પ્રસંગે શાંત સચેતનતા, જાગૃતિ હોય છે. સમજવાનો જ્યારે ઈરાદો હોય ત્યારે જાગૃતિની આ અવસ્થા આવે છે.

પોતાની ઊંડી સમજ જ્ઞાન દ્વારા કે અનુભવનો સંચય જે કેવળ સ્મૃતિની ખીલવણી છે તે દ્વારા થતી નથી. પોતા વિષેની સમજ પ્રતિ પળે થાય છે. જો આપણે મનના જ્ઞાનનો જ સચય કરીએ તો એ જ્ઞાન જ નવી સમજને બાળે છે કારણ કે કરેલા જ્ઞાન અને અનુભવ રૂપી કેન્દ્ર દ્વારા જ વિચાર કેન્દ્રિત થાય છે અને પોતાનું અસ્તિત્વ ધરાવે છે જગત આપણાથી અને આપણી પ્રવૃત્તિઓથી ભિન્ન નથી કારણકે આપણે જેવા છીએ એ જ જગતના પ્રશ્નો ઊભા કરે છે. આપણમાંથી મોટા ભાગના માણસોની મુસીબત એ છે કે આપણે આપણી જાતને સીધી રીતે ઓળખતા નથી પણ અનેક માનવ પ્રશ્નોનું નિરાકરણ કરી શકાય એવી કોઈ વિચાર-

સરણી, કોઈ પધ્ધતિ, કાર્યની કોઈ રીત શોધીએ છીએ.

પણ પોતાની જાતને ઓળખવાની કોઈ રીત, કોઈ પદ્ધતિ, છે ખરી? કોઈ પણ બાહોશ માનવી, કોઈ પણ ફિલસૂફ, કોઈ વિચાર-સરણી કે પદ્ધતિ શોધી શકે પણ એનું અનુસરણ કરવાથી એ પદ્ધતિથી ઉત્પન્ન થયેલું પરિણામ જ લાવી શકાય. નહિ વારૂ? મારી જાતને ઓળખવાની જો કોઈ ચોક્કસ પદ્ધતિનું હું અનુસરણ કરૂં તો એ પદ્ધતિનું જ અનિવાર્ય પરિણામ આવે છે પણ એથી હું મારી જાતને નહિ જ સમજી શકું એ દેખીતું જ છે એટલે કોઈ પદ્ધતિનુ, વિચારસરણીનું. મારી જાતને ઓળખવાની કોઈ રીતનું, અનુસરણ કરવાથી હું મારા વિચારોને, મારી પ્રવૃત્તિઓને, કોઈ નમૂના મુજબ બનાવું છું પણ કોઈ નમૂનાનું અનુસરણ કરવાથી પોતાના વિષેની સમજ પ્રાપ્ત થતી નથી.

માટે સ્વજ્ઞાન મેળવવાની કોઈ રીત નથી. કોઈ પદ્ધતિને શોધવામાં કોઈ પરિણામ મેળવવાની વૃત્તિ સમાયલી છે અને આપણે એ જ માગી રહ્યા છીએ. આપણે કોઈ વ્યક્તિના નહિ તો કોઈ વિચારસરણીના, કોઈ વિચારશ્રેણીના પ્રમાણનું અનુસરણ કરીએ છીએ કારણકે સંતોષ આપે, સલામતી આપે, એવું કોઈ પરિણામ આપણે માગીએ છીએ. આપણે આપણી જાતને, આપણા આવેગને અને આપણા પ્રત્યાઘાતોને, આપણા જાગ્રત તેમ જ અજાગ્રત મનની આખી વિચારક્રિયાને સમજવા માગતા જ નથી; આપણે તો કોઈ પરિણામની ખાતરી આપે એવી વિચારસરણી પાછળ જવાનું જ પસંદ કરીએ છીએ. પણ કોઈ વિચારસરણી પાછળ જવું એ સલામતી તથા નિશ્ચિતતાની આપણી ઇચ્છાનું જ પરિણામ છે પણ એના પરિણામે આપણે આપણી જાતને નથી જ સમજી શકતા એ નિઃશંક છે. જ્યારે આપણે કોઈ પણ પદ્ધતિનું અનુસરણ કરીએ ત્યારે કોઈ ગુરુના, કોઈ અવતારી પુરૂષના કે કોઈ પૂર્ણ પુરૂષના પ્રમાણોની આપણને જરૂર રહે છે પણ ખરેખર સ્વજ્ઞાન પ્રાપ્ત કરવાનો એ માર્ગ નથી.

પ્રમાણ એ આપણી જાતને સમજવામા અંતરાયરૂપ છે. ખરૂ ને?

કોઇ પ્રમાણની, કોઈ માર્ગદર્શકની, શીળી છાય નીચે તમને અલ્પ કાળને માટે સલામતીનો, સુખ વૈભવનો, અનુભવ થાય પણ એ કાંઇ પોતાની સમગ્ર ક્રિયાની સમજ ન કહેવાય. પ્રમાણનો સ્વભાવ જ એવો છે કે એ પોતાના વિષે સંપૂર્ણ સભાન થવા દેતું જ નથી અને એથી અંતે એ મુક્તિનું નિકંદન કરે છે. મુકત અવસ્થામાં જ સર્જન અવસ્થા શકય છે. સ્વજ્ઞાન વડે જ સર્જન અવસ્થા આવી શકે. આપણામાંથી ઘણાએ સર્જનશીલ નથી; આપણે તો પુનઃ કથન કરનારા યંત્રો જ છીએ અગર તો આપણા યા બીજાના અનુભવોનાં, નિર્ણયોનાં, સ્મરણોનાં, ચોક્કસ ગીતો વારંવાર ગાનારા ગ્રામોફોનની રેકર્ડ જેવા જ છીએ. આવું પુનરાવર્તન એ કાંઇ સર્જક જીવન નથી પણ આપણે તો એ જ માગીએ છીએ. આપણે અંદરથી સલામત રહેવું છે એટલે આપણે નિરંતર પદ્ધતિઓ અને સલામતીની રીતો શોધીએ છીએ. આ રીતે આપણે પ્રમાણ, બીજાની પૂજા ઉત્પન્ન કરીએ છીએ જેને પરિણામે આપણી સમજશકિત નષ્ટ થાય છે અને જેમા સર્જન અવસ્થા સંભવિત છે એવી મનની સ્વયંભૂ સ્થિરતાનો અંત આવે છે.

આપણામાંથી ઘણાએએ સર્જનશીલતાનો આ ભાવ ગુમાવ્યો છે એ જ ખરેખર આપણી એક મુસીબત છે. ચિત્રો ચીતરવાં, કાવ્યો લખવાં કે કીર્તિ સંપાદન કરવી એ સર્જક થવાનો અર્થ નથી. એ કાંઈ સર્જનશીલતા ન કહેવાય. એ તો કોઈ એક વિચારને પ્રકટ કરવાની શક્તિનું જ સૂચન કરે છે. જનતા એ વિચારને અપનાવે કે એનો અનાદર કરે. બૌદ્ધિક શકિત અને સર્જનશીલતાને એક ન ગણવાં જોઈએ. શક્તિ એ સર્જનશીલતા નથી. સર્જનશીલતાની અવસ્થા તદ્દન જુદી જ છે. નહિ વારૂ ? સર્જનશીલતા એક એવી અવસ્થા છે જેમાં અહમ્‌નો લય છે, જેમાં મન અનુભવોનું, આકાંક્ષાઓનું, કાર્યો અને વાંચ્છનાઓનું કેન્દ્ર રહેતુ જ નથી, સર્જનશીલતા એક જ રૂપે ચાલુ રહેતી અવસ્થા નથી, એ પળે પળે નવીન હોય છે, એ એક એવી ગતિ છે જેમાં ‘ હું ’ અને ‘ મારૂં’ રહેતાં જ નથી, જેમાં વિચાર કોઈ અનુભવમાં, કોઈ આકાંક્ષામાં, કોઈ

પ્રાપ્તિ, હેતુ કે આશયમાં કેન્દ્રિત થયેલો હોતો નથી. અહમ્‌નો વિલય થાય ત્યારે જ સર્જનશીલતા હોય છે—જીવનની એ અવસ્થામાં જ સત્ય, સઘળા સર્જનનું મૂળ શકય છે. પણ એ અવસ્થાનો ખ્યાલ કે એની કલ્પના કરી શકાય નહિ, એને ચોકઠામાં ગોઠવી શકાય નહિ કે એની નકલ થઈ શકે નહિ; કોઈ પણ વિચારસરણીથી, કોઈ પણ ફિલસૂફીથી, કોઈ પણ નિયમનથી, એ પ્રાપ્ત કરી શકાય નહિ. બલ્કે પોતાની સમગ્ર ક્રિયાની સમજ થાય ત્યારે જ એનો આવિર્ભાવ થાય છે.

પોતાની જાતને સમજવી એ કોઈ પરિણામ કે અંત નથી. માલમિલ્કત સાથેના, વસ્તુઓ સાથેના, વ્યક્તિઓ સાથેના, વિચારો સાથેના પોતાના સંબંધરૂપી અરીસામાં પોતાની જાતને પળે પળે જોવી એ એનો અર્થ છે. પણ સચેત, જાગૃત થવું; આપણને વસમું લાગે છે અને કોઈ પદ્ધતિનું અનુસરણ કરી, પ્રમાણોનો, વહેમોનો અને સંતોષ આપે એવા મંતવ્યોનો સ્વીકાર કરી આપણાં મન જડ કરવાનું આપણે પસંદ કરીએ છીએ આ રીતે આપણા મન કંટાળેલાં, શ્રમિત અને અચેત બને છે એવું મન સર્જન અવસ્થાનો અનુભવ ન કરી શકે. અહમ્ જે ઓળખ અને સંચયની ક્રિયા છે એ અહમ્‌નો ક્ષય થાય ત્યારે જ સર્જનની એ અવસ્થા આવે છે કારણકે મર્યાદિત ચેતના એ ઓળખનું કેન્દ્ર છે અને ઓળખ એટલે જ અનુભવના સંચયની ક્રિયા. પણ અકિંચન થવાનો આપણને ભય છે કારણ કે આપણે બધા કાંઈક થવા માગીએ છીએ. નાના માણસ મોટા માણસ થવા, દુરાચારી સદાચારી થવા, નબળા અને અપ્રસિદ્ધ સત્તા, પદવી અને અધિકાર વાંચ્છી રહ્યા છે. મનની આ સતત પ્રવૃત્તિ છે. આવું મન શાંત થઈ શકે નહિ અને તેથી જ એ સર્જન અવસ્થા કદી પિછાની શકે નહિ.

દુઃખથી, વિગ્રહોથી, બેકારીથી, ભૂખમરાથી, વર્ગવિગ્રહો અને અતિશય ગૂંચવાડાથી ભરેલા આપણા જગતનું પરિવર્તન કરવા માટે આપણી અંદર પરિવર્તન થવું જોઈએ. એ ક્રાંતિની શરૂઆત આપણી અંદર જ થવી જોઈએ પણ એ કોઈ માન્યતા કે વિચારણા

મુજબ હોવી જોઈએ નહિ કારણકે કોઈ વિચાર પર રચાયલી ક્રાંતિ કે કોઈ ચોક્કસ નમૂનાને અનુરૂપ કરવામાં આવેલી ક્રાંતિ એ ક્રાંતિ જ નથી. પોતાની અંદર મૂળભૂત ક્રાંતિ લાવવા માટે માણસે બીજાના સંબંધમાં પોતાનાં વિચાર વૃત્તિની સમસ્ત ક્રિયા કેવી છે એ સમજવું જોઈએ. આપણા પ્રશ્નોનુ એ જ એક નિરાકરણ છે. વધારે નિયમનો, વધારે માન્યતાઓ, વધારે વિચારપદ્ધતિઓ, વધારે ગુરુઓ, એ આપણા પ્રશ્નોનો ઉકેલ નથી. ભૂતકાળનો સચય કર્યા વિના જો પળે પળે આપણે આપણી જાતને સમજી શકીએ તો મને ઉત્પન્ન કરેલી ન હોય એવી સ્થિરતા, જે સ્થિરતાની કલ્પના કરી શકાય નહિ કે જેને કેળવી શકાય નહિ એવી સ્થિરતા કેવી રીતે આવે છે તે આપણે જાણી શકીએ. સ્થિરતાની એ જ અવસ્થામાં સર્જનશીલતા સંભવિત છે.

## પ્રકરણ પાંચમું

# કાર્ય અને વિચાર

કાર્યનો પ્રશ્ન આપણે વિચારીએ. શરૂઆતમાં આ કદાચ ગૂઢ અને અધરો જણાશે પણ હું આશા રાખું છું કે એનો વિચાર કરી જોવાથી એમાં રહેલી બાબતો સ્પષ્ટ સમજાશે કારણકે આપણું આખું જીવન કાર્યની જ ક્રિયા છે.

આપણામાંથી ઘણાઓ કાર્યની પરંપરામાં જીવે છે. એ કાર્યો દેખીતી રીતે એકબીજા સાથે સબંધ વિનાના, અનુચિત તથા વિચ્છિન્નતા અને નિષ્ફળતા પ્રતિ લઈ જનારાં હોય છે. એ આપણા દરેક જણનો પ્રશ્ન છે કારણકે કાર્યવડે આપણે જીવીએ છીએ અને કાર્ય વિના જીવન, અનુભવ, વિચાર નથી. વિચાર એટલે જ કાર્ય; અને ચેતનાની કોઈ ચોક્કસ ભૂમિકાએ, ઉપરની ભૂમિકાએ, કાર્ય કરવાથી, કાર્યની આખી ક્રિયા સમજ્યા વિના ફક્ત બહારની ક્રિયામાં સપડાયલા રહેવાથી, અનિવાર્યપણે નિષ્ફળતા અને દુઃખ આવે છે.

આપણું જીવન કાર્યની પરંપરા છે અગર ચેતનાની જુદી જુદી ભૂમિકાએ કાર્યની ક્રિયા છે અનુભવ કરવો, નામકરણ કરવું, સંચય કરવો એ આપણી ચેતના છે. એટલે ચેતના આઘાત અને પ્રત્યાઘાત ઉર્ફે અનુભવની ક્રિયા છે, પછી આપણે એનું નામકરણ કરીએ છીએ અને ત્યારબાદ એને યાદ રાખીએ છીએ જેને આપણે સ્મૃતિ કહીએ છીએ. આ ક્રિયા એ કાર્ય. નહિ વારૂ? ચેતના એટલે કાર્ય અને આઘાત પ્રત્યાઘાત વિના, અનુભવ નામકરણ અને સ્મરણ વિના, કાર્ય સંભવિત નથી.

હવે કાર્ય કર્તાને ઉત્પન્ન કરે છે એટલે કે કાર્યને કોઈ પરિણામ પ્રાપ્ત કરવાનું, કોઈ ધ્યેય પ્રાપ્ત કરવાનું હોય ત્યારે કર્તા અસ્તિત્વમાં

આવે છે. કાર્યથી કોઈ પરિણામ મેળવવાનું ન હોય તો કર્તા હોતો નથી પણ જો કોઈ પરિણામ કે લક્ષ્ય પ્રાપ્ત કરવાનાં હોય તો કાર્ય કર્તાને ઉત્પન્ન કરે છે આ રીતે કાર્ય, કર્તા અને પરિણામ એ એક સમગ્ર ક્રિયા છે, એ એક અભિન્ન ક્રિયા છે અને જ્યારે કાર્યથી કોઈ પરિણામ સાધવાનું હોય ત્યારે એ અસ્તિત્વમાં આવે છે કોઈ પરિણામ પ્રાપ્ત કરવા માટે કરેલું કાર્ય એ જ સંકલ્પ. એમ ન હોય તો સંકલ્પ હોતો નથી. હોય છે? પરિણામ પ્રાપ્ત કરવાની ઇચ્છા સંકલ્પ ઊભો કરે છે અને એ જ કર્તા છે—મારે પ્રાપ્ત કરવું છે, મારે પુસ્તક લખવું છે, મારે શ્રીમંત થવું છે, મારે ચિત્ર ચીતરવું છે.

કર્તા, કાર્ય અને પરિણામ એ ત્રણ અવસ્થાઓ આપણને વિદિત છે. આપણું એ નિત્ય જીવન છે. પરિસ્થિતિ કેવી છે એ જ હું સમજાવી રહ્યો છું પણ જ્યારે વાસ્તવિક પરિસ્થિતિને સ્પષ્ટ રીતે તપાસીએ કે જેથી એ સબંધમાં કોઈ ભ્રાંતિ કે બદ્ધમત કે કોઈ પૂર્વગ્રહ ન રહે ત્યારે એ પરિસ્થિતિનું પરિવર્તન કેમ કરવું એની સમજ આવવા માંડે છે. આ ત્રણ અવસ્થાઓ જે અનુભવ છે—કર્તા, કાર્ય અને પરિણામ—એ ખરેખર કાંઈ થવાની ક્રિયા છે. આમ ન હોય તો કાંઈ થવાની ક્રિયા હોતી જ નથી. હોય છે? જો કર્તા ન હોય અને કોઈ પરિણામ પ્રાપ્ત કરવાનું કાર્ય ન હોય તો કાંઈ થવાની ક્રિયા હોતી જ નથી. પણ આપણને વિદિત છે એવું આપણુ નિત્ય જીવન કાંઈક થવાની જ ક્રિયા છે. હું ગરીબ છું અને ગૃહસ્થ બનવાનુ લક્ષ્ય મનમા રાખી હું કાર્ય કરૂં છું, હું બેડોળ છું અને સુડોળ થવા માગુ છું. માટે મારૂં જીવન કાંઈક થવાની ક્રિયા છે. કાંઈક થવાની ઇચ્છા એટલે જ ચેતનાની જુદી જુદી ભૂમિકાએ, જેમાં આઘાત પ્રત્યાઘાત, નામકરણ, સ્મરણ આવેલાં છે એવી જુદી જુદી સ્થિતિએ કાંઈક થવાનો જ સંકલ્પ છે. કાંઈક થવાની આ ક્રિયા એ જ કલહ અને દુઃખ છે. નહિ વારૂ? આ એક કાયમનો કલહ છે· હું આ છું અને હું તે થવા માગું છું.

માટે પ્રશ્ન આ છે કે કાંઈક થવાની આ ક્રિયા વિનાનું કાર્ય નથી?

આ દુઃખ, આ સતત લડત વિનાનું કાર્ય નથી? જો (કાર્યથી) કાંઈ પરિણામ મેળવવાનુ ન હોય તો કર્તા હોતો નથી કારણકે પરિણામ મેળવવા માટે કરવામાં આવતું કાર્ય જ કર્તાને ઉત્પન્ન કરે છે પણ પરિણામના હેતુ વિનાનું અને તેથી જ કર્તા વિનાનુ કાર્ય હોઈ શકે એટલે કે પરિણામની ઇચ્છા વિનાનું કાર્ય હોઈ શકે? એવું કાર્ય કાંઈક થવાની ક્રિયા નથી અને તેથી એ કલહરૂપ નથી. અનુભવ કરનાર અને અનુભવ વિના અનુભવ કરવાની, કાર્ય કરવાની, એક અવસ્થા છે. આ કદાચ ફિલસૂફીસય લાગતુ હશે પણ ખરેખર એ બહુ સાદી વાત છે.

અનુભવની પળે અનુભવથી તમે (અનુભવ કરનાર) જુદા હો એમ તમે જાણતા નથી. તમે તો અનુભવની અવસ્થામાં જ હો છો. એક સાદો દાખલો લો. તમે ગુસ્સે થયા છો ગુસ્સાની એ પળે અનુભવ કરનાર કે અનુભવ હોતા નથી; એ વેળા તો કેવળ અનુભવની જ સ્થિતિ હોય છે. પણ એ અનુભવ પૂરો થતાં બીજી જ પળે અનુભવ કરનાર અને અનુભવ, કર્તા અને પરિણામ સાધ્ય કરવાના હેતુથી થતું કાર્ય–એટલે કે ક્રોધને દબાવવાનું કે નાબૂદ કરવાનુ કાર્ય–એ બે જુદાં જ હોય છે. અનુભવની અવસ્થાએ આપણી વારંવાર આ સ્થિતિ હોય છે પણ એ અનુભવ પૂરો થતા આપણે એનું નામકરણ કરીએ છીએ, આપણે એને સ્મૃતિમાં નોંધી રાખીએ છીએ અને એ રીતે કાંઈક થવાની ક્રિયાને ચાલુ રાખીએ છીએ.

કાર્યને એના મૂળ અર્થમાં જો આપણે સમજીએ તો એ ઊંડી સમજ આપણી ઉપલક પ્રવૃત્તિઓને પણ અસર કરે છે પણ પ્રથમ આપણે કાર્યનો મૂળ પ્રકાર સમજવો જોઈએ. કાર્ય કોઈ માન્યતાથી જન્મે છે? પ્રથમ તમને માન્યતા હોય છે અને પછી તમે કાર્ય કરો છો? કે કાર્ય પ્રથમ થાય છે અને કાર્ય ઘર્ષણ ઉત્પન્ન કરતું હોવાથી એના સબધમાં કોઈ માન્યતા તમે ઊભી કરો છો? કાર્ય કાર્યકર્તા ઉત્પન્ન કરે છે કે કાર્યકર્તા પ્રથમ હોય છે?

આ બેમાથી પ્રથમ કોણ એ જાણવું મહત્ત્વનું છે. જો માન્યતા

પ્રથમ હોય તો કાર્ય એ માન્યતાને જ અનુરૂપ થાય છે અને તેથી એ કાર્ય નથી પણ અનુકરણ કે માન્યતા પ્રમાણેનું દમન છે. આ બાબત સમજવી બહુ જરૂરી છે. કારણકે આપણો સમાજ બૌદ્ધિક કે શાબ્દિક ભૂમિકા પર મંડાયલો હોવાથી આપણા ઘણાના જીવનમાં માન્યતા જ પ્રથમ હોય છે અને કાર્ય પછી જ થાય છે. આ રીતે કાર્ય માન્યતાનું જ પરિણામ છે અને એ તો સ્પષ્ટ જ છે કે કેવળ વિચારો રચવા એ કાર્યને હાનિકર્તા છે. માન્યતાઓમાંથી નવી માન્યતાઓ જન્મે છે અને જ્યાં માન્યતાઓની જ વૃદ્ધિ થઈ રહી હોય ત્યાં વૈમનસ્ય જ હોય અને વિચારો ઉત્પન્ન કરવાની માનસિક ક્રિયાથી સમાજનો ઉપલો વર્ગ નીચલા વર્ગ માટે અતિશય ભારેખમ બની જાય છે. આપણા જીવનના બીજાં અંગોને ભોગે આપણે બુદ્ધિને ખીલવી રહ્યા છીએ એટલે આપણે વિચારોથી ગૂંગળાયલા છીએ.

માન્યતાઓથી કદી કાર્ય થઈ શકે કે માન્યતાઓ વિચારનું કેવળ ઘડતર કરી કાર્યને મર્યાદિત કરી શકે? કાર્ય જ્યારે કોઈ માન્યતાનું જ પરિણામ હોય ત્યારે એ કાર્ય માણસને મુકત કરતું નથી. આ બાબત સમજવી એ આપણે માટે અતિ જરૂરી છે. માન્યતા પ્રમાણે જો કાર્ય થાય તો એ કાર્ય આપણા દુઃખોનુ નિરાકરણ કરી શકે નહિ. કારણકે એને આપણે કાર્યમાં ઉતારીએ એ પૂર્વે માન્યતા કેવી રીતે ઉત્પન્ન થાય છે એ આપણે પ્રથમ જાણવું પડશે. આપણો સમાજ ખાસ કરીને જ્યારે કોઈ ભેખડની ટોચે આવી પહોચ્યો છે અને બીજી વિપત્તિ, બીજી કતલ, આમંત્રી રહ્યો છે ત્યારે વિચારો રચવાની ક્રિયાની—પછી એ વિચારો સમાજવાદીઓના, મૂડીવાદીઓના, સામ્યવાદીઓના, કે જુદા જુદા ધર્મોના હોય—તપાસ કરવી અતિશય જરૂરી છે. આપણા અનેક પ્રશ્નોનું માનવતાભર્યું નિરાકરણ કરવા જેઓ ખરેખર ઇંતેજાર છે એમણે વિચારરચનાની આ ક્રિયા પ્રથમ સમજવી જોઈએ.

વિચાર અગર માન્યતાથી આપણે શું કહેવા માગીએ છીએ? માન્યતા કેવી રીતે ઉપસ્થિત થાય છે? માન્યતા અને કાર્ય એક કરી

શકાય? ધારો કે મારા મનમાં એક વિચાર છે અને મારે એનો અમલ કરવો છે. એ વિચારને અમલમાં લાવવાની રીત હું શોધું છું. એ વિચારને અમલમાં લાવવાની રીત વિષે આપણે કલ્પનાઓ કરીએ છીએ. એની તકરારો પાછળ સમય અને શક્તિ ગુમાવીએ છીએ. માટે વિચારો કેવી રીતે અસ્તિત્વમાં આવે છે એ જાણવું અતિ મહત્ત્વનું છે. એનું સત્ય સમજ્યા પછી જ કાર્યનો પ્રશ્ન આપણે ચર્ચી શકીએ. માન્યતાઓની ચર્ચા કર્યા સિવાય કાર્ય કરવાની રીત શોધવી એનો કોઈ અર્થ નથી.

તત્ત્વજ્ઞાનની, ધર્મની કે અર્થશાસ્ત્રની જ નહિ પણ કોઈ પણ સામાન્ય માન્યતા કેવી રીતે ઉપસ્થિત થાય છે? ખુલ્લું જ છે કે એ તો વિચારની જ એક ક્રિયા છે. નહિ વારુ? માન્યતા એ વિચાર ક્રિયાનુ જ પરિણામ છે. માટે વિચારક્રિયાનું પરિણામ જે માન્યતા છે એને સમજતાં પહેલાં મારે વિચારક્રિયા સમજવી જોઈએ. વિચાર એટલે શુ? તમે વિચાર કયારે કરો છો? વિચાર એ દેહને કે ચિત્તને થતા પ્રત્યાઘાતનું પરિણામ છે. ખરૂં કે નહિ? એ કોઈ સવેદનનો ઈન્દ્રિયોએ વાળેલો તાત્કાલિક જવાબ છે અથવા તો એ સચય કરેલી સ્મૃતિનો, પ્રજા, સમાજ, ગુરુ, કુટુબ પ્રથા વગેરેની અસરનો જેને તમે વિચાર કહો છો એનો પ્રત્યાઘાત છે એટલે ચિત્તલક્ષી છે. એટલે વિચાર ક્રિયા સ્મરણનો પ્રત્યાઘાત છે. ખરૂંને? જો સ્મરણ ન હોય તો વિચાર હોતો નથી એટલે કોઈ અનુભવ પ્રત્યે સ્મરણનો પ્રત્યાઘાત વિચારક્રિયા અસ્તિત્વમાં લાવે છે. દૃષ્ટાંત તરીકે રાષ્ટ્રવાદનાં સચય કરેલાં સ્મરણો મારામાં છે અને હું મારી જાતને હિન્દુ કહું છું. ભૂતકાળના પ્રત્યાઘાતોના, કાર્યોનાં, સંદર્ભોનાં, પ્રણાલિકાઓનાં, રીતરિવાજનાં, સ્મરણોનો સગ્રહ કોઈ મુસલમાનના, બૌધ્ધના, ખ્રિસ્તીના, આઘાતનો પ્રત્યાઘાત કરે છે અને સ્મરણનો પ્રત્યાઘાત વિચારક્રિયાને અનિવાર્યપણે જાગૃત કરે છે. તમારામાં કાર્ય કરતી વિચારક્રિયાને તપાસો એટલે આનુ સત્ય તમે સીધી રીતે જાણી શકશો. કોઈએ તમારૂં અપમાન કર્યું એ તમારા સ્મરણમાં રહે છે; એ તમારી મનભૂમિનો ભાગ બની રહે છે. એ વ્યક્તિને મળતાં,

જે આઘાત છે, એ અપમાનનું સ્મરણ પ્રત્યાઘાતરૂપે પ્રગટ થાય છે માટે સ્મરણનો પ્રત્યાઘાત જે વિચારક્રિયા છે, એ જ માન્યતા ઉત્પન્ન કરે છે માટે માન્યતા હમેશાં મર્યાદિત હોય છે આ વાત સમજવી એ મહત્ત્વનું છે. કહેવાનું તાત્પર્ય એ છે કે માન્યતા વિચારક્રિયાનું પરિણામ છે, વિચારક્રિયા સ્મરણનો પ્રત્યાઘાત છે અને સ્મરણ હમેશાં મર્યાદિત હોય છે. સ્મરણ હમેશાં ભૂતકાળને લગતું જ હોય છે અને આઘાતવડે વર્તમાનમાં એ સ્મરણને સજીવન કરવામાં આવે છે. સ્મરણનું પોતાનું જીવન હોતુ જ નથી; જ્યારે કોઈ આઘાત થાય છે ત્યારે વર્તમાનમાં એ નવું જીવન પામે છે. જાગૃત કે અજાગૃત સઘળાં સ્મરણો મર્યાદિત છે. ખરૂં કે નહિ?

માટે જ આ પ્રશ્નને કોઈ બીજી દૃષ્ટિએ તપાસવો જોઈએ. તમે કોઈ માન્યતા મુજબ કાર્ય કરો છો કે કેમ એ તમારે અંદરથી તમારી જાતે શોધી કાઢવું જોઈએ. વળી વિચારો ઉત્પન્ન કરવાની શક્તિ વિના કાર્ય સંભવિત છે કે નહિ એ પણ તમારે શોધી કાઢવું જોઈએ. કોઈ પણ માન્યતા પર રચાયલું ન હોય એવું કાર્ય એ શું છે તે આપણે તપાસીએ.

વિચાર ક્રિયા વિના તમે ક્યારે કાર્ય કરો છો? કોઈ અનુભવનું પરિણામ ન હોય એવું કાર્ય ક્યારે થાય છે? આગળ કહ્યું એ મુજબ અનુભવ પર રચાયલું કાર્ય મર્યાદિત હોય છે અને તેથી એ અંતરાયરૂપ નીવડે છે. વિચારક્રિયા, જે અનુભવ પર રચાયલી છે, તે કાર્યનું સંચાલન કરતી ન હોય ત્યારે માન્યતાનું પરિણામ ન હોય એવું કાર્ય સ્વયંભૂ થાય છે. એનો અર્થ એ છે કે મન જ્યારે કાર્યને દોરી રહ્યું ન હોય ત્યારે અનુભવની અસર વિનાનું કાર્ય સંભવે છે. એ એક અવસ્થામાં જ સમજ હોય છે: અનુભવની દૃષ્ટિએ મન જ્યારે કાર્યને દોરતું ન હોય, અનુભવની દૃષ્ટિએ વિચાર જયારે કાર્યનું ઘડતર કરતો ન હોય, જ્યારે વિચારની ક્રિયા ન હોય ત્યારે કાર્ય શું છે? વિચારક્રિયા વિના કાર્ય હોઈ શકે? એટલે કે મારે પુલ બાંધવો છે કે ઘર બાંધવું છે. મને એની

રીત આવડે છે અને એ કાર્ય કેમ કરવું એ હું એ રીતવડે જાણી શકું છું. આપણે એને કાર્ય કહીએ છીએ કાવ્ય લખવાનું, ચિત્ર ચીતરવાનું, સરકારી જવાબદારીઓનુ, સામાજિક અને મયોગિક પ્રત્યાઘાતોનું, કાર્ય હોય છે. આ સઘળા કોઈ વિચાર પર કે ભૂતકાળના અનુભવ પર રચાયલાં છે અને એ સઘળાં કાર્યને અમુક પ્રકારનું બનાવે છે. પણ કોઈ વિચાર જ ન હોય ત્યારે કાર્ય હોય છે?

વિચારનો અંત આવ્યો હોય ત્યારે ય કોઈ એક પ્રકારનું કાર્ય હોય છે જ્યારે પ્રેમ પ્રગટ થાય ત્યારે જ વિચારનો લય થાય પ્રેમ એ સ્મરણ નથી. પ્રેમ એ અનુભવ નથી પ્રિયજનનો વિચાર કરવો એ પ્રેમ નથી કારણકે એમ હોય તો એ વિચાર જ છે તમે પ્રેમનો વિચાર કરી શકો નહિ તમે જેને ચાહતા હો તેનો, તમારા ગુરુનો, તમારી મૂર્તિનો, તમારી પત્નીનો, તમારા પતિનો, વિચાર કરી શકો પણ એ વિચાર, એ સંકેત, સત્ય વસ્તુ જે પ્રેમ છે એ નથી માટે જ પ્રેમ એ અનુભવ નથી.

જ્યારે પ્રેમ હોય છે ત્યારે કાર્ય થાય છે. નહિ વારૂ? એ કાર્ય શું મુક્ત કરનારૂં કાર્ય નથી? એ મનના કાર્યનું પરિણામ નથી અને જેવી રીતે વિચાર (માન્યતા) અને કાર્ય વચ્ચે સમયનો ગાળો હોય છે એવી રીતે પ્રેમ અને કાર્ય વચ્ચે સમયનો ગાળો રહેતો નથી વિચાર હમેશાં ભૂતકાળનો જ હોય છે, વર્તમાન પર એ પોતાનો પડછાયો નાખે છે અને આપણે કાર્ય અને વિચાર વચ્ચે પુલ બાંધવા હમેશા પ્રયત્ન કરી રહ્યા હોઈએ છીએ જ્યારે પ્રેમ હોય છે—અને પ્રેમ એ મનનું કાર્ય નથી, એ વિચાર ક્રિયા નથી, એ સ્મરણ નથી, એ કોઈ અનુભવનું કે કરેલા નિયમનનું પરિણામ નથી-ત્યારે એ પ્રેમ પોતે જ કાર્યરૂપ છે. ફક્ત એ જ આપણને મુક્ત કરે છે જ્યા સુધી મનનુ કાર્ય છે, જ્યાં સુધી વિચાર એટલે કે અનુભવ કાર્યને રૂપ આપે છે ત્યાં સુધી મુક્ત અવસ્થા સંભવિત નથી અને જ્યા સુધી એ ક્રિયા ચાલુ રહે છે ત્યાં સુધી સઘળા કાર્ય મર્યાદિત જ રહેવાનાં. આનું સત્ય સમજાય ત્યારે પ્રેમનું સ્વરૂપ જે મનની ક્રિયા નથી, જેનો તમે વિચાર કરી શકો નહિ તે અસ્તિત્વમાં આવે છે.

વિચારો કેવી રીતે અસ્તિત્વમાં આવે છે, વિચારોમાંથી કાર્ય કેવી રીતે ઉદ્‌ભવે છે, વળી વિચારો સવેદન પર આધાર રાખી કાર્યને કેવી રીતે મર્યાદિત કરે છે એ સમગ્ર ક્રિયાની માણસને જાણ થવી જોઈએ. વિચારો કોના છે—આ કે પેલા પક્ષના—એ મહત્ત્વનું નથી. જ્યાં સુધી આપણે વિચારોને વળગેલા રહીશું ત્યાં સુધી આપણે એક એવી અવસ્થામાં રહીએ છીએ કે જે અવસ્થામાં અનુભવ કરવાની કોઈપણ સ્થિતિ સંભવિત જ નથી. એમ જ હોય તો આપણે કેવળ કાળની મર્યાદામાં જ જીવીએ છીએ—પછી એ કાળ ભૂતકાળ હોય જે નવાં સંવેદનો ઉત્પન્ન કરે છે અગર એ ભવિષ્યકાળ હોય જે વળી કોઈ બીજા પ્રકારનું સવેદન જ છે. મન જ્યારે વિચારથી મુક્ત થાય ત્યારે જ અનુભવની સ્થિતિ સંભવિત છે.

વિચારો એ સત્ય નથી; વળી સત્ય કોઈ એવી બાબત છે જેનો હરેક પળે સીધી રીતે અનુભવ કરવો જોઈએ. જો તમે કોઈ અનુભવ માગી રહ્યા હો તો એ સવેદન છે એટલે સત્ય એવો કોઈ અનુભવ નથી. માણસ જ્યારે વિચારોના સમૂહથી પર થાય એટલે કે 'હું' યા, મન, જે સર્વાંશે કે અલ્પાંશે જારી રહે છે એનાથી પર થાય, જ્યારે વિચાર સંપૂર્ણ રીતે શાંત થાય ત્યારે જ અનુભવની અવસ્થા આવે છે. આ અવસ્થા આવે ત્યારે જ માણસ સત્યને પામી શકે છે!

## પ્રકરણ છઠ્ઠું

# માન્યતા

માન્યતા અને જ્ઞાનને વૃત્તિ સાથે નિકટનો સંબંધ છે; જો આ બે બાબતો આપણે સમજી શકીએ તો વૃત્તિ કેવી રીતે કાર્ય કરે છે તે અને એની ગ્રંથિઓ આપણે જાણી શકીએ.

મને લાગે છે કે માન્યતાઓનો પ્રશ્ન એક એવી બાબત છે જે આપણામાથી ઘણાઓ આતુરતાથી સ્વીકારી લે છે અને એ સાચી છે એમ માની આગળ ચાલે છે હું માન્યતાઓ સામે પ્રહાર કરી રહ્યો નથી. આપણે માન્યતાઓ શા કારણે સ્વીકારીએ છીએ એ સમજવા આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ. એ સ્વીકારવાની પાછળ રહેલો હેતુ, એનું કારણ, જો આપણે સમજી શકીએ તો આપણે એ પ્રમાણે શા માટે કરીએ છીએ એ સમજી શકીએ એટલું જ નહિ પણ આપણે એનાથી મુક્ત પણ થઈ શકીએ. રાજકીય અને ધાર્મિક માન્યતાઓ, રાષ્ટ્રીય અને બીજી અનેક પ્રકારની માન્યતાઓ, લોકોને કેવી રીતે જુદા પાડે છે, ઘર્ષણ, ગૂંચવાડો અને વૈમનસ્ય પેદા કરે છે એ સૌ કોઈ જોઈ શકે છે એ તો એક ખીતી બાબત છે. અને છતાંય એ માન્યતાઓ તજી દેવા આપણે નારાજ છીએ. હિંદુઓની, ખ્રિસ્તીઓની, બૌદ્ધોની, અસખ્ય સાંપ્રદાયિક અને રાષ્ટ્રીય માન્યતાઓ તેમજ અનેક રાજકીય મંતવ્યોની માન્યતાઓ નજરે પડે છે. આ સઘળી માન્યતાઓ એકબીજા સાથે સ્પર્ધા કરે છે અને એકબીજાને પોતાના પક્ષમાં લાવવા મથી રહી છે. માન્યતા લોકોમાં જુદાઈ ઉભી કરે છે અને અસહિષ્ણુતા પેદા કરે છે એ કોઈ પણ જોઈ શકે એમ છે. ત્યારે માન્યતા વિના જીવવું શકય છે? માન્યતા પરત્વેનો આપણો સંબંધ કેવો છે એ જો જાણીએ તો આપણે આ વાતનું તથ્ય શોધી શકીએ. જીવનને હરેક પળે નવી રીતે સમજી શકીએ એટલા માટે

માન્યતાઓને બદલીને નહિ કે એક માન્યતાને સ્થાને બીજીને દાખલ કરીને નહિ પણ સઘળી માન્યતાઓથી સદંતર મુક્ત થઈ માન્યતા વિના આ જગતમાં જીવવું શું શક્ય છે? પોતાની અને પોતે જે છે એની વચમાં સંચય થએલી અસર અંતરાયરૂપ ન નીવડે એવી રીતે ભૂતકાળની મર્યાદિત કરતી પ્રતિક્રિયા વિના પળે પળે જીવનને નવી રીતે સમજવાની શક્તિ હોવી એ જ આખરે તો સત્ય છે.

જો તમે વિચાર કરશો તો તમને જણાશે કે માન્યતા સ્વીકારવાની વૃત્તિનુ એક કારણ ભય છે. જો આપણા જીવનમાં માન્યતા ન હોય તો આપણુ શુ થાય? જે બનવા પામે એનાથી આપણે ગભરાઈ ન જઈએ? પ્રભુની, સામ્યવાદની, સમાજવાદની, સામ્રાજ્યવાદની કે ધર્મની કોઈ અંધશ્રદ્ધાથી આપણે મર્યાદિત થઈ ચૂક્યા હોય એવી કોઈ ધાર્મિક માન્યતાના પાયા પર રચાયલા કાર્યનો કોઈ નમૂનો આપણી પાસે ન હોત તો આપણે નિરાધાર ન બની જાત? આપણું આત્મવિલોપન થાય, આપણે ખાલી થઈ જઈએ, એ ભયને ઢાંકી દેવા માટે આપણે માન્યતા સ્વીકારતા નથી? પ્યાલો જ્યારે ખાલી હોય છે ત્યારે જ ઉપયોગનો હોય છે જે મન માન્યતાઓથી, અંધશ્રદ્ધાથી, મતવ્યોથી, અવતરણોથી ભરેલું છે તે મન ખરેખર સર્જનહીન છે. એ તો કેવળ પુનઃકથન કરનારૂ મન જ છે. ખાલીપણાના, એકલતાના, સ્થિતિચુસ્ત દશાના, ધ્યેયથી દૂર રહેવાના, સફળ નહિ થવાના, પ્રાપ્તિ નહિ કરવાના, કાંઈક ન હોવાના, કાંઈક ન બનવાના, ભયમાંથી છટકી જવાના કારણે આપણે માન્યતાઓને આટલી ઝડપથી અને આતુરતાથી સ્વીકારી લઈએ છીએ. નહિ વારૂ? પણ માન્યતા સ્વીકારવાથી આપણે આપણી જાતને સમજીએ છીએ? ઉલટું ધાર્મિક કે રાજકીય માન્યતા આપણી જાતને સમજવામાં દેખીતી રીતે અંતરાય-રૂપ છે એ એક પડદાની ગરજ સારે છે અને એ પડદાદ્વારા આપણે આપણી જાતને નિહાળીએ છીએ. માન્યતાઓ વિના આપણે આપણી જાતને જોઈ શકીએ? આપણી અનેક માન્યતાઓ જો આપણે દૂર કરીએ તો પછી કાંઈ જોવાનું અવશેષ રહે છે? જે માન્યતાઓ સાથે મન

એકરૂપ થયું છે એ માન્યતાઓ ન હોત તો મન કોઈ પણ વસ્તુ સાથે એકરૂપ થયા વિના પોતાને પોતાના છે એવા સ્વરૂપમાં જોઈ શકત અને આમ થાય તો જ પોતાના વિષેની સમજ મેળવવાની શરૂઆત થાય.

માન્યતા અને જ્ઞાનનો આ પ્રશ્ન ખરેખર ઘણો જ રસમય છે. આપણા જીવનમાં એ કેવો અસામાન્ય ભાગ ભજવે છે! આપણી માન્યતાઓની સંખ્યા પણ કેટલી મોટી! ખરેખર, માણસ જેમ વધારે બુદ્ધિપ્રધાન, વધારે સંસ્કારી, અને વધારે આધ્યાત્મિક-જો એ શબ્દનો હું ઉપયોગ કરી શકું તો-તેમ સમજવાની એની શક્તિ ઓછી. આધુનિક જગતમાં પણ જંગલી માણસોને અસખ્ય વહેમો હોય છે જેઓ વધારે વિચારવંત, વધારે જાગૃત, વધારે સચેત છે તેઓ કદાચ ઓછી બાબતો માની લેનારા હોય છે. એનુ કારણ એ છે કે માન્યતા સંકુચિત કરે છે, એકબીજાને વિમુખ કરે છે. આર્થિક, રાજકીય અને કહેવાતા આધ્યાત્મિક જગતમા સર્વત્ર આ પરિસ્થિતિ આપણે જોઈએ છીએ. પ્રભુના અસ્તિત્વમાં તમે માનો છો, કદાચ હું માનતો હોઉં કે પ્રભુનું અસ્તિત્વ જ નથી; અગર દરેક વસ્તુ અને દરેક વ્યક્તિ રાજ્યની સત્તામાં જ સંપૂર્ણ રીતે હોવી જોઈએ એમ તમે માનતા હો અને હું એ સઘળી બાબતો વ્યક્તિને આધીન હોવી જોઈએ એમ માનતો હોઉં; તમે માનતા હો કે તારણહાર ફક્ત એક જ છે અને એના દ્વારા જ તમે તમારૂં ધ્યેય સાધ્ય કરી શકો અને હું એ પ્રમાણે ન માનતો હોઉં આ રીતે આપણે પોતપોતાની માન્યતાઓથી આપણી મહત્તા પ્રતિપાદન કરી રહ્યા છીએ. અને છતાય આપણે બન્ને પ્રેમની, શાતિની, એક માનવ જાતિની, એક જીવનની વાતો કરીએ છીએ પણ આ વાતનો જરાય અર્થ નથી, કારણકે વાસ્તવિક રીતે તો માન્યતા જુદાઈ કરાવનારી ક્રિયા છે. તમે બ્રાહ્મણ છો, હું બ્રાહ્મણ નથી; તમે ખ્રિસ્તી છો, હું મુસલમાન છું; તમે બંધુભાવની વાત કરો છો, હું પણ એ જ બધુભાવની, પ્રેમની, શાંતિની, વાત કરૂં છું પણ વહેવારમા તો આપણે એકબીજાથી જુદા છીએ, એકબીજાથી નિરાળા છીએ જે માણસ શાંતિ માગી રહ્યો છે,

જેને નવું અને સુખી જગત રચવાની ઉમેદ છે તે માણસ કોઈ પણ પ્રકારની માન્યતાથી ભિન્નતા ઉભી કરતો નથી. એ વાત સ્પષ્ટ છે? શાબ્દિક રીતે એ કદાચ સ્પષ્ટ હશે પણ જો તમે એનું રહસ્ય, એની સંગીનતા, એનું સત્ય સમજો તો એ પોતે જ કાર્ય કરવું શરૂ કરશે.

જ્યાં વૃત્તિ કાર્ય કરી રહી છે ત્યાં માન્યતા વડે જુદાઈની ક્રિયા હોવી જ જોઈએ કારણ કે આર્થિક રીતે, આધ્યાત્મિક રીતે અને ચિત્તથી સલામત રહેવા માટે જ તમે માન્યતા સ્વીકારો છો. જે માણસો આર્થિક કારણોસર માન્યતાઓ ધરાવે છે એવાઓની હું વાત કરી રહ્યો નથી કારણ કે પોતાની નોકરી પર આધાર રાખવાનું એમને શિક્ષણ આપવામાં આવ્યું છે અને તેથી જ્યાં સુધી એમને નોકરી મળી રહે ત્યાં સુધી એઓ કેથોલીક કે હિંદુ કે અન્ય કાંઈ થશે. વળી જેઓ સગવડતાને ખાતર માન્યતાને વળગી રહે છે એવાઓની પણ આપણે વાત કરી રહ્યા નથી. આપણામાંથી ઘણાઓ માટે કદાચ એવું જ છે. સગવડતાને ખાતર આપણે કેટલીક ચોક્કસ બાબતો સ્વીકારીએ છીએ. આર્થિક કારણો બાજુએ મૂકી આપણે આ પ્રશ્નમાં વધારે ઊંડા ઊતરવું જોઈએ. જે માણસો આર્થિક, સામાજિક કે આધ્યાત્મિક કોઈપણ બાબત વિષે જોરદાર માન્યતાઓ ધરાવે છે એમનું દૃષ્ટાંત લો. એની પાછળ સલામત રહેવાની વૃત્તિ કાર્ય કરી રહી છે. નહિ વારૂ? એ ઉપરાંત પોતાનુ અસ્તિત્વ જારી રાખવાની વૃત્તિ પણ રહેલી છે. આપણું જારીપણું છે કે નહિ એ પ્રશ્ન આપણે વિચારી રહ્યા નથી; આપણે તો માન્યતા પાછળ રહેલો વેગ, એની પાછળ રહેલી સતત વૃત્તિ, વિચારી રહ્યા છીએ શાંતિવાળો માણસ, મનુષ્યજીવનની આખી ક્રિયા ખરેખર સમજવા જે ઇંતેજાર છે તે માણસ, માન્યતામાં સપડાઈ જતો નથી. સપડાઈ જાય છે? સલામત થવાના સાધન તરીકે પોતાની વૃત્તિ કાર્ય કરી રહી છે એ એ જુએ છે હું અધર્મનો ઉપદેશ આપી રહ્યો છું એમ કૃપા કરી કહેશો નહિ. એ મારો આશય જ નથી. મારા કહેવાનો આશય તો એ છે કે જ્યાં સુધી માન્યતારૂપે પ્રકટ થતી વૃત્તિની ક્રિયા આપણે સમજીએ

નહિ ત્યાં સુધી વિરોધ, ઘર્ષણ અને દુઃખ રહેવાના જ અને આપણે રોજ જોઈએ છીએ એમ માણસ માણસ વચ્ચે વૈમનસ્ય રહેવાનું જ. એટલે જો હું એમ જોઈ શકું, એમ જાણી શકું, કે આ ક્રિયા માન્યતાનું રૂપ લે છે અને એ આંતરસલામતીની વૃત્તિનું બાહ્ય સ્વરૂપ છે તો મારે આ માનવું કે પેલું માનવુ એ મારો પ્રશ્ન નથી પણ સલામત થવાની મારી વૃત્તિમાથી જ મારે મુક્ત થવું જોઈએ સલામતીની વૃત્તિમાંથી મન મુક્ત થઈ શકે? એ પ્રશ્ન છે-નહિ કે શું માનવું અને કેટલું માનવું. આ બધાં તો દુનિયામાં જ્યારે બધી જ બાબત અનિશ્ચિત હોય ત્યારે કાંઈક બાબત વિષે નિશ્ચિત થવાની, ચિત્તથી સલામત થવાની આંતર-વૃત્તિનાં જ પ્રકટ સ્વરૂપો છે.

મન, જાગૃત મન, વ્યક્તિ, સલામત થવાની વૃત્તિમાંથી મુક્ત થઈ શકે? આપણે સલામત રહેવા માગીએ છીએ તેથી આપણને આપણી જમીનજાગીરના, માલમિલ્કત અને આપણા કુટુંબના આશરાની જરૂર રહે છે. માન્યતા નિશ્ચિત રહેવાની આ વૃત્તિનું સૂચન કરે છે અને એ માન્યતાની દીવાલો ઉભી કરી આપણે અંદરથી અને આધ્યાત્મિક રીતે સલામત રહેવા માગીએ છીએ. આ વેગ, સલામત રહેવાની આ વૃત્તિ જે કાંઈક માનવાની વૃત્તિરૂપે પ્રકટ થાય છે એનાથી વ્યક્તિ તરીકે તમે મુક્ત રહી શકો? જો આપણે એનાથી સદંતર મુક્ત ન થઈએ તો આપણે જ કલહનું કારણ બનીએ છીએ, આપણે શાંતિ ફેલાવનાર બનતા નથી, આપણા હૃદયમાં પ્રેમ હોતો નથી માન્યતા નિકંદન કરે છે એ આપણે આપણા નિત્ય જીવનમાં જોઈએ છીએ. વૃત્તિની આ ક્રિયા જેને પરિણામે હું માન્યતાને વળગી રહું છું એ ક્રિયામાં જ્યારે હું સપડાયલો હોઉં ત્યારે હું મારી જાતને સમજી શકું ખરો? એક માન્યતાને સ્થાને બીજી માન્યતા દાખલ કર્યા વિના મન સઘળી માન્યતામાંથી સંપૂર્ણ રીતે મુક્ત થઈ શકે ખરૂં? આના જવાબમાં શાબ્દિક રીતે તમે 'હા,' કે 'ના' કહી શકો નહિ પણ માન્યતામાંથી મુક્ત થવાની તમારી ઇચ્છા હોય તો ચોક્કસ તમે જવાબ આપી શકશો. જો એમ જ હોય તો સલામત રહેવાના

વેગમાંથી મુક્ત થવાનાં સાધનો શોધી રહ્યા હો એ સ્થિતિએ અચૂક તમે આવી પહોચો છો ચિત્તની સલામતી ચાલુ રહેશે એમ માનવું તમને ગમે પણ એવી કોઈ સલામતી નથી એક ઈશ્વર છે, તમારી નાની નાની ક્ષુદ્ર બાબતોની એ ધ્યાનપૂર્વક સભાળ રાખી રહ્યો છે, તમારે કોને મળવું, તમારે શુ કરવું, અને એ તમારે કેમ કરવું એ તમને કહી રહ્યો છે એ માનવુ તમને ગમે. આ નાદાન અને બાલિશ વિચારણા છે તમે માનો છો કે પ્રભુપિતા દરેકને સભાળી રહ્યો છે. એ તો કેવળ તમને ગમતી બાબતની માનસિક રચના છે. દેખીતુ છે કે એ સત્ય નથી, સત્ય કાંઈક જુદું જ હોવું જોઈએ.

આપણો બીજો પ્રશ્ન જ્ઞાન સબધી છે. સત્યની સમજ માટે જ્ઞાન જરૂરી છે? જ્યારે હું કહું કે 'હું જાણુ છું' ત્યારે કહેવાનો અર્થ એ છે કે જ્ઞાન જેવુ કાંઈક છે. એવુ મન સત્ય શું છે એનું સંશોધન અને એની તપાસ કરી શકે? એ ઉપરાત આપણે એવું શું જાણીએ છીએ જેનો આપણે આવડો ગર્વ કરીએ છીએ? વાસ્તવિક રીતે આપણે શું જાણીએ છીએ? આપણે તો સમાચાર જ જાણીએ છીએ. આપણે માહિતીઓથી અને આપણી મર્યાદિત સ્થિતિથી, આપણાં સ્મરણ અને આપણી કાર્ય શક્તિથી, ભરેલા છીએ. જ્યારે તમે કહો છો કે 'હુ જાણું છું' ત્યારે તમે શું કહેવા માગો છો? તમે જાણો છો એનો સ્વીકાર કોઈ હકીકતની, કોઈ સમાચારની ઓળખ છે અગર તમને થયેલો એ કોઈ અનુભવ છે. માહિતીઓનો, જુદા જુદા પ્રકારના જ્ઞાનનો, સંચય કર્યે જવો એને 'હું જાણું છું' એમ તમે કહો છો તમારી મનભૂમિ પ્રમાણે, તમારી વૃત્તિ પ્રમાણે, તમારા અનુભવ પ્રમાણે, તમે જે કાંઈ વાંચ્યું હોય એનો તમે અર્થ કરો છો. તમારૂં જ્ઞાન એક એવી વસ્તુ છે જેમાં વૃત્તિની ક્રિયાને મળતી કોઈ ક્રિયા કાર્ય કરી હોય છે. માન્યતા કહેવાને બદલે આપણે એને જ્ઞાન કહીએ છીએ. 'હું જાણું છું, મને અનુભવ થયો છે. એનું ખંડન થઈ શકે નહિ; એ મારો અનુભવ છે અને એની પર હું સંપૂર્ણ આધાર રાખું છું' આવી બાબતો એ જ્ઞાનના લક્ષણો છે. પણ

જ્યારે તમે એની પાછળ જાઓ, એનુ પૃથક્કરણ કરો, વધારે બુદ્ધિપૂર્વક અને કાળજીપૂર્વક એને તપાસો, ત્યારે તમને જણાશે કે 'હું જાણું છું' એ કથન જ મારી અને તમારી વચ્ચે એક બીજી દીવાલ ઉભી કરે છે. એ દીવાલ પાછળ તમે સાંત્વન અને સલામતી શોધી વિશ્રાંતિ ભોગવો છો. માટે જ મન જેમ વધારે જ્ઞાનથી લદાયલું હોય તેમ સમજવાની એની શક્તિ ઓછી.

આપણી અને આપણા પાડોશી વચ્ચે જે ગુણોથી ઘર્ષણ પેદા થાય છે એમાથી મુક્ત થવામાં તથા અન્યને ચાહવામાં જ્ઞાન અંતે આપણુને મદદ કરે છે કે કેમ તથા જ્ઞાનવડે મમ મહત્ત્વાકાંક્ષાથી મુક્ત થાય છે કે કેમ એ પ્રશ્ન તમે વિચાર્યો છે કે નહિ એ હું જાણતો નથી. કારણકે મહત્ત્વાકાંક્ષા એક એવો ગુણ છે જે સંબંધને વિચ્છિન્ન કરે છે તથા માણસ માણસ વચ્ચે વૈરભાવ ઉત્પન્ન કરે છે. જો એકબીજા સાથે આપણે શાંતિથી જીવવા માગતા હોઈએ તો ફક્ત રાજકીય, આર્થિક અને સામાજિક મહત્ત્વાકાક્ષા જ નહિ પણ કાંઈક થવાની, આધ્યાત્મિક અને વધારે સૂક્ષ્મ પ્રકારની તથા વધારે હાનિકારક મહત્ત્વાકાંક્ષાનો અંત આવવો જોઈએ. જાણવાની આ વૃત્તિથી, જ્ઞાનનો સંચય કરતી ક્રિયાથી મન મુક્ત થઈ શકે ?

આપણા જીવનમાં જ્ઞાન અને માન્યતા એ બે બાબતો અસાધારણ રીતે કેટલો જોરદાર ભાગ ભજવે છે એ તપાસવું ઘણું જ રસભર્યું છે. જેઓ ઘણા જ જ્ઞાની અને વિદ્વાન છે એનો આપણે કેવો આદર કરીએ છીએ એ તો જુઓ ! એનો અર્થ શો છે એ તમે સમજી શકો છો ? જો તમારે કોઈ પણ નવી વસ્તુ શોધવી હોય, તમારી કલ્પનાની જે રચના ન હોય એવી કોઈ બાબતનો જો તમારે અનુભવ કરવો હોય તો તમારું મન મુક્ત ન હોવું જોઈએ ? કોઈ નવીન બાબત સમજવા એ શક્તિવાન હોવું જોઈએ કમનસીબે, જ્યારે તમે કોઈ નવી બાબત જુઓ છો ત્યારે તમે જાણતા હો એવી સઘળી માહિતી, તમારું સઘળું જ્ઞાન, તમારાં સઘળા ભૂતકાળનાં સ્મરણો, તમે તાજાં કરો

છો અને તેથી ભૂતકાળની ન હોય એવી કોઈ નવી બાબતને તપાસવા, ગ્રહણ કરવા તમે અશક્ત બનો છો એ દેખીતું જ છે. તતક્ષણ નાની નાની વિગતોને એ લાગુ ન પાડશો. જો મારે ઘેર જવાનો રસ્તો હું ન જાણતો હોઉં તો હું ભૂલો પડું; જો કોઈ યંત્ર ચલાવતાં મને ન આવડતું હોય તો હું બહુ ઉપયોગનો નીવડું નહિ. એટલે એ બાબત તદ્દન જુદી છે. આપણે આ સ્થળે એનો વિચાર કરી રહ્યા નથી. કાંઈક થવાની ચિત્તની અને અંદરની વૃત્તિના સાધનરૂપે જે જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે છે તે જ્ઞાનની વાત આપણે કરી રહ્યા છીએ. જ્ઞાન દ્વારા તમને શું પ્રાપ્ત થાય છે? જ્ઞાનની સત્તા, જ્ઞાનની પ્રતિષ્ઠા, મહત્તા, ભવ્યતા, સચેનતા અને એવું જ બીજું કાંઈક. જે માણસ એમ કહે છે કે 'હું જાણું છું', 'આમ છે', 'આમ નથી]', એ ખરેખર વિચાર કરતો, વૃત્તિઓની આ આખી ક્રિયા સમજતો અટક્યો છે.

માટે મારી દૃષ્ટિએ પ્રશ્ન એ છે કે આપણે જ્ઞાનથી, માન્યતાથી, બંધાયલા અને લદાયલા છીએ; માટે ગઈકાલથી અને ગઈકાલની ક્રિયાથી પ્રાપ્ત થયેલ માન્યતાઓથી મુક્ત થવું મનને માટે શક્ય છે? આ પ્રશ્ન તમે સમજો છો? વ્યક્તિ તરીકે તમે અને હું આ સમાજમાં રહીએ અને છતાંય જે માન્યતાઓમાં આપણે ઉછર્યા છીએ એ માન્યતાઓથી મુક્ત થઈ શકીએ? એ સઘળા જ્ઞાનમાંથી, એ સઘળા પ્રમાણોમાંથી, મન મુક્ત થઈ શકે? આપણે જુદાં જુદાં શાસ્ત્રો, ધર્મ પુસ્તકો વાંચીએ છીએ. શું કરવું, શું ન કરવું, ધ્યેય કેમ પ્રાપ્ત કરવું, ધ્યેય શું છે, પ્રભુ શું છે, એ સઘળું એ પુસ્તકોમાં કાળજીપૂર્વક વર્ણવામાં આવ્યું છે. એ સઘળાંનો તમને મુખપાઠ છે અને તમે એ સઘળું કર્યું છે. એ તમારું જ્ઞાન છે, એ તમે પ્રાપ્ત કર્યું છે, એ તમે શીખ્યા છો, તમે એ માર્ગે ગમન કરો છો. અને દેખીતું જ છે કે તમે જેની પાછળ પડો છો અને તમે જે શોધો છો એ તમને મળશે. પણ એ સત્ય છે? એ તમારા જ્ઞાનની જ રચના નથી? એ સત્ય નથી જ. આવતી કાલે નહિ પણ અત્યારે જ તમે એ સમજી શકો એમ છો?

અને તમે એમ કહી શકો છો કે 'હું આ બાબતનું સત્ય સમજું છું,' અને એમ કહી તમે એને જતી કરી શકો છો કે જેથી કલ્પનાની, મનની રચનાની, આ ક્રિયાથી તમારૂં મન પાંગળું ન બને ?

માન્યતાથી મન મુક્ત થઈ શકે ? કોઈ પણ માન્યતાને સ્વીકારવા પાછળ જાગૃત અને અજાગૃત મનના ક્યા હેતુ છે તે તથા એ માન્યતાને પકડી રાખવા માટે જે કારણો છે તેનો આંતરપ્રકાર સમજો ત્યારે જ તમે એમાંથી મુક્ત થઈ શકો. ગમે તેમ પણ આપણે જાગૃત ભૂમિકાએ જ કાર્ય કરતી ઉપરછલી વ્યક્તિઓ નથી. જો અજાગૃત મનને આપણે તક આપીએ તો જાગૃત અને અજાગૃત મનની ઊંડી પ્રવૃત્તિઓ આપણે જાણી શકીએ. કારણકે જાગૃત મનના જવાબ કરતાં અજાગૃત મનનો જવાબ વધારે જલદી મળે છે. તમારૂં જાગૃત મન શાંતિથી વિચાર કરતું હોય, સાંભળતું હોય, અને નિરીક્ષણ કરતું હોય ત્યારે અજાગૃત મન વધારે પ્રવૃત્ત, વધારે સચેત, વધારે ગ્રહણશીલ હોય છે માટે એ જવાબ મેળવી શકે છે. જે મનનું દમન કરવામાં આવ્યું હોય, જેને ભયગ્રસ્ત કરવામાં આવ્યું હોય, જેને કાંઈક માનવાની ફરજ પાડવામાં આવી હોય એવું મન વિચાર કરવા માટે મુક્ત છે ? એ નવી રીતે નીહાળી તમારી અને બીજા વચ્ચેની જુદાઈની ક્રિયા દૂર કરી શકે ? એમ ન કહેશો કે માન્યતાઓથી માણસો એકત્ર થાય છે. એમ નથી જ થતું એ કહેવાની જરૂર નથી. કોઈ પણ સંપ્રદાયે આ કાર્ય કર્યું નથી તમારા દેશમાં તમારી જાતને જ નીહાળો. તમે સઘળા માન્યતાઓ ધરાવો છો પણ તમે બધા એકત્ર છો ? તમે સંગઠિત છો ? તમે પોતે જ જાણો છો કે તમે એવા નથી. નાના નાના પક્ષોના અને જ્ઞાતિઓનાં તમારામા તડ પડયાં છે. તમારાં અસંખ્ય તડ તમે જાણો છો. દુનિયાભરમાં-પૂર્વમા અને પશ્ચિમમાં—આ જ ક્રિયા ચાલી રહી છે ખ્રિસ્તીઓ ખ્રિસ્તીઓનો સંહાર કરે છે, નાની નાની બાબતો માટે એકબીજાની કતલ કરે છે, તથા નાના નાના પક્ષો ઊભા કરી વિગ્રહની ભયાનક સ્થિતિ ઉપસ્થિત કરે

છે. માટે માન્યતાઓ માણસોને એકત્રિત કરતી નથી એ તો સ્પષ્ટ જ છે. જો એ વાત સ્પષ્ટ જ હોય અને સાચી જ હોય અને તમે એ સમજતા હો તો તમારે એનું પાલન કરવું જોઈએ. પણ મુસીબત એ છે કે આપણામાંના ઘણાઓને આ વાત સમજાતી નથી કારણકે એકલાપણાની આંતર વેદનાનો, આંતર અસલામતીનો સામનો કરવા આપણે અશક્ત છીએ. આપણને તો કોઈનો આધાર જોઈએ છે–પછી એ રાજ્યનો, જ્ઞાતિનો, રાષ્ટ્રવાદનો, ગુરૂદેવનો, તારણહારનો કે અન્ય કશાનો હોય! જ્યારે આ બાબત અસત્ય છે એમ આપણને સમજાય છે ત્યારે મન, ભલેને ક્ષણવાર પણ, આ બાબતનું સત્ય સમજી શકે છે. જો કે આ પરિસ્થિતિ જ્યારે અસહ્ય નીવડે છે ત્યારે એ પાછું પોતાની મૂળ સ્થિતિ પ્રતિ વળે છે. છતાં ક્ષણ વાર પણ આ વાત સમજાય એ પૂરતું છે. એક પળ વાર પણ જો તમે આ સમજી શકો તો એ બસ છે કારણકે પછી કોઈ અદ્દભૂત વસ્તુ બનતી તમે જોશો. જાગૃત મન અનાદર કરે છતાં અજાગૃત મન કાર્ય કરી રહ્યું છે. એ પળ ચાલુ રહેતી નથી પણ એ પળ જ મુખ્ય બાબત છે અને જાગૃત મન એની સામે કાર્ય કરે છતાં એ પળનું પરિણામ આવશે.

માટે આપણો પ્રશ્ન એ છે કે મન જ્ઞાન અને માન્યતામાથી મુક્ત થઈ શકે? મન, જ્ઞાન અને માન્યતાનું જ બનેલું નથી? જ્ઞાન અને માન્યતા એ મનનું માળખું નથી? જ્ઞાન અને માન્યતા ઓળખતી, મનના કેન્દ્રની ક્રિયાઓ છે. એ ક્રિયા સંકુચિત કરનારી છે. એ જાગૃત અને અજાગૃત છે. મન પોતાના ચોકઠામાંથી મુક્ત થઈ શકે? મનનો વિલય થાય? એ જ પ્રશ્ન છે. આપણે જાણીએ છીએ એ પ્રમાણે મનની પાછળ માન્યતા છે, એની પાછળ સલામત થવાની વૃત્તિ તથા સલામત થવાનો વેગ છે, જ્ઞાન છે, અને બળનો સંગ્રહ છે. બૌદ્ધિક શક્તિ અને ઇચ્છતા હોવા છતાં માણસ જો સ્વતંત્ર વિચાર કરી શકે નહિ તો જગતમાં શાંતિ આવે નહિ. તમે શાંતિની વાતો કરો, રાજકીય પક્ષો ઊભા કરો, શિખરે ચડી તમે ગર્જના કરો પણ તમે શાંતિ મેળવી શકશો

નહિ કારણકે મનમાં જ એક એવું મૂળ સમાયલું છે જે વિરોધ ઉત્પન્ન કરે છે, જે એકબીજાને જુદા પાડે છે અને વિચ્છિન્ન કરે છે. શાંતિવાળો માણસ, જેને ધગશ છે એવો માણસ, બીજાનાથી વિમુખ થઈ બંધુભાવ અને શાંતિની વાતો કરી શકતો નથી. એમ કરવું એ તો એક રાજકીય કે ધાર્મિક રમત છે, એ તો પ્રાપ્તિ અને મહત્ત્વાકાંક્ષાનો ભાવ છે જે માણસને આ બાબતની તમન્ના છે, જેને સમજવું છે, તેણે જ્ઞાન અને માન્યતાના પ્રશ્નનો સામનો કરવો પડશે. સલામત રહેવાની, નિશ્ચિત રહેવાની વૃત્તિની આખી ક્રિયાનું કાર્ય એણે સમજવું પડશે અને એની પાછળ શું રહેલું છે એ જાણવું પડશે.

નવીનનો–પછી એ સત્ય હોય, ઈશ્વર હોય કે ગમે તે હોય–આવિર્ભાવ થાય એવી અવસ્થામાં મન રહેવા માગતું હોય તો એ મને સચય કરવાનું અને સગ્રહ કરવાનુ તજી દેવું પડશે; એણે સઘળા જ્ઞાનને બાજુએ મૂકવું પડશે. જ્ઞાનથી લદાયલુ મન, ખરેખર, જે સત્ય છે, જે અમાપ છે, તેને કદી પણ ન જ સમજી શકે.

## પ્રકરણ સાતમું

# પ્રયત્ન

આપણા ઘણાખરાનું જીવન પ્રયત્ન પર, કોઈ એક પ્રકારના સંકલ્પ બળના કાર્ય પર, રચાયેલું છે. સંકલ્પબળ વિનાનું કાર્ય કે પ્રયત્ન વિનાનું કાર્ય આપણી કલ્પનામાં આવી શકતું નથી; આપણું જીવન એના પર રચાયલું છે. આપણું સામાજિક, આર્થિક અને કહેવાતું ધાર્મિક જીવન પ્રયત્નની જ પરંપરા છે અને હમેશાં એનું કોઈ ચોક્કસ પરિણામ આવે છે પ્રયત્ન જરૂરનો અને મહત્ત્વનો છે એમ આપણે માનીએ છીએ.

આપણે શા માટે પ્રયત્ન કરીએ છીએ? સાદા શબ્દોમાં કહીએ તો પરિણામ પ્રાપ્ત કરવા, કાંઈક બનવા, ધ્યેયે પહોંચવા, આપણે પ્રયત્ન કરીએ છીએ એમ ન કહેવાય? જો પ્રયત્ન ન કરીએ તો આપણે માનીએ છીએ કે આપણી પ્રગતિ થંભી જાય. જે ધ્યેય પ્રાપ્ત કરવા આપણે હમેશાં પ્રયત્ન કરી રહ્યા છીએ એના વિષેનો ખ્યાલ આપણને હોય છે. આ પ્રયત્ન આપણા જીવનના ભાગરૂપ બની ગયો છે. જો આપણે આપણા જીવનનો ફેરફાર કરવો હોય, આપણા જીવનમાં જો આપણે આમૂલ પરિવર્તન કરવું હોય, તો જૂની ટેવો નાબૂદ કરવા, સંયોગોની અસરો વગેરેનો સામનો કરવા આપણે ભગીરથ પ્રયત્ન કરીએ છીએ. કાંઈક શોધવા કે કાંઈક પ્રાપ્ત કરવા કે જીવવા માટે પણ પ્રયત્નની આ પરંપરાથી આપણે ટેવાઈ ગયા છીએ.

આ બધા પ્રયત્નો મનની જ ક્રિયા નથી? પ્રયત્ન એ શું સ્વલક્ષી પ્રવૃત્તિ નથી? અહમ્‌ના (મનના) કેન્દ્રથી જો આપણે પ્રયત્ન કરીએ તો અચૂક એ વધારે ઘર્ષણ, વધારે ગૂંચવાડો, વધારે દુઃખ, પેદા કરશે. છતાંય આપણે એક પછી એક પ્રયત્ન કરે જઈએ છીએ. પ્રયત્નનું સ્વલક્ષી કાર્ય આપણા પ્રશ્નોનું સ્પષ્ટીકરણ કરતું નથી

એ આપણામાંના બહુ થોડા જ સમજે છે. બલ્કે એ આપણા ગૂંચવાડાની, આપણા દુઃખની અને આપણી વિપત્તિની વૃદ્ધિ કરે છે. આપણે આ જાણીએ છીએ; અને છતાંય પ્રયત્નની આ સ્વલક્ષી ક્રિયામાથી, સંકલ્પના કાર્યમાંથી, આપણે કોઈ રીતે પાર ઊતરી જઈશું એવી આશા સેવી આપણે એમાં મંડ્યા જ રહીએ છીએ.

પ્રયત્ન કરવો એટલે શું એ જો આપણે સમજીએ તો હું ધારૂં છું કે આપણે જીવનનું રહસ્ય સમજી શકીશું. પ્રયત્ન કરવાથી સુખ પ્રાપ્ત થાય છે? સુખી થવા તમે કદી પ્રયત્ન કર્યો છે? એ અશક્ય છે, નહિ વારૂ? તમે સુખી થવા પ્રયત્ન કરો એટલે સુખ મળતુ જ નથી. મળે છે? દબાણ કરવાથી, સંયમથી કે સ્વચ્છંદતાથી આનંદ પ્રાપ્ત થતો નથી. તમે ગમે એટલા સ્વચ્છંદી થાઓ પણ અંતે વિષમતા જ અનુભવો છો. તમે દમન કે સંયમ કરો પણ મનના ગુપ્ત વિભાગમા તો મંથન ચાલુ જ રહે છે. માટે જ પ્રયત્ન કરવાથી સુખ પ્રાપ્ત થતું નથી કે દમન અને સંયમ કરવાથી આનંદ મળતો નથી. છતાંય આપણું આખું જીવન દમનની, સયમની, ખેદભર્યા લાલનની જ પરંપરા છે. વળી આપણા વિકારો સાથે, આપણી લોભવૃત્તિ અને મૂર્ખાઈ સાથે નિરંતર આપણે મથન કરવું પડે છે, એમને જીતવા નિરંતર પ્રયત્ન કરવો પડે છે. માટે સુખ મેળવવાની, આપણને શાંતિ અને પ્રેમનો અનુભવ થાય એવું કાંઈક શોધવાની આશાથી આપણે પ્રયત્ન કરી રહ્યા નથી? પણ પ્રેમ કે સમજ મથન કરવાથી પ્રાપ્ત થાય છે? મથન કે પ્રયત્નથી આપણે શું કહેવા માગીએ છીએ એ સમજવુ ઘણુ જ જરૂરી છે.

જે છે એનું જે નથી અથવા જે હોવું કે થવું જોઈએ એમા પરિવર્તન કરવું એ પ્રયત્નનો અર્થ નથી? એટલે કે જે છે એનાથી દૂર જવા આપણે સતત પ્રયત્ન કરીએ છીએ અગર એમાથી છટકી જવા કે જે છે એનું પરિવર્તન કે રૂપાતર કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. જે માણસ જે છે એને સમજે છે, જે છે એને યોગ્ય મહત્ત્વ આપે છે, તે માણસ ખરેખર સંતોષી માણસ છે. એ સાચો સતોષ

છે. એને થોડી કે વધારે વસ્તુઓ હોવા સાથે સંબંધ નથી પણ જે છે એનું આખું રહસ્ય સમજવા સાથે એને સંબંધ છે; જે છે એનું રૂપાંતર કે પરિવર્તન કરવાનો પ્રયત્ન નહિ કરતાં જે છે એને તમે પિછાનો, એ પ્રત્વે તમે સાવધ થાઓ ત્યારે જ એ અવસ્થા આવે છે

આ રીતે જે છે એનું તમે ઇચ્છતા હો એવી બીજી કોઈ સ્થિતિમાં પરિવર્તન કરવાનું મથન એ જ પ્રયત્ન છે. ઈજનેરી કામ કે કોઈ શોધ કે કોઈ શાસ્ત્રીય રીત જેવી સ્થૂળ બાબત માટે પ્રયત્ન કરવાની વાત હું કરી રહ્યો નથી; હું તો કેવળ ચિત્તલક્ષી મથનની જ વાત કરી રહ્યો છું. હું તો કેવળ ચિત્તલક્ષી મથનની અને જે શાસ્ત્રીય વિદ્યાથી પર છે એની વાત કરી રહ્યો છું વિજ્ઞાનથી પ્રાપ્ત થયેલા અગાધ જ્ઞાનનો ઉપયોગ કરી તમે ઘણી સભાળપૂર્વક કોઈ અદ્‌ભુત સમાજ ઉભો કરી શકો. પણ જ્યાં સુધી ચિત્તલક્ષી મથન અને પ્રયત્ન તથા લડત સમજાય નહિ અને ચિત્તના સૂક્ષ્મ સૂર અને વેગ જીતાય નહિ ત્યાં સુધી સમાજરચના ગમે એટલી અદ્‌ભૂત રીતે કરવામાં આવે છતાં વારંવાર બન્યું છે એમ એ નિષ્ફળ નિવડ્યા વિના રહેશે નહિ.

પ્રયત્ન એટલે જે છે એમાંથી ખસી જવાની ક્રિયા. જે પળે હું જે છે એનો સ્વીકાર કરૂ એ જ પળે મથન રહેતું નથી. કોઈ પણ પ્રકારનું મથન વિક્ષેપનું, મનના ચલિતપણાનું સૂચન છે અને ચિત્તદષ્ટિએ જે છે એનુ જે નથી એમાં પરિવર્તન કરવાની હું ઇચ્છા રાખું ત્યાં સુધી વિક્ષેપ એટલે કે પ્રયત્ન ચાલુ જ રહેશે.

પ્રથમ તો આનંદ અને સુખ પ્રયત્ન વડે મળતાં નથી એ સમજવા આપણે મુક્ત હોવા જોઈએ. સર્જન કાર્ય પ્રયત્નદ્વારા થાય છે કે પ્રયત્નનો અંત આવે ત્યારે જ સર્જન કાર્ય થાય છે? તમે ક્યારે લખો છો, ચીતરો છો કે ગાઓ છો? તમે સર્જન ક્યારે કરો છો? ખરેખર જ્યારે પ્રયત્ન ન હોય, જ્યારે તમે સંપૂર્ણ રીતે ગ્રહણશીલ હો, જ્યારે સર્વ ભૂમિકાએ તમે સપૂર્ણ એકતાવાળા અને સમગ્ર હો ત્યારે જ. એવે વખતે આનંદ હોય છે અને ત્યારે તમે ગાવા માંડો છો કે કોઈ કાવ્ય

લખો છો કે કોઈ ચિત્ર ચીતરો છો અગર બીજું કાંઈ સર્જન કરો છો. સર્જનની પળ પ્રયત્નથી આવતી નથી.

સર્જનશીલતાનો પ્રશ્ન સમજવાથી આપણે પ્રયત્નથી શું કહેવા માગીએ છીએ એ કદાચ સમજી શકીશું. સર્જનશીલતા પ્રયત્નનું પરિણામ છે અને જ્યારે આપણે સર્જનની પળો અનુભવીએ છીએ ત્યારે આપણને એની જાણ હોય છે? કે વેદનાની કે વિચારની ગતિની માણસને જરાય જાણ ન હોય તથા જ્યારે કેવળ સંપૂર્ણ અને સમૃદ્ધ અવસ્થા જ હોય એવું સંપૂર્ણ આત્મવિસ્મરણ એ સર્જન અવસ્થા છે? એ અવસ્થા વેદનાનું, મંથનનું, ઘર્ષણનું, પ્રયત્નનું, પરિણામ છે? તમે જ્યારે કાંઈ પણ સહેલાઈથી, ત્વરાથી કરો છો ત્યારે એમાં પ્રયત્ન હોતો નથી, એમાં જરા પણ મથન હોતુ નથી. એ તમે જોયું છે કે નહિ એ હું જાણતો નથી પણ આપણાં જીવન મોટે ભાગે લડત, ઘર્ષણ અને મંથનવાળાં જ હોય છે એટલે જે જીવનમાં મથનનો લય થયો હોય એવા જીવનની, એવી અવસ્થાની આપણે કલ્પના પણ કરી શકતા નથી.

મંથન વિનાની અવસ્થા, સર્જક જીવનની અવસ્થા, સમજવા માટે માણસે પ્રયત્નનો આખો પ્રશ્ન તપાસવો પડશે. પોતાની આશાઓ બર લાવવા કાંઈક થવા, પ્રયત્ન કરવો એને આપણે પ્રયત્ન કહીએ છીએ. નહિ વારૂ? હું આ છુ અને હું તે થવા માગું છું; હું આ નથી અને મારે તે થવું જોઈએ, 'તે' થવામાં મંથન, કષ્ટ, ઘર્ષણ, રહેલાં છે. આ મંથનમાં કોઈ પરિણામ પ્રાપ્ત કરી આપણે આપણી આશાઓ પરિપૂર્ણ કરવા ઇચ્છીએ છીએ કોઈ પદાર્થમાં, કોઈ વ્યક્તિમા, કોઈ વિચારમાં, આપણે આપણી પરિપૂર્ણના શોધી રહ્યા છીએ એ કરવામાં સતત કષ્ટ, મંથન, પ્રયત્ન રહેલા છે. એટલે પ્રયત્ન અનિવાર્ય છે એમ આપણે માની લીધું છે. પણ કાંઈક થવાનો આ પ્રયત્ન અનિવાર્ય છે કે કેમ? આ પ્રયત્ન શા માટે? ગમે એટલા પ્રમાણમાં અને ગમે એ ભૂમિકાએ જ્યાં આશાઓ તૃપ્ત કરવાની વૃત્તિ છે ત્યાં મંથન હોવાનું જ. એ તૃપ્તિ પ્રયત્નની પાછળ રહેલો આશય, વેગ છે, પછી એ કોઈ મહાન

સંચાલકમાં હોય, ગૃહિણીમાં હોય કે ગરીબ માણસમાં હોય, પણ કાંઈક થવાનું, પ્રાપ્ત કરવાનું, આ મંથન ચાલ્યા જ કરે છે.

પોતાની આશાઓ પરિપૂર્ણ કરવાની વૃત્તિ માણસમાં શા માટે હોય છે? સ્પષ્ટ છે કે જ્યારે પોતે કાંઈ જ નથી એવું માણસને ભાન હોય છે ત્યારે જ કાંઈક થવાની, આશાઓ તૃપ્ત કરવાની વૃત્તિ ઉદ્ભવે છે. હું કાંઈ જ નથી, હું અપૂર્ણ છું, ખાલી છું, અંદરથી અસમૃદ્ધ છું, એટલે કોઈ વ્યક્તિમાં, કોઈ પદાર્થમાં, કોઈ વિચારમાં, પરિપૂર્ણ થવા હું પ્રયત્ન કરૂં છું એ ખાલીપણાને ભરપૂર કરવું એ ,આપણા જીવનની આખી ક્રિયા છે. આપણે ખાલી છીએ, અંદરથી અસમૃદ્ધ છીએ, એટલે આપણે કાં તો બહારથી વસ્તુઓ ભેગી કરીએ છીએ કે કાં તો આંતર-સમૃદ્ધિ કેળવીએ છીએ. કાર્યદ્વારા, પ્રાપ્તિદ્વારા, સફળતાદ્વારા, સત્તા વગેરે દ્વારા, જ્યારે એ અંદરના ખાલીપણામાંથી છટકી જવા માગીએ છીએ ત્યારેજ પ્રયત્ન કરવો પડે છે. આ આપણું નિત્ય જીવન છે. મારી અપૂર્ણતાનું, મારી આંતરગરીબીનું, મને ભાન છે અને એમાંથી છટકી જવા કે એને ભરપૂર કરવા હું પ્રયત્ન કરૂં છું. છટકી જવાની કે એનાથી દૂર ભાગવાની કે એ ખાલીપણાને ઢાંકી દેવાની ક્રિયામાં જ મથન, મંથન અને પ્રયત્ન રહેલાં છે.

માણસ જો એમાંથી છટકી જવા પ્રયત્ન ન કરે તો શું થાય? એ એ એકલતામાં, એ ખાલીપણામાં જીવે છે. એ ખાલીપણાનો સ્વીકાર કરવામાં એક એવી સર્જક અવસ્થા આવે છે જેમાં મંથન કે પ્રયત્ન હોતાં નથી જ્યાંસુધી અંદરની એ એકલતાથી, અંદરના એ ખાલીપણાથી દૂર જવા પ્રયત્ન કરીએ છીએ ત્યાંસુધી પ્રયત્ન જરૂરનો જણાય છે. પણ જ્યારે એને આપણે તપાસીએ, એનું નિરીક્ષણ કરીએ, જે છે એમાંથી દૂર ભાગ્યા સિવાય જ્યારે એનો સ્વીકાર કરીએ ત્યારે આપણને માલમ પડશે કે જીવનની એક એવી અવસ્થા આવે છે જેમાં કોઈ મથન હોતું નથી. એ અવસ્થા એ સર્જન અવસ્થા છે અને એ કોઈ પ્રયાસનું પરિણામ નથી.

જે છે એની એટલે કે ખાલીપણાની, અંદરની અપૂર્ણતાની, સમજ થાય, જ્યારે માણસ એ અપૂર્ણતામાં જીવે છે અને એને સંપૂર્ણ રીતે સમજે છે ત્યારે સર્જક સત્ય, સર્જક પ્રજ્ઞાબુદ્ધિ પ્રગટ થાય છે અને એ જ સુખદાતા છે.

માટે આપણે જેને કાર્ય કહીએ છીએ એ પ્રતિક્રિયા છે. એ નિરંતર કંઈક થવાની જ ક્રિયા છે અને જે છે એનો એ ઇનકાર છે, એમાંથી છટકવાની ક્રિયા છે. પણ કોઈપણ પ્રકારની ક્રિયા વિના, ન્યાય કે તિરસ્કાર કર્યા વિના, એ ખાલીપણાની જાણ થાય તો જે છે એની સમજ થતાં જે કોઈ કાર્ય થાય એ કાર્ય એ જ સર્જનશીલ જીવન છે. કાર્ય કરતી વેળા જો તમે સાવધ (જાગૃત) હશો તો આ વાત તમે સમજી શકશો. તમે કાર્ય કરી રહ્યા હો ત્યારે તમારું નિરીક્ષણ કરો—ફક્ત ઉપલક જ નહિ પણ તમારી વિચારવૃત્તિની ક્રિયાને પણ જુઓ. જ્યારે તમને એની જાણ થશે ત્યારે વિચારક્રિયા જે વૃત્તિ અને કાર્ય પણ છે તે કાંઈક થવાની ભાવના પર રચાયલી છે એમ તમને માલમ પડશે. જ્યારે અસલામતીનું ભાન હોય છે ત્યારે જ કાંઈક થવાની ભાવના જન્મે છે. અને જ્યારે માણસને અંદરના ખાલીપણાની જાણ થાય છે ત્યારે જ અસલામતીની એ ભાવના ઉદ્દભવે છે. વિચાર અને વૃત્તિની આ ક્રિયાથી જો તમે વાકેફ હો તો તમને જણાશે કે જે છે એનું રૂપાંતર કરવાનો, એનું પરિવર્તન કરવાનો, પ્રયાસ નિરંતર ચાલ્યા જ કરે છે. કાંઈક થવાનો આ પ્રયત્ન છે અને કાંઈક થવું એ જે છે એનાથી છટકવાની સીધી રીત છે સ્વજ્ઞાન હશે, નિરંતર જાગૃતિ હશે તો તમને જણાશે કે કાંઈક થવાનું આ મંથન, આ ઘર્ષણ, દુઃખ, વેદના અને અજ્ઞાન જ લાવે છે. આ અંદરની અપૂર્ણતાની તમને જાણ થાય અને એમાંથી ખસી ગયા વિના તમે એનો સપૂર્ણ સ્વીકાર કરો અને એમાં જીવો તો કોઈ અસાધારણ સ્થિરતા તમને સમજાશે. એ સ્થિરતા આણેલી કે મેળવેલી નહિ હોય પણ જે છે એની સમજ થતાં આવેલી સ્થિરતા છે. સ્થિરતાની એ અવસ્થા એ જ સર્જનશીલ જીવન છે.

## પ્રકરણ આઠમું

# અસંગતિ

આપણા જીવનમાં અને આપણી આસપાસ આપણે અસંગતિ જોઈએ છીએ. આપણે અસંગતિમાં જીવીએ છીએ. અને તેથી આપણા જીવનમાં અને આપણી ચોપાસ આપણે શાંતિ જોતા નથી. આપણે જે થવા માગતા હોઈએ તેના અને આપણે જે છીએ તેના સતત સ્વીકારની અને ઇનિકારની સ્થિતિમાં આપણે જીવીએ છીએ. અસંગતિની આ સ્થિતિ ઘર્ષણ પેદા કરે છે અને એ ઘર્ષણ શાંતિદાયી હોતું નથી એ એક સાદી અને સ્પષ્ટ વાત છે. આ આંતરઅસંગતિને ફિલસૂફીમય કોઈ દ્વૈતભાવ રૂપે સમજવી જોઈએ નહિ, કારણકે એ એક બહુ સહેલી છટકબારી છે. આ અસગતિ દ્વૈતભાવની સ્થિતિ છે એમ કહેવાથી આપણે એનો ઉકેલ કર્યો હોય એમ માની લઈએ છીએ પણ એ તો એક રૂઢિ છે, વાસ્તવિક પરિસ્થિતિમાંથી છટકી જવાનુ એક સાધન છે.

ઘર્ષણ અને અસંગતિથી આપણે શું કહેવા માગીએ છીએ? મારામાં અસંગતિ શા માટે છે? હું જે છું એનાથી બીજું કાંઈ થવા નિરંતર હું શા માટે પ્રયત્ન કરું છું? હું આ છુ અને હું તે થવા માગું છું. આપણી અંદરની આ અસંગતિ તત્ત્વજ્ઞાનનો કોઇ દ્વૈતભાવ નથી પણ એક સાચી હકીકત છે જે છે એને સમજવામાં તત્ત્વજ્ઞાનનું કોઈ રહસ્ય નથી દ્વૈતભાવ જેવું કાંઈક હોય તો એ શું છે, એ છે કે નહિ વગેરેની આપણે ચર્ચા કરી શકીએ પણ આપણી અદર અસંગતિ છે, પરસ્પર વિરોધી વૃત્તિઓ છે, પરસ્પર વિરોધી બાબતોનો રસ અને પરસ્પર વિરોધી કાર્યો છે એ જો ન સમજીએ તો એની શી કિંમત છે? મારે સારા થવું છે અને હું થઈ શકતો નથી. આપણી અંદરની આ અસંગતિ, આપણી અંદરનો આ વિરોધ, સમજવાં જોઈએ કારણકે ઘર્ષણ એનાથી પેદા થાય છે અને ઘર્ષણ, મંથન, હોય

તો વ્યક્તિ તરીકે આપણે કાંઈ સર્જન કરી શકીએ નહિ. આપણે જે સ્થિતિમાં છીએ એ વિષે આપણે સ્પષ્ટ ખ્યાલ મેળવી લેવો જોઈએ. આપણામાં અસંગતિ છે એટલે મથન રહેવાનું જ અને મથન ખંડન કરનારૂં જ હોય છે. એ દુર્વ્યય જ છે એ સ્થિતિમાં આપણે વૈમનસ્ય, કલહ, વધારે કટુતા અને દુઃખ સિવાય અન્ય કાંઈ સર્જી શકીએ નહિ. જો આપણે એને સંપૂર્ણ રીતે સમજીએ અને એ રીતે અસંગતિથી મુક્ત થઈએ તો આંતરશાંતિ આવે અને એથી એકબીજાને સમજી શકાય

પ્રશ્ન આ છે કે ઘર્ષણ વિનાશક, દુર્વ્યય રૂપ છે એમ સમજીએ છીએ છતાં આપણા દરેકની અંદર આ અસંગતિ શા માટે જોવામાં આવે છે? એ સમજવા માટે આપણે જરા આગળ વિચાર કરવો પડશે. વિરોધી વૃત્તિઓનો ભાવ આપણામાં શા માટે છે? આપણી અંદર આ અસંગતિ, માગવાની અને નહિ માગવાની વૃત્તિ, કાંઈક યાદ રાખવાનો અને કાંઈક નવીન વસ્તુ મેળવવા એનું વિસ્મરણ કરવાનો ભાવ આપણામાં છે એની આપણને જાણ છે કે કેમ એ હું જાણતો નથી માત્ર એને તપાસો. એ એક બહુ સાદી અને સામાન્ય બાબત છે. એ કોઈ અસામાન્ય બાબત નથી સાચી વાત એ છે કે આપણામાં અસંગતિ છે. એ અસંગતિ શા કારણે ઉપસ્થિત થાય છે?

અસંગતિથી આપણે શું કહેવા માગીએ છીએ? એક અસ્થાયી સ્થિતિનો સામનો બીજી અસ્થાયી સ્થિતિ કરતી હોય એ એનો અર્થ નથી? હું માનુ છું કે મારામાં કોઈ ચિરસ્થાયી વૃત્તિ છે અને એને હું એક નિર્વિવાદ વાતરૂપ લેખુ છું પછી બીજી વૃત્તિ ઉદ્ભવે છે અને એ એનાથી વિરોધી હોય છે આ વિરોધથી ઘર્ષણ પેદા થાય છે અને એ દુર્વ્યયરૂપ છે. કહેવાનુ તાત્પર્ય એ છે કે એક વૃત્તિ બીજી વૃત્તિનો ઈનકાર કરે છે, એક કાર્ય બીજા કાર્યને હઠાવે છે. પણ ચિરસ્થાયી વૃત્તિ જેવું કાંઈ છે ખરૂં! ખરેખર, સઘળી જ વૃત્તિઓ અસ્થાયી છે– શાસ્ત્રીય દૃષ્ટિએ નહિ પણ વાસ્તવિક રીતે મારે વ્યવસાય જોઈએ છે એટલે કોઈ ચોક્કસ વ્યવસાય ને હું સુખના સાધનરૂપ લેખું છું. જ્યારે

મને એ મળે છે ત્યારે મને એનાથી અસંતોષ થાય છે. મને મેનેજર થવાની, પછી માલિક બનવાની વગેરે પ્રકારની વૃત્તિ થાય છે. આ ક્રિયા ફક્ત આ દુનિયા પ્રત્યેની જ નથી પણ કહેવાતા આધ્યાત્મિક જગતને પણ લાગુ પડે છે–શિક્ષકને આચાર્ય થવાની, નાના ગુરૂને વડાગુરૂ થવાની, શિષ્યને મહાત્મા બનવાની ઇચ્છા હોય છે.

કાંઇક થવાની નિરંતર આ ક્રિયા, એક પછી એક જુદી સ્થિતિએ પહોંચવાની આ ક્રિયા, અસંગતિ પેદા કરે છે. નહિ વારૂ ? માટે જીવન એક સ્થાયી ઇચ્છા રૂપ નથી પણ એકબીજાથી વિરોધી હોય એવા નાશવંત ઇચ્છાની પરંપરા છે એમ શા માટે ન સમજવું ? આમ બને તો અસંગતિની સ્થિતિમાં રહેવાની મનને જરૂર રહેતી નથી. જીવનને જો સ્થાયી ઇચ્છારૂપ ન સમજું પણ સદા બદલાતી હોય એવી અસ્થાયી ઇચ્છાની પરંપરારૂપ સમજું તો અસંગતિ હોતી નથી.

વૃત્તિનું કોઈ સ્થાયી બિન્દુ હોય ત્યારે જ મનમાં અસંગતિ પેદા થાય છે. એટલે કે મન જ્યારે સઘળી વૃત્તિઓને અસ્થાયી, ક્ષણિક ન સમજે પણ એક વૃત્તિને સ્થાયી લેખે ત્યારે જ બીજી વૃત્તિઓ ઉદ્ભવતાં અસંગતિ પેદા થાય છે સઘળી વૃત્તિઓ સદા અસ્થાયી હોય છે, વૃતિઓને કોઇ સ્થાયીપણું હોતુ નથી. વૃત્તિને કોઇ સ્થાઇ બિન્દુ નથી પણ મન દરેક વસ્તુને મેળવવાના, પ્રાપ્ત કરવાના, સાધનરૂપ લેખે છે એટલે એ એક સ્થાયી બિન્દુ ઊભું કરે છે. અને માણસ જ્યાંસુધી કાંઇક પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી રહ્યો હોય ત્યાંસુધી અસંગતિ, ઘર્ષણ, રહેવાનાં જ. તમે કોઈ સ્થિતિ પ્રાપ્ત કરવા, સફળ થવા, તમારો સદાનો સંતોષ બની રહે એવો અંતિમ ઇશ્વર કે એવું સત્ય મેળવવા ઇચ્છા રાખો છો માટે જ તમે ઇશ્વરને કે સત્યને શોધી રહ્યા નથી. તમે ચિરસ્થાયી સતોષ શોધી રહ્યા છો અને એ સંતોષને કોઈ ભાવનાનું રૂપ આપી, સત્ય અથવા પ્રભુ જેવા કોઇ પ્રતિષ્ઠિત લાગતા શબ્દ વડે તમે નવા સ્વરૂપે વ્યક્ત કરો છો પણ વાસ્તવિક રીતે આપણે બધા સતોષ જ શોધી રહ્યા છીએ અને એ સંતોષના ઊંચામાં ઊંચા શિખરને આપણે

ઈશ્વર કહીએ છીએ અને એના નીચામાં નીચા સ્થાનને આપણે મદિરાપાન કહીએ છીએ. મન જ્યાંસુધી સંતોષ જ શોધી રહ્યું છે ત્યાંસુધી ઈશ્વર કે મદિરાપાન વચ્ચે ઝાઝો ફરક નથી. સામાજિક દૃષ્ટિએ મદિરાપાન ખરાબ કહેવાય પણ સંતોષ કે લાભ મેળવવાની આંતરવૃત્તિ એથી ય વધારે હાનિકાર છે. નથી? જો તમે ખરેખર સત્ય જાણવા માગતા હો તો તમારે કેવળ શાબ્દિક ભૂમિકાએ જ નહિ પણ સંપૂર્ણરીતે ખૂબ જ પ્રામાણિક થવું જોઈએ. તમે અસાધારણ રીતે સ્પષ્ટ હોવા જોઈએ પણ જો તમે સાચી વિગતોને એના યથાર્થ સ્વરૂપમાં જોવા રાજી ન હો તો તમે સ્પષ્ટ દૃષ્ટિવાળા થઈ શકો નહિ.

આપણા દરેકની અંદર અસંગતિ શાથી ઉત્પન્ન થાય છે? એનું કારણ ખરેખર કાંઈ થવાની ઇચ્છા છે. નહિ વારૂ? દુનિયામાં સફળ થવાની તથા અંદરથી કોઈ પરિણામ પ્રાપ્ત કરવાની–આમ કાંઈક થવાની આપણ દરેક જણને ઇચ્છા હોય છે. જ્યાં સુધી આપણે કાળની દૃષ્ટિએ, પ્રાપ્તિની દૃષ્ટિએ, પદવીની દૃષ્ટિએ, વિચાર કરીએ છીએ ત્યાં સુધી અસંગતિ રહેવાની જ. મન તો કાળનું જ પરિણામ છે. વિચાર ગઈ કાલ પર, ભૂતકાળ પર, રચાયેલો છે. જ્યાંસુધી વિચાર કાળના ક્ષેત્રમાં કાર્ય કરે છે, ભવિષ્યની દૃષ્ટિએ, કાંઈક થવાની, પ્રાપ્ત કરવાની, મેળવવાની દૃષ્ટિએ કાર્ય કરે છે ત્યાંસુધી અસગતિ રહેશે જ. કારણકે એવે વખતે જે છે એને તપાસવા આપણે અશક્ત હોઈએ છીએ. જે છે એને સમજીએ, નિષ્ક્રિય રીતે એની જાણ થાય તો વિચ્છિન્ન કરતા અસંગતિના તત્વથી મુક્ત થવાની શકયતા છે.

માટે આપણી આખી વિચારક્રિયા સમજવી જરૂરી છે. જરૂરી નથી? કારણકે અસગતિ ત્યાંજ નજરે પડે છે. આપણા વિચાર અસંગત છે કારણકે આપણા જીવનની સમગ્ર ક્રિયા આપણે સમજ્યા નથી. જો આપણને આપણા વિચારની પૂરેપૂરી જાણ થાય તો જ એ સમજ શકય છે. આપણા વિચારો પરત્વે કાર્ય કરતા નિરીક્ષક છીએ એ રીતે નહિ પણ સમગ્ર રીતે અને નિષ્ક્રિય રીતે આપણને એ જાણ થવી જોઈએ

પણ એ કાર્ય અતિશય અઘરૂં છે. આમ થાય ત્યારે જ હાનિકારક અને દુઃખમય એ અસંગતિનો વિલય થાય.

જ્યાંસુધી આપણે કોઈ ચિત્તલક્ષી પરિણામ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ છીએ, જ્યાંસુધી આપણે આંતર સલામતી માગી રહ્યા છીએ ત્યાંસુધી આપણા જીવનમાં અસંગતિ રહેશે. આપણામાંથી ઘણાને આ અસંગતિની જાણ હોય એમ હું ધારતો નથી અને જો જાણતા હોઈએ તો એનું ખરૂં રહસ્ય આપણે સમજતા નથી. ઉલટું અસંગતિથી આપણને જીવનમા વેગ મળે છે; ઘર્ષણનુ તત્વ જ આપણે જીવીએ છીએ એવું ભાન કરાવે છે. પ્રયત્ન, અસગતિનુ મંથન, આપણને સચેતનતાનું ભાન કરાવે છે. માટે જ આપણને વિગ્રહો ગમે છે, માટે જ નિષ્ફળતાનું મંથન આપણને આનંદ આપે છે. જ્યાંસુધી પરિણામ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે એટલે કે ચિત્તથી સલામત રહેવાની ઇચ્છા છે ત્યાંસુધી અસંગતિ રહેવાની અને જ્યાં અસંગતિ છે ત્યાં મનની શાંતિ શક્ય નથી. જીવનનું આખું રહસ્ય સમજવા માટે મનની શાતિ જરૂરી છે. વિચાર કદી પણ સ્થિર થઈ શકે નહિ, વિચાર જે કાળનું પરિણામ છે તે કાલાતીતને સમજી શકે નહિ, જે કાળથી પર છે તેને પિછાની શકે નહિ. આપણી વિચાર ક્રિયાનો સ્વભાવ જ અસંગતિ છે કારણકે આપણે હમેશાં ભૂતકાળની કે ભવિષ્યકાળની દૃષ્ટિએ જ વિચાર કરીએ છીએ એટલે આપણને વર્તમાનની સંપૂર્ણ જાણ કદી પણ થતી જ નથી.

વર્તમાનની સપૂર્ણ જાણ થવી એ અતિશય મુશ્કેલ કાર્ય છે કારણકે વંચનારહિત થઈ હકીકતને સીધી રીતે સમજવા મન અશક્ત છે. વિચાર ભૂતકાળનું પરિણામ છે માટે એ ભૂતકાળની કે ભવિષ્યકાળની દૃષ્ટિએ જ કાર્ય કરી શકે; વર્તમાનની હકીકતની એને સપૂર્ણ જાણ થઈ શકે નહિ. વિચાર, જે ભૂતકાળનું પરિણામ છે એ જ્યાંસુધી અસંગતિને અને અસગતિ જે પ્રશ્નો ઊભા કરે છે તેને દૂર કરવા પ્રયત્ન કરે છે ત્યાંસુધી, એ કોઈ પરિણામ પ્રાપ્ત કરવા અગર કોઈ ધ્યેય સાધ્ય કરવા પ્રયત્ન કરી રહ્યો છે. આવા વિચારો આપણામાં અને તેથી આસપાસના જગતમાં અસંગતિ અને પરિણામે ઘર્ષણ, દુઃખ અને ગૂંચવાડો વધારે છે.

અસંગતિથી મુક્ત થવા માટે માણસને નિષ્ક્રિય રીતે વર્તમાનની જાણ થવી જોઈએ. જ્યારે કોઈ હકીકત તમારી સમક્ષ પડેલી હોય ત્યારે એમાં પસંદગી કરવાનું કેમ બની શકે? જ્યાંસુધી વિચાર કાંઈક બનવાની દૃષ્ટિએ, ફેરફાર કરવાની દૃષ્ટિએ, હકીકતના સંબંધમાં કાર્ય કરે છે ત્યાંસુધી ખરેખર હકીકતની સમજ પ્રાપ્ત થતી નથી. માટે સ્વજ્ઞાન એ પ્રજ્ઞાનો આરંભ છે સ્વજ્ઞાન વિના અસંગતિ અને ઘર્ષણ ચાલુ રહેવાના. પોતાના જીવનની સમગ્ર ક્રિયાને સમજવા માટે નિષ્ણાતની કે પ્રમાણની જરૂર નથી. પ્રમાણ શોધવા જતાં ભય જ જન્મે છે. આપણા જીવનની ક્રિયા કેમ સમજવી એ કોઈ પણ નિષ્ણાત કે કોઈ પણ પ્રવીણ માનવી કહી શકે નહિ. એ તો દરેકે પોતાની મેળે જ સમજવી પડશે. એકબીજા સાથે એ વિષે ચર્ચા કરી આપણે અરસપરસ સહાય કરી શકીએ પણ કોઈ નિષ્ણાત, કોઈ ગુરુ આપણને એ સમજાવી શકે નહિ કે આપણે માટે એ કાર્ય કરી શકે નહિ. વસ્તુઓ પ્રત્યેના, માલમિલ્કત પ્રત્યેના, વ્યક્તિઓ પ્રત્યેના, વિચારો પ્રત્યેના આપણા સબધમા જ આપણને એની જાણ થાય છે. અન્ય સાથેના આપણા સબધમાં જ આપણે જાણી શકીએ છીએ કે કાર્ય જ્યારે કોઈ પદ્ધતિ અનુરૂપ કરવામાં આવતુ હોય ત્યારે જ અસગતિ પેદા થાય છે સકેતરૂપે વિચારનું જડ સ્વરૂપ એ જ પદ્ધતિ અને એ સકેત પ્રમાણે જીવવાનો પ્રયત્ન કરવાથી અસગતિ ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે જ્યાંસુધી કોઈ વિચારનું ચોકઠું છે ત્યાં સુધી અસંગતિ રહેવાની. ચોકઠાનો અને તેથી અસગતિનો અંત લાવવા માટે સ્વજ્ઞાન હોવું જોઈએ જીવનની આ સમજ ગણ્યાગાંઠ્યા માટે જ નથી. આપણા નિત્યજીવનની વાણીમાં, આપણાં વિચારવૃત્તિમાં, બીજાઓ પ્રત્યે દૃષ્ટિ કરવાની આપણી રીતમા, આપણને આપણો અહમ્ સમજાવો જોઈએ. જો હરેક વિચારની, હરેક વૃત્તિની પળેપળે આપણને જાણ થાય તો આપણને જણાશે કે અન્ય સાથેના આપણા સબંધમાં આપણા અહમની ક્રિયા આપણને સમજાય છે. મનની જે શાંતિમાં પરમ સત્યનો આવિર્ભાવ થાય એ શાતિ ફક્ત ત્યારે જ શક્ય બને છે.

## પ્રકરણ નવમું

# અહમ્ એટલે ?

'અહમ્' એટલે આપણે શું કહેવા માગીએ છીએ તે આપણે જાણીએ છીએ ? કોઈ વિચારપદ્ધતિ, સ્મરણ, નિર્ણય, અનુભવ, નામ આપી શકાય એવા અને નામ ન આપી શકાય એવા અનેક પ્રકારના ઇરાદા, કાંઈક થવાનો જ્ઞાત કે અજ્ઞાત રીતે કરેલો પ્રયત્ન, અજાગૃત મનનું, પ્રજાનું, સમૂહનું, વ્યકિતનું, વર્ગનું વગેરેનુ સંચિત સ્મરણ, પછી એ કાર્યમાં પ્રકટ કરવામાં આવ્યું હોય કે આધ્યાત્મિક દૃષ્ટિએ સદ્‌ગુણરૂપે પ્રકટ કરવામાં આવ્યું હોય, એ સઘળો આપણો અહમ્ છે. એમાં સ્પર્ધા કાંઈક થવાની ઇચ્છા, સમાયલાં છે. એ આખીય ક્રિયા અહમ ( મર્યાદિત ચેતના ) છે. જ્યારે આપણને એનો અનુભવ થાય છે ત્યારે એ અનિષ્ટ વસ્તુ છે એમ આપણે જાણીએ છીએ. 'અનિષ્ટ' શબ્દ હું ઇરાદાપૂર્વક વાપરૂં છું કારણકે અહમ્ જુદાઈ કરાવનારૂં તત્ત્વ છે. અહમ્ આપણને પોતાના પિંજરમાં જ પૂરી રાખે છે. એની પ્રવૃત્તિઓ ગમે એવડી ઉમદા હોય છતાં જુદાઈ કરાવનારી અને અન્યથી વિમુખ કરનારી હોય છે. આ સઘળુ આપણે જાણીએ છીએ. અહમ્ ન હોય એવી અસાધારણ પળો વખતે પ્રયત્નનો કોઈ ભાવ હોતો નથી અને પ્રેમ હોય ત્યારે જ એ પળો પ્રકટ થાય છે. એ પળોથી આપણે પરિચિત છીએ.

અનુભવ અહમ્‌ને કેવી રીતે પ્રબળ કરે છે એ સમજવું મહત્વનું છે એમ મને જણાય છે. જો આપણને ધગશ હોય તો આપણે અનુભવનો પ્રશ્ન સમજવો જોઈએ. અનુભવ એટલે શું ? આખો વખત આપણને અનુભવ અને અસરો થાય છે. એ અસરોનો આપણે અર્થ કરીએ છીએ અને એના પ્રત્યાઘાત રૂપે કે એ અસરો પ્રમાણે આપણે કાર્ય કરીએ છીએ. આપણે ગણત્રી કરનારા, પ્રપંચી વગેરે છીએ. જે આપણે બાહ્ય

સ્વરૂપે જોઈએ છીએ અને એનો આપણને જે પ્રત્યાઘાત થાય છે એ બેની વચ્ચે તથા જાગૃત અને અજાગૃત મનનાં સ્મરણો વચ્ચે સતત ક્રિયા ચાલ્યા જ કરે છે.

હું જે કાંઈ જોઉં છું તથા જે કાંઈ લાગણીઓ અનુભવુ છું એના સંબંધે મારો પ્રત્યાઘાત મારાં સ્મરણો મુજબ હોય છે. હું જે જોઉં છું, જે લાગણીઓ અનુભવુ છું, જે જાણું છું, જે માનું છું એની પ્રતિક્રિયામાં અનુભવ થાય છે નહિ વારૂં ? પ્રતિક્રિયા, કાંઈ પણ જોયું હોય એનો પ્રત્યાઘાત, એ જ અનુભવ. જ્યારે હું તમને જોઉં છું ત્યારે હું પ્રતિક્રિયા કરૂં છે: એ પ્રતિક્રિયાને નામ આપવું એ જ અનુભવ. જો એ પ્રતિક્રિયાનું નામ પાડવામાં ન આવે તો અનુભવ હોતો જ નથી. તમારા પ્રત્યાઘાતો અને તમારી આસપાસ જે બની રહ્યું છે તે તપાસો. એ જ વખતે નામકરણ ન થાય તો અનુભવ હોતો જ નથી. જો હું તમને ઓળખું નહિ તો તમને મળવાનો અનુભવ મને કેવી રીતે થાય ? આ વાત સાચી અને સરળ લાગે છે: આ સાચી વાત નથી ? એનો અર્થ એ છે કે જો હું મારાં સ્મરણો પ્રમાણે, મારી મર્યાદા પ્રમાણે, મારા બદ્ધમતો પ્રમાણે, પ્રતિક્રિયા ન કરૂં તો મને અનુભવ થયો છે એમ હું કેવી રીતે જાણી શકું ?

. આ ઉપરાંત અનેક વૃત્તિઓનુ પ્રકટ સ્વરૂપ પણ હોય છે મને રક્ષણની, અંદરથી સલામતી મેળવવાની વૃત્તિ હોય છે અગર મહાત્મા, ગુરૂ, માર્ગદર્શક, ઈશ્વર મેળવવાની વૃત્તિ હોય છે અને મેં જે (માનસિક) રચના કરી છે તેનો મને અનુભવ થાય છે. આનું તાત્પર્ય એ છે કે મેં એક ઇચ્છા કરી, એ ઇચ્છાએ રૂપ ધારણ કર્યું અને એ રૂપને મેં કોઈ એક નામ આપ્યું એની પ્રતિક્રિયારૂપે હું કાર્ય કરૂં છું. એ મારી જ રચના છે. એનું નામ મેં જ પાડ્યું છે. મને અનુભવ આપનારી એ ઇચ્છા કહે છે કે 'મને અનુભવ થયો', 'હું ગુરૂદેવને મળ્યો' કે 'હું ગુરૂદેવને મળ્યો નથી' અનુભવનું નામ કરણ કરવાની આખી ક્રિયા તમે જાણો છો. ઇચ્છાને જ તમે અનુભવ કહો છો. ખરૂં ને ?

જ્યારે હું મનની શાંતિની ઇચ્છા કરૂં છું ત્યારે શું બને છે? શું થાય છે? અનેક કારણોને લઈને શાંત મન, સ્થિર મન, હોય એ જરૂરી છે એમ મને સમજાય છે. ઉપનિષદમાં કહ્યું છે, ધાર્મિક પુસ્તકોમાં જણાવ્યું છે, સંતો એમ કહે છે, અને પ્રસંગોપાત મને લાગે છે કે મન આખો વખત અસ્થિર હોવાને બદલે જો શાંત હોય તો કેવું સારૂ! કેટલીકવાર મને જણાય છે કે મન જો સ્થિર હોય, શાંતિવાળું હોય તો કેવું મજાનું અને આનંદદાયક! મારી ઇચ્છા શાંતિનો અનુભવ કરવાની છે, મારે શાંત મન જોઈએ છે એટલે હુ માગી રહ્યો છું કે, 'એ કેવી રીતે પ્રાપ્ત થાય?' ધ્યાનના તેમ જ જુદા જુદા પ્રકારના નિયમનોના સબંધમાં આ કે પેલા પુસ્તકમાં શું કહ્યુ છે એ હુ જાણુ છું એટલે નિયમન વડે હું શાંતિનો અનુભવ કરવા મથું છુ એટલે શાતિના અનુભવમાં અહમ્, 'હું,' સ્થાપિત થયો છે,

સત્ય શું છે એ સમજવા હું ઇચ્છું છું, એ મારી ઇચ્છા છે, આકાક્ષા છે. પછી હું જેને સત્ય કહેતો હોઉં એની રચના (કલ્પના) કરૂ છું કારણકે એ વિષે મેં ઘણું વાચેલું છે, ઘણા માણસોને મુખેથી મે એ વિષે સાભળ્યુ છે, ધર્મશાસ્ત્રોએ એનું વર્ણન કર્યું છે. એ સઘળું હું માગી રહ્યો છુ, એટલે શું બનવા પામે? મારી માગણી, મારી ઇચ્છા સાકાર બને છે અને એ સાકાર પરિસ્થિતિને હું પિછાનતો હોવાથી મને એનો અનુભવ થાય છે. એ પરિસ્થિતિને જો હું પિછાનતો જ ન હોત તો હું એને સત્ય કહેત નહિ. હું એને પિછાનું છુ અને હુ એનો અનુભવ કરૂં છું. એ અનુભવ જ અહમ્‌ને, 'હું'ને પ્રબળ બનાવે છે. નથી બનાવતો? આ રીતે અહમ્ એ અનુભવમાં સ્થાપિત થાય છે. પછી તમે કહો છો કે 'હું જાણું છું', 'ગુરૂદેવનુ અસ્તિત્વ છે,' 'પ્રભુ છે', કે 'પ્રભુ નથી', તમે કહો છો કે અમુક જ રાજકીય પદ્ધતિ સાચી છે, બાકીની બધી સાચી નથી.

આ પ્રમાણે અનુભવ 'હું'ને હમેશાં પ્રબળ બનાવે છે. તમારા અનુભવમાં જેમ તમે વધારે મક્કમ તેમ અહમ્ વધારે પ્રબળ બને છે.

આના પરિણામે તમારામાં કોઈ એક પ્રકારનું ચારિત્ર્યબળ, જ્ઞાનનું, માન્યતાનું બળ હોય છે જે તમે બીજા લોકોને બતાવો છો કારણકે તમે જાણો છો કે બીજાઓ તમારા જેટલા હોશિયાર નથી અને વળી તમે લેખનશક્તિ, વક્તૃત્વશક્તિ ધરાવો છો અને તમે ચાલાક હો છો. તમારો અહમ્ કાર્ય કરી રહેલો હોવાથી તમારી માન્યતાઓ, તમારા પૂર્વપુરૂષો, તમારી જ્ઞાતિ, તમારી આર્થિક વિચારસરણી—એ સઘળાં અન્યથી વિભક્ત કરનારી જ ક્રિયા છે અને એ તકરારો ઊભી કરે છે આ બાબતની જો તમને જરા પણ પડી હોય તો આ કેન્દ્રનો બચાવ નહિ કરતાં સદંતર તમારે એનું ઉચ્છેદન કરવું જોઈએ. માટે જ અનુભવની ક્રિયા આપણે સમજવી જોઈએ.

મન, અહમ્, કોઈ રચના ન કરે, કોઈ વૃત્તિ ન રાખે, કોઈ અનુભવ ન કરે, એ એને માટે શક્ય છે? અહમ્‌ના સઘળા અનુભવો નકારરૂપ અને વિનાશરૂપ છે એ આપણે જોઈએ છીએ છતાં આપણે એને હકારકાર્ય કહીએ છીએ. નહિ વારૂ? આપણે એને જ જીવનની હકારદૃષ્ટિ કહીએ છીએ. આ આખી ક્રિયાને ઉથલાવી નાખવી એ તમારે મન નકાર દૃષ્ટિ છે આ બાબતમા તમે સાચા છો? આપણે આ પ્રશ્નના મૂળ સુધી જઈ અહમ્‌ની ક્રિયા સમજી શકીએ? અહમ્‌નો વિલય શાથી થાય છે? ધાર્મિક અને બીજાં મંડળોએ એકરૂપ થવાનો માર્ગ દર્શાવ્યો છે. નહિ વારૂ? એઓ કહે છે કે, 'કોઈ મોટાની સાથે એકરૂપ થાઓ એટલે અહમ્ જતો રહેશે' પણ એકરૂપતા એ પણ અહમ્‌ની જ ક્રિયા છે; જેને હું વધારે મોટો ગણું છું એ પણ 'હું'ની જ રચના છે. હું એનો અનુભવ કરૂં છું અને એથી 'હું' પ્રબળ થાય છે.

સઘળા પ્રકારનાં નિયમનો, જ્ઞાન અને માન્યતાઓ કેવળ અહમ્‌ને જ પ્રબળ કરે છે કોઈ એવું તત્ત્વ આપણે શોધી શકીએ જે અહમ્‌નો વિલય કરે? કે આ પ્રશ્ન ખોટો પ્રશ્ન છે? આપણુને મૂળ તો આ જ જોઈએ છીએ. આપણે કાંઈક એવું માગીએ છીએ જે અહમ્‌નો વિલય કરે. ખરૂં ને? આપણે માનીએ છીએ કે એકરૂપતા,

માન્યતા વગેરે જેવા એના અનેક માર્ગો છે પણ એ બધાય એક જ ભૂમિકાના માર્ગો છે. આ સઘળા માર્ગો અહમ્‌ને, 'હું'ને પ્રબળ બનાવવામાં એકસરખી રીતે પ્રબળ છે એટલે કોઈ એક માર્ગ બીજા કરતાં વધારે સારો છે એમ ન કહેવાય. માટે જ્યાં જ્યાં 'હું'નું કાર્ય થતું હોય ત્યાં ત્યાં હું એને જોઈ શકું અને એનાં વિઘાતક બળો તથા એનો વેગ હું જોઈ શકું? એનું ગમે તે નામ આપવામાં આવે પણ એ વિનાશક બળ છે અને હું એનો અંત લાવવાનો માર્ગ શોધવા માગું છું. આ પ્રશ્ન તમે તમારી જાતને પૂછ્યો હશે કે આખો વખત 'હું'ને કાર્ય કરતાં જોઉં છું અને એ સદા મારા એકલાના જીવનમાં જ નહિ પણ મારી આસપાસ પણ ચિંતા, ભય, નિષ્ફળતા, નાસીપાસી, દુઃખ આણે છે. એ 'હું'નો થોડો જ નહિ પણ સંપૂર્ણ ઉચ્છેદ કરવો શક્ય છે? એનું મૂળ શોધી કાઢી એનો અંત લાવી શકાય? કાર્ય કરવાની એ જ એક સાચી રીત છે. નહિ વારુ? હું અપૂર્ણ સમજ માગતો નથી, હું સમગ્ર રીતે સમજશીલ થવા માગું છું. આપણામાંના ઘણાઓ જુદી જુદી ભૂમિકાએ ચતુર હોય છે, તમે એક બાબતમાં અને હું બીજી બાબતમાં ચતુર હોઈએ છીએ. તમારામાંથી કેટલાક તમારા વેપારી કામમાં ચતુર છો, બીજા કેટલાક ઑફિસના કામમાં ચતુર છે. આ રીતે લોકો જુદી જુદી રીતે ચતુર હોય છે પણ આપણે સમગ્ર રીતે સમજશીલ હોતા નથી. સમગ્ર રીતે સમજશીલ હોવું એટલે અહમ્‌ વિનાના હોવું. એ શું શક્ય છે?

અહમનો અત્યારે જ અંત આવે એ શું શક્ય છે? એ શક્ય છે એ તમે જાણો છો. એ કરવા માટે શું કરવું જરૂરી છે? એ શાથી બની શકે છે? શું હું એ જાણી શકું? જ્યારે હું આ પ્રશ્ન પૂછું છું કે શું હું એ જાણી શકું?' ત્યારે એ શક્ય છે એની મને ખરેખર ખાતરી છે એટલે જેમાં અહમ્‌ પ્રબળ થતો હોય એવો અનુભવ મેં આગળથી નક્કી કરી લીધો છે. નહિ વારુ? અહમ્‌ને સમજવા માટે પુષ્કળ પ્રજ્ઞાબુદ્ધિ, પુષ્કળ સાવધાનતા, સચેતનતા તથા એ છટકી ન

જાય એટલા માટે સતત નિરીક્ષણની જરૂર રહે છે. મને ઇંતેજારી છે અને હું અહમ્‌નો વિલય કરવા માગું છું. જ્યારે હું એ પ્રમાણે કહું છું ત્યારે અહમ્‌નો વિલય કરવો શક્ય છે એમ હું જાણું છું, જે પળે હું એમ કહું કે ' આ કાર્ય કરવા માગું છું, ત્યારે એમ કહેવામાં જ અહમ્‌નો અનુભવ ચાલુ હોય છે અને તેથી અહમ્ પ્રબળ બને છે. માટે અહમ્ અનુભવ ન કરે એમ કેવી રીતે બની શકે ? સર્જન અવસ્થામાં અહમ્‌નો અનુભવ જરાય હોતો નથી એ સમજી શકાય એમ છે જ્યારે અહમ્ ન હોય ત્યારે જ સર્જન થાય છે કારણ કે સર્જન એ બૌદ્ધિક કે માનસિક ક્રિયા નથી, એ મનરચિત નથી: એ તો સઘળા અનુભવની ક્રિયાથી પર છે. માટે મન તદ્દન શાંત થઈ શકે, એમાં ઓળખની કે અનુભવ કરવાની કોઈ સ્થિતિ ન રહે અને સર્જન થાય એવી સ્થિતિમાં હોય એ શક્ય છે ? એનો અર્થ એ જ કે અહમ્‌નુ અસ્તિત્વ ન રહે એ સ્થિતિ શક્ય છે ? એ જ પ્રશ્ન છે. નહિ વારૂ ? મેળવવાની કે તજવાની ( હકાર કે નકાર ) મનની કોઈ પણ ક્રિયાનો અનુભવ ' હું ' ને પ્રબળ બનાવે છે. મન ઓળખ ન કરે એ શક્ય છે ? જ્યારે સંપૂર્ણ શાંતિ હોય ત્યારે જ એ સ્થિતિ આવી શકે પણ એ શાંતિ અહમ્‌ના અનુભવની શાંતિ ન હોવી જોઈએ. એ તો અહમ્‌ને જ પ્રબળ બનાવે છે.

અહમ્‌થી કોઈ એવી જુદી વ્યક્તિ છે જે અહમ્‌ને નીરખતી હોય અને એનો વિલય કરતી હોય ? કોઈ એવી આધ્યાત્મિક વ્યક્તિ છે જે અહમ્‌થી પર હોય અને એનો નાશ કરતી હોય તથા એને ખસેડી નાખતી હોય ? આપણે તો એમ માનીએ છીએ કે એવી કોઈ વ્યક્તિ (શક્તિ) છે, નથી માનતા ? ઘણા ખરા આધ્યાત્મિક માનવીઓ એમ માને છે કે આવી કોઈ વ્યક્તિ છે. જડવાદી માનવીઓ કહે છે કે ' અહમ્‌નો નાશ થઈ શકે ખરો ? એને તો મર્યાદિત અને સંયમિત જ કરી શકાય—રાજકીય, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ કોઈ ચોક્કસ ચોકઠામાં જ આપણે એને ગોઠવી શકીએ અને એ રીતે એનો નાશ કરી શકીએ. માટે ઉચ્ચ જીવનની, નૈતિક જીવનની ભાવના તરફ જ એને

દોરી શકાય. સામાજિક ચોકઠાનું અનુસરણ કર્યા સિવાય અન્ય કશામાં એનું દખલ હોવું જોઈએ નહિ ' આ આપણે જાણીએ છીએ. બીજા માણસો, કહેવાતા ધાર્મિક માણસો,—જો કે આપણે એમને ધાર્મિક કહીએ છીએ પણ એઓ ખરેખર ધાર્મિક નથી–કહે છે કે ' ઊંડાણમાં આવી કોઈ આધ્યાત્મિક શકિત આપણામાં આવેલી છે. જો આપણે એની સાથે સંપર્ક સાધી શકીએ તો એ અહમ્‌નો વિલય કરશે.'

અહમ્‌નો વિલય કરનાર આવી કોઈ શક્તિ છે? આપણે શું કરી રહ્યા છીએ એ કૃપા કરીને જુઓ. આપણે અહમ્‌ને એક ખૂણામાં ધકેલી રહ્યા છીએ. જો તમે જબરદસ્તીથી ખૂણામાં ધકેલાઓ તો શું બને છે એ તમે જોશો ત્યાં અહમ્ ન હોય એવી કાલાતીત કોઈ શક્તિ હોય અને એ વચમાં પડી અહમ્‌નો લય કરશે—એ શક્તિને આપણે ઈશ્વર કહીએ છીએ—એવી આશા સેવવી આપણને ગમે છે. મન જેનો વિચાર કરી શકે એવી કોઈ શક્તિ છે? હોય પણ ખરી અને ન પણ હોય. એ આપણો મુદ્દો નથી પણ અહમ્‌નો નાશ કરવા માટે કાર્ય કરે એવી કાલાતીત આધ્યાત્મિક અવસ્થા મન જ્યારે શોધે છે ત્યારે એ પણ એક બીજા પ્રકારનો અનુભવ નથી જે ' હું ' ને પ્રબળ કરતો હોય? તમે જ્યારે કાંઈ પણ માનો છો ત્યારે આમ જ બની રહ્યું હોતું નથી? જ્યારે તમે માનો છો કે સત્ય, ઈશ્વર, કાલાતીત અવસ્થા, અમરપણું, છે ત્યારે એ પણ અહમ્‌ને પ્રબળ બનાવવાની ક્રિયા નથી? આ રીતે આધ્યાત્મિક શક્તિરૂપે કાલાતીત અવસ્થામાં તમે ચાલુ રહો છો એ ખ્યાલ મનથી ઉત્પન્ન કરી તમે અનુભવ કરો છો. એવો અનુભવ અહમ્‌ને પ્રબળ બનાવે છે. એટલે તમે શું કર્યું કહેવાય? તમે ખરેખર અહમ્‌નો નાશ કર્યો નથી પણ તમે એને બીજું નામ આપ્યું છે, એમાં બીજા ગુણનું આરોપણ કર્યું છે. અહમ્ તો ત્યાં રહેલો જ છે કારણકે તમે એનો અનુભવ કર્યો છે. આ રીતે આરંભથી તે અંત સુધી આપણું કાર્ય એક જ પ્રકારનું છે. આપણે એવું માનીએ છીએ કે એ વૃદ્ધિગત થાય છે, વિકાસ પામે છે, વધારે ને વધારે સુંદર બને છે

એટલો જ ફરક. પણ જો તમે અંદરથી નિરીક્ષણ કરો તો એક જ પ્રકારનું કાર્ય ચાલી રહ્યું છે, એ જ 'હું' જુદી જુદી ભૂમિકાએ, જુદા જુદા નામોથી, કાર્ય કરી રહ્યો છે, એમ તમને જણાશે.

મનની ચતુરાઈ અને અસાધારણ કલ્પનાઓ, અહમ્‌ની ચાલાકી તથા એકરૂપતાવડે, સદ્‌ગુણવડે, અનુભવવડે માન્યતા અને જ્ઞાનવડે, એ કેવી રીતે પોતાનો ઢાંકપિછોડો કરે છે એ તમે સમજો તથા મન પોતાના જ વર્તુળમાં, પોતે જ રચેલા પિંજરમાં, ફરે છે એ તમે જાણો છો ત્યારે શું બનવા પામે? જ્યારે તમને એની જાણ થાય, તમે એનાથી સપૂર્ણ રીતે વાકિફગાર થાઓ ત્યારે ફરજથી, લાલચ કે કોઈ પણ પ્રકારના ભયથી ઉત્પન્ન ન થઈ હોય એવી અસાધારણ શાંતિ તમે અનુભવતા નથી? જ્યારે તમે એમ સમજો કે મનની હરેક ગતિ અહમ્‌ને પ્રબળ બનાવવાનો જ પ્રકાર છે, જ્યારે તમે એને જુઓ અને એનું નિરીક્ષણ કરો, કાર્ય કરતી વખતે તમને એની સપૂર્ણ જાણ થાય, જ્યારે એ સ્થિતિ સુધી તમે આવી પહોંચો અને એ પણ વિચારોથી, શબ્દોથી, કે મનરચિત અનુભવ ક્રિયાથી નહિ પણ તમે વાસ્તવિક રીતે એ પરિસ્થિતિમાં હો ત્યારે તમને જણાશે કે મન તદ્દન શાંત હોવાથી કાંઈ પણ નવી રચના કરવાની શક્તિ વિનાનું હોય છે. મન જે કાંઈ રચે છે એ અહમ્‌ના ક્ષેત્રમાં, અહમ્‌ના વર્તુળમાં જ હોય છે. મન જ્યારે રચના મુક્ત હોય ત્યારે જ સર્જન થાય છે અને એ જાણી કે ઓળખી શકાય એવી ક્રિયા નથી.

પરમ સત્યની ઓળખ થઈ શકતી નથી. સત્યનો આવિર્ભાવ થવા માટે માન્યતા, જ્ઞાન, અનુભવની ક્રિયા, સદ્‌ગુણોનું પાલન—આ સર્વ જવાં જોઈએ જે સદ્‌ગુણી માણસને એવું ભાન છે કે હું સદ્‌ગુણનું પાલન કરી રહ્યો છું તે કદી પણ સત્ય પ્રાપ્ત કરી શકશે નહિ. એ ઘણો પ્રતિષ્ઠિત માણસ હોય પણ સત્યશીલ, સમજશીલ, હોવાથી એ તદ્દન નિરાળી વાત છે. સત્યશીલ માનવીમાં સત્યનો આવિર્ભાવ થયો છે. સદ્‌ગુણી માણસ સદાચારી માણસ છે પણ સદાચારી માણસ સત્ય

શું છે એ કદી પણ જાણી શકશે નહિ કારણકે અહમ્‌નો ઢાંકપિછોડો કરવો, સદ્‌ગુણનું પાલન કરવાથી અહમ્‌ને પ્રબળ કરવો, એ એને મન સદ્‌ગુણ છે. જ્યારે એ એમ કહે છે કે મારે 'લોભ વિનાના થવું જોઈએ' ત્યારે લોભ વિનાની જે સ્થિતિનો એ અનુભવ કરે છે તે કેવળ અહમ્‌ને જ પ્રબળ કરે છે. માટે ફક્ત દુન્યવી વસ્તુઓમાં જ નહિ પણ જ્ઞાન અને માન્યતામાં પણ દીન (અસમૃદ્ધ) હોવું જરૂરી છે. ઐહિક સમૃદ્ધિવાળો કે જ્ઞાન અને માન્યતાની સમૃદ્ધિવાળો માણસ અંધકાર વિના અન્ય કાંઈ પિછાનશે નહિ અને એ સઘળી અવ્યવસ્થા અને સઘળા દુ:ખનુ કારણ બનશે. પણ વ્યક્તિ તરીકે જો આપણે અહમ્‌ની આખી ક્રિયા જાણી શકીએ તો પ્રેમ શું છે એ આપણે પિછાની શકીશું. હું ખાતરીથી કહું છુ કે એ જ એક એવી સુધારણા છે જે જગતનું પરિવર્તન કરી શકે. પ્રેમને અહમ્ સાથે સંબંધ નથી. અહમ્ પ્રેમને ઓળખી શકે નહિ. તમે કહો છો કે 'હું ચાહુ છું' પણ એ કહેવામા જ, એના અનુભવમાં જ પ્રેમનું અસ્તિત્વ રહેતું નથી. જ્યારે તમે પ્રેમને પિછાનો છો ત્યારે અહમ્ હોતો નથી. જ્યાં પ્રેમ છે ત્યાં અહમ્‌નું અસ્તિત્વ જ નથી.

## પ્રકરણ દશમું

# ભય

ભય શું છે? ભય કોઈના સંબંધમાં જ હોય છે, કોઈનાથી અલગ હોતો નથી. મૃત્યુનો, જેને હું જાણતો જ ન હોઉં એનો ભય કેવી રીતે હોઈ શકે? હું જેને ઓળખતો હોઉં એનો જ ભય મને હોય. જ્યારે હું કહું કે મને મૃત્યુનો ભય છે ત્યારે મૃત્યુ કે જેને હું જાણતો નથી એનો મને ખરેખર ભય છે કે જેને હું ઓળખું છું એને ગુમાવવાનો ભય છે? મને મૃત્યુનો ભય નથી પણ મારી માલિકીની વસ્તુઓ સાથેનો મારો સંબંધ જતો રહેશે એનો મને ભય છે. હમેશાં જાણીતી બાબતો વિષેનો જ ભય હોય છે, અજાણીતી બાબતો વિષે નહિ.

મારું કુટુંબ, મારી કીર્તિ, મારું ચારિત્ર્ય, બેન્કનું મારું ખાતું, મારી તૃષ્ણા વગેરે જાણીતી વસ્તુઓ ગુમાવવાના ભયમાથી કેમ મુક્ત થવું એ હવે મારો પ્રશ્ન છે. તમે કહેશો કે ભય મારા અંતઃકરણમાંથી પેદા થાય છે પણ તમારું અંતઃકરણ તમારી મર્યાદાથી જ ઘડાય છે એટલે અંતઃકરણ પણ જ્ઞાતનું જ પરિણામ છે. હું શું જાણું છું? જ્ઞાન એટલે વસ્તુ વિષે વિચારો, અભિપ્રાયો હોવા, જાણીતી બાબતો વિષે સાતત્યનો ભાવ હોવો. જ્ઞાન એથી વિશેષ કાંઈ નથી. વિચારો સ્મરણ છે, અનુભવોનું પરિણામ છે અને અનુભવ એ આઘાતનો પ્રત્યાઘાત છે. મને જાણીતી બાબતનો ભય હોય છે એટલે કે વસ્તુઓ, વ્યક્તિઓ કે વિચારો ગુમાવવાનો મને ભય છે. હું જે છું એનું મને ભાન થાય એનો, હું મૂંઝવણમાં આવી પડું એનો, કાંઈક ગુમાવું, કાંઈક ન મળે, વધારે આનંદ પ્રાપ્ત ન થાય ત્યારે જે દુઃખ થાય એનો મને ભય હોય છે.

ભય દુઃખનો છે. શારીરિક દુઃખ જ્ઞાનતંતુઓનો પ્રત્યાઘાત છે, પણ જ્યારે હું મને સંતોષ આપતી હોય એવી વસ્તુઓને વળગી રહું

ત્યારે ચિત્તનું દુ:ખ ઉદ્‌ભવે છે. કારણકે એવે પ્રસંગે મારી પાસેથી કોઈ એ લઈ લે એનો મને ભય રહે છે. ચિત્તની સંચય કરેલી બાબતોમાં જ્યાંસુધી વિક્ષેપ પડતો નથી ત્યાંસુધી એ સંચય ચિત્તના દુ:ખને ખાળે છે. એટલે હું સંચયોનો, અનુભવોનો સમૂહ છું. એ સઘળા કોઈ ગંભીર પ્રકારના વિક્ષેપને અટકાવે છે. વળી મને વિક્ષેપ થાય એમ હું માગતો નથી. માટે જે કોઈ એમાં વિક્ષેપ કરે એનાથી હું ડરૂં છું. આ રીતે મારો ભય જ્ઞાત બાબતોનો જ છે. દુ:ખને દૂર રાખવાના કે વેદનાને અટકાવવાના સાધન તરીકે દેહના અને ચિત્તના જે સંચયો મેં કર્યા છે એનો મને ભય રહે છે પણ ચિત્તનું દુ:ખ દૂર કરવા માટે જે સંચય કરવામાં આવે એ ક્રિયા જ દુ:ખરૂપ છે જ્ઞાન પણ દુ:ખને અટકાવવામાં મદદ કરે છે જેવી રીતે વૈદિક જ્ઞાન શારીરિક દુ:ખ અટકાવવામાં મદદ કરે છે એવી જ રીતે માન્યતાઓ ચિત્તના દુ:ખને અટકાવવામાં મદદ કરે છે અને તેથી જ મારી માન્યતાઓના સત્ય વિષે સંગીન સાબિતી ન હોવા છતાં તથા એ વિષેનું મને સંપૂર્ણ જ્ઞાન ન હોવા છતાં મારી માન્યતાઓ ડગી જશે એનો મને ભય રહે છે. રૂઢિથી જે માન્યતાઓ મારા પર લાદવામાં આવી હોય એવી કેટલીક માન્યતાઓ હું તજી દઉં કારણકે મારો અનુભવ મને બળ, વિશ્વાસ તથા સમજ આપે છે પણ જે માન્યતાઓ અને જ્ઞાન મેં સંપાદન કર્યા છે એ મૂળ તો એક જ સરખા પ્રકારનાં છે—દુ:ખને અટકાવવાના સાધન રૂપ જ છે.

ગુમાવવાનો ભય પેદા કરે છે એવો જ્ઞાતનો સંચય જ્યાંસુધી છે, ત્યાંસુધી ભય રહેવાનો જ. માટે જ અજ્ઞાતનો ભય - એ ખરેખર તો સંચય કરેલા જ્ઞાતને ગુમાવવાનો ભય જ છે. સંચય એટલે જ ભય અને એમાંથી જ દુ:ખ જન્મે છે. જે પળે હું એમ કહું કે 'મારે ગુમાવવું ન જોઈએ' એ જ પળે ભય પેદા થાય છે. સંચય કરવામાં મારો ઈરાદો દુ:ખ મુક્ત રહેવાનો હોય છે છતાં સંચયની ક્રિયામાં જ દુ:ખ સમાયલું છે જે વસ્તુઓ મેં પ્રાપ્ત કરી છે એ જ ભયને પેદા કરે છે અને એ જ દુ:ખરૂપ છે.

બચાવ કરવાની વૃત્તિમાંથી જે વિરોધ જન્મે છે. હું સ્થૂળ સલામતી વાંચ્છુ છું એટલે હું સાર્વભૌમ સરકાર અસ્તિત્વમાં લાવું છું. એને અંગે શસ્ત્રબદ્ધ સેનાની જરૂર રહે છે જેનો અર્થ વિગ્રહ છે અને એ જ સલામતીનો અંત લાવે છે. જ્યાંજ્યાં સ્વરક્ષણની વૃત્તિ છે ત્યાંત્યાં ભય રહેલો જ છે. સલામતીની ઇચ્છા રાખવી નિરર્થક છે એમ જ્યારે હું સમજું ત્યારે હું સચય કરતો અટકું છુ. જો તમે એમ કહેતા હો કે હું એ સમજું છું છતાં સચય કર્યા વિના મારાથી રહેવાતું નથી તો એનું કારણ એ છે કે સચયમા દુ.ખ જ સમાયલું છે એ તમે વાસ્તવિક રીતે સમજતા નથી.

સંચયની ક્રિયામાં ભય રહેલો છે અને કોઈ પણ બાબત વિષે માન્યતા રાખવી એ સચયની ક્રિયાનો જ ભાગ છે. મારો પુત્ર મરી જાય એટલે ચિત્તથી મને વધારે દુ઼ખ ન થાય માટે હુ પુનર્જન્મમાં માનું પણ માન્યતાની ક્રિયામાં જ શકા રહેલી છે. બહારથી હું વસ્તુઓનો સંગ્રહ કરું છું અને એ રીતે વિગ્રહ આમત્રુ છુ; અદરથી હુ માન્યતાઓનો સંગ્રહ કરૂ છું અને દુ.ખને આમંત્રુ છુ. જ્યાંસુધી મને સલામતીની, બેન્કના ખાતાની, મોજમજા વગેરેની ઇચ્છા છે ત્યાસુધી તથા જ્યાં સુધી બહારના જગતમાં તેમ જ અદરના જગતમા કાંઈ પણ થવાની હું ઇચ્છા સેવું છું ત્યાંસુધી દુ.ખને દૂર કરવા હુ જે કાંઈ કરું છું તે ભય અને દુ:ખ ઉત્પન્ન કરે છે.

જ્યારે કોઈ પણ ચોકઠા મુજબ થવાની હુ ઇચ્છા રાખું છું ત્યારે ભય પેદા થાય છે. ભયમુકત જીવવું એટલે જ કોઈ ચોક્કસ ચોકઠા વિના જીવવું. જ્યારે જીવનની કોઈ મુકરર પ્રણાલિકા હું માગી રહ્યો છુ ત્યારે એ જ ભયનુ મૂળ બને છે. કોઈ ચોક્કસ ચોકઠા પ્રમાણે જીવવાની વૃત્તિ એ જ મારી મુસીબત છે. એ ચોકઠું હું તોડી શકું ? એ ચોકઠું ભય ઉત્પન્ન કરે છે અને એ ભય એ ચોકઠાને પ્રબળ બનાવે છે એનુ સત્ય જ્યારે હુ સમજું ત્યારે હું એ ચોકઠુ તોડી શકું. મારે ભયમુકત થવું છે માટે મારે એ ચોકઠું તોડવું જોઈએ એમ જો હું કહું તો હું કેવળ

બીજા ચોકઠાનું અનુસરણ કરું છું અને એ વધારે દુઃખ પેદા કરશે. એ ચોકઠું તોડવાની વૃત્તિથી કરેલું કોઈ પણ કાર્ય કોઈ નવું ચોકઠું અને તેથી ભય ઉત્પન્ન કરશે. ભય પેદા કર્યા વિના એટલે કે એ સંબંધમાં હું જાગૃત કે અજાગૃતપણે કોઈ પણ કાર્ય ન કરું તો એ ચોકઠાને હું કેવી રીતે તોડી શકું? એનો અર્થ એ જ કે એ ચોકઠાને તોડવા માટે મારે કોઈ પણ કાર્ય ન કરવું, મારે કોઈ પણ પ્રકારે ગતિ ન કરવી. એ ચોકઠાના સંબંધમાં કાંઈ પણ કર્યા સિવાય જો હું માત્ર એનું નિરીક્ષણ કરું તો શું થાય? મને સમજાય કે મન પોતે જ એ ચોકઠું, એ નમૂનો છે; પોતે જ ઉત્પન્ન કરેલા પોતાના રીઢ થયેલા એ ચોકઠામાં જ જીવે છે. માટે મન જ ભય છે. મનની કોઈ પણ ક્રિયા જૂના ચોકઠાને પ્રબળ બનાવવામાં કે નવું ચોકઠું ઉત્પન્ન કરવામાં સહાય કરે છે. એનો અર્થ એ છે કે ભયને દૂર કરવા મન જે કાંઈ કરે છે તે ભય જ પેદા કરે છે.

ભયની છટકબારીઓ પણ ઘણી છે. દેશ સાથે, સમાજ સાથે, વિચાર સાથે એકરૂપ થવું એ એ છટકબારીઓનો એક સામાન્ય પ્રકાર છે. નહિ વારુ? જ્યારે કોઈ લશ્કરી કે ધાર્મિક સમૂહ કૂચ કરતો તમે જુઓ છો અગર જ્યારે તમારા દેશ પર હલ્લો થવાનો ભય હોય છે ત્યારે તમે કેવી પ્રતિક્રિયા કરો છો એ તમે જાણતા નથી? એ વેળા તમે તમારા દેશ સાથે, કોઈ વ્યક્તિ સાથે, કોઈ વિચારસરણી સાથે, એકરૂપ થાઓ છો. અન્ય પ્રસંગોએ તમે તમારા બાળક સાથે, તમારી પત્ની સાથે, કોઈ એક પ્રકારના કાર્ય કે અકાર્ય સાથે, તમે એકરૂપ થાઓ છો. એકરૂપ થવું એ સ્વવિસ્મરણની ક્રિયા છે. જ્યાંસુધી મને મારા 'હું'નું ભાન છે ત્યાંસુધી દુઃખ, મંથન, અને સતત ભય મને જણાય છે પણ અલ્પસમય પણ જો હું કોઈ વધારે મહાન સાથે, કોઈ સુપાત્ર સાથે, સૌંદર્ય સાથે, જીવન સાથે, સત્ય સાથે, માન્યતા સાથે, જ્ઞાન સાથે, એકરૂપ થઈ શકું તો 'હું'થી મને છૂટકારો નથી મળતો? જો હું 'મારા દેશ' સંબંધે વાત કરવા માંડું તો ક્ષણિકવાર પણ હું મારી જાતને ભૂલી જતો નથી? જો હું ઈશ્વર સંબધે કાંઈ કહી શકું

તો મને મારૂં વિસ્મરણ થાય છે. જો હું મારા કુટુંબ સાથે, મારા મંડળ સાથે, કોઈ પક્ષ સાથે, કોઈ વિચારસરણી સાથે, એકરૂપ થઈ શકું તો અલ્પકાળને માટે મને છટકબારી મળે છે.

જેવી રીતે સદ્‌ગુણ એ અહમ્‌માંથી છટકવાનો એક પ્રકાર છે તેવી રીતે એકરૂપતા પણ અહમ્‌માંથી છટકવાનો એક પ્રકાર છે. જે માણસ સદ્‌ગુણનું પાલન કરે છે તે અહમ્‌ના વિષયમાંથી છટકી રહ્યો છે અને એનું મન સંકુચિત છે. એ સદ્‌ગુણી મન નથી કારણકે સદ્‌ગુણનું પાલન થઈ શકે નહિ. જેમ તેમ વધારે સદ્‌ગુણી થવા પ્રયત્ન કરો તેમ તમે અહમ્‌ને, 'હું'ને, વધારે બળવાન બનાવો છો. જુદાજુદા પ્રકારે ભય આપણા સર્વના જીવનમાં સમાન રીતે રહેલો છે. એ ભય એકને સ્થાને કોઈ બીજી વસ્તુને શોધે છે અને તેનાથી આપણું મંથન વધે છે. અન્ય વસ્તુ સાથે જેમ તમે વધારે એકરૂપ તેમ જેને માટે લડત કરવા અને જાન આપવા તમે તૈયાર છો તેને વળગી રહેવાનુ તમારૂં બળ વધે છે કારણકે એની પાછળ ભય સંતાયલો છે.

ભય શું છે એ આપણે જાણીએ છીએ? જે છે એનો અસ્વીકાર એ જ ભય નથી? 'સ્વીકાર' શબ્દ આપણે સમજવો જોઈશે. સ્વીકાર કરવા માટે કરવામાં આવતા પ્રયત્નના અર્થમાં હું એ શબ્દ વાપરી રહ્યો નથી. જે છે એને હું જોઉં તો એને સ્વીકારવાનો પ્રશ્ન જ રહેતો નથી. જે છે એને જ્યારે હું સ્પષ્ટ જોઈ શકું નહિ ત્યારે જ સ્વીકારની ક્રિયા દાખલ થાય છે. માટે જ જે છે એનો અસ્વીકાર એ જ ભય. હું જે આ પ્રતિક્રિયાઓનો, પ્રત્યાઘાતોનો, સ્મરણોનો, આશાઓનો, નિરાશાઓનો, નિષ્ફળતાઓનો, સમૂહ છું, હું કે જે અવરોધાયલા ચૈતન્યની ક્રિયાનું પરિણામ છું તે હું (ભયથી) પર કેમ થઈ શકું? આ અવરોધ અને અંતરાય વિના મન જાગ્રત હોઈ શકે? આપણે જાણીએ છીએ કે જ્યારે કોઈ અંતરાય હોતો નથી ત્યારે કેવો અસાધારણ આનંદ થાય છે! જ્યારે શરીર સંપૂર્ણ રીતે આરોગ્યવાન હોય છે ત્યારે કોઈ એક પ્રકારનો આનંદ, કોઈ એક પ્રકારની સુખદ અવસ્થા હોય છે એ તમે જાણતા નથી?

એવી જ રીતે મન જ્યારે સંપૂર્ણ રીતે મુક્ત હોય છે, કોઈ પણ અંતરાય વિનાનું, 'હું'ની ઓળખ કરનારા કેન્દ્ર વિનાનું, હોય છે ત્યારે તમે કોઈ એક પ્રકારનો આનંદ અનુભવો છો એ જાણતા નથી? અહમ્‌નો લય થયો હોય ત્યારે આ અવસ્થા તમે અનુભવી નથી? જરૂર આપણે સઘળાએ આ અવસ્થાનો અનુભવ કર્યો છે.

સંપૂર્ણ રીતે અને સમગ્ર રીતે જ્યારે અહમ્‌ની આખીય ક્રિયાને હું નીરખી શકું ત્યારે અહમ્‌ની સમજ થાય છે અને એનાથી મુક્ત થવાય છે. વૃત્તિ એ વિચારનું પ્રકટ સ્વરૂપ છે—કારણકે વિચારવૃત્તિથી જુદો નથી—એ વૃત્તિમાંથી જન્મેલી સઘળી પ્રવૃત્તિની સકળ ક્રિયા હું સમજું અને એનો બચાવ ન કરું, એનો તિરસ્કાર ન કરું, એનું દમન ન કરું તો જ હું એ કરી શકું. જો હું એ સમજી શકું તો અહમ્‌ની મર્યાદાઓ ઓળંગવી શક્ય છે કે નહિ એ હું જાણી શકું.

## પ્રકરણ અગિયારમું

# સાદાઈ

સાદાઈ શું છે એ આપણે વિચારીએ અને સંવેદનશીલતા કોને કહેવાય એ સમજીએ. આપણે માનીએ છીએ કે જૂજ માલમિલકત હોવી, કોપીન પહેરવું, ઘર વિનાના હોવુ, થોડાં વસ્ત્ર પહેરવાં, બેન્કમાં થોડા જ પૈસા હોવા–આવો બહારનો દેખાવ, આવો ત્યાગ એ જ સાદાઈ છે પણ ખરેખર આ સાદાઈ નથી. આ તો કેવળ બહારનો જ દેખાવ છે. મને લાગે છે કે સાદાઈ જરૂરની છે પણ સ્વજ્ઞાનનું રહસ્ય જ્યારે આપણે સમજતા થઈએ ત્યારે જ સાદાઈ આવે છે.

કોઈ ચોકઠા મુજબ જીવનને ગોઠવવું એ સાદાઈ નથી. કોઈ પણ ચોકઠું ગમે એવડું પ્રતિષ્ઠિત દેખાતું હોય છતાં એ પ્રમાણે જીવનને ગોઠવવું નહિ અને સાદા થવું એમાં ઘણી જ પ્રજ્ઞાબુદ્ધિની જરૂર રહે છે. દુર્ભાગ્યે આપણામાથી ઘણાએ બહારની વસ્તુઓમાં, બહારથી, સાદા થવા જાય છે. થોડી વસ્તુઓ હોવી અને થોડી વસ્તુઓથી સંતોષ માનવો એ મુકાબલે સહેલું છે. થોડાથી સતોષ માનવો અને એ થોડામાંથી થોડો ભાગ બીજાને આપવો એ સહેલું છે. પણ આપણે કેવળ વસ્તુઓની અને માલમિલકતની બાહ્ય દૃષ્ટિએ સાદા હોઈએ એથી આપણે અંદરથી પણ સાદા છીએ એમ જરૂર સાબીત થતું નથી. કારણકે દુનિયાની અત્યારની પરિસ્થિતિ જ એવી છે કે વધુ અને વધુ વસ્તુઓ બાહ્ય દૃષ્ટિએ આપણી નજર આગળ લાવવામા આવે છે જીવન વધુ ને વધુ અસરળ બનતું જાય છે. એમાથી છટકી જવા મોટરગાડીઓ, ઘરો, મડળો, સિનેમા તથા બહારથી જે અસંખ્ય સયોગો આપણી પર આવી પડે છે તેમાંથી ફારગત થવા અથવા તેમનો ત્યાગ કરવા આપણે કોશિશ કરીએ છીએ. આમ બાહ્ય દૃષ્ટિએ ફારગત થવાથી સાદા થઈશું એમ આપણે

માનીએ છીએ. ઘણા સંતોએ, ગુરુઓએ, જગતનો ત્યાગ કર્યો હોય છે. મને લાગે છે કે આવો ત્યાગ આપણા પ્રશ્નનો ઉકેલ આણતો નથી. સાચી અને મૂળભૂત સાદાઈ અંદરના જીવનમાં જ આવી શકે છે, પછી જ એનું બાહ્ય સ્વરૂપ પ્રકટ થાય છે. માટે સાદા કેમ થવું એ પ્રશ્ન છે. એ સાદાઈ આપણને વધારે ને વધારે સંવેદનશીલ બનાવે છે. સંવેદનશીલ મન અને સંવેદનશીલ હૃદય જરૂરનાં છે કારણકે એવું મન અને એવું હૃદય જ ઝટ સમજ પ્રાપ્ત કરી શકે છે, ઝટ ગ્રહણ કરી લે છે.

માણસ જે અસંખ્ય અંતરાયોમાં, આસક્તિઓમાં, અને ભયમાં સપડાયેલો છે તેને સમજ્યાથી જ અંદરથી એ સાદો થઈ શકે. પણ ઘણાઓને વ્યક્તિઓથી, માલમિલકતથી, વિચારોથી, જકડાયલા રહેવું ગમે છે. બંદીવાન થવું આપણને ગમે છે. અંદરથી તો આપણે બંદીવાન જ છીએ, જો કે બહારથી આપણે ઘણા સાદા દેખાઈએ છીએ. અંદરથી આપણે આપણી ઇચ્છાના, આપણી માગણીઓના, આપણા આદર્શોના, આપણા અસંખ્ય હેતુઓના, ગુલામો જ છીએ. માણસ જ્યાંસુધી અંદરથી મુક્ત ન હોય ત્યાંસુધી એ સાદાઈનો અનુભવ કરી શકે નહિ. માટે જ સાદાઈની શરૂઆત બહારથી નહિ પણ અંદરથી થવી જોઈએ.

માન્યતાની આખીય ક્રિયા માણસ જો સમજે, પોતે માન્યતાને વરેલો શા માટે રહે છે એ જો એ સમજે, તો કોઈ અસાધારણ મુક્તભાવ આવે છે. માન્યતામાંથી મન જો મુક્ત થાય તો સાદાઈ આવે છે. એ સાદાઈ માટે પ્રજ્ઞાબુદ્ધિ જોઈએ અને એ બુદ્ધિ—સમજ—મેળવવા માટે પોતાના અંતરાયોની જાણ થવી જોઈએ પણ સાવધ થવા માટે માણસે સતત જાગૃત રહેવું જોઈએ. એ જાગૃતિ કોઈ પ્રણાલિકા કે વિચાર અને કાર્યના કોઈ ચોકઠા મુજબ ન હોવી જોઈએ. આખરે તો માણસની આંતરપરિસ્થિતિ બહારની પરિસ્થિતિને અસર કરે છે. સમાજ કે કોઈ પણ પ્રકારનું કાર્ય આપણું જ મૂર્ત સ્વરૂપ છે એટલે અંદરથી પરિવર્તન થયા સિવાય બહારના જગતમાં કેવળ ધારાધોરણ કરવાનો કાંઈ અર્થ નથી. એનાથી થોડાક ફેરફારો, સુધારા થાય પણ માણસની આંતરપરિસ્થિતિ

બહારની પરિસ્થિતિને નાબૂદ કરે છે. માણસ જો અંદરથી લોભી, મહાત્ત્વાકાંક્ષી, આદર્શોનું પાલન કરનાર, હોય તો અંદરનો એ ગૂંચવાડો અંતે બહારના સમાજને ઉથલાવી નાખે છે, પછી એ સમાજ ગમે એટલી સંભાળપૂર્વક રચવામાં આવ્યો હોય.

માટે જ શરૂઆત અંદરના જીવનથી થવી જોઈએ—છતાં બહારના જીવનનો અનાદર કરી કેવળ અંદરથી જ નહિ. બહારની પરિસ્થિતિને સમજવામાં આવે, ઘર્ષણ, મંથન, દુઃખ, બહારના જગતમાં કેવી રીતે આવે છે એ સમજવામાં આવે, તો તમે ખરેખર અંદરની પરિસ્થિતિનો વિચાર કરતા થાઓ છો. માણસ જેમ જેમ એનું વધારે ને વધારે સંશોધન કરે છે તેમ તેમ સ્વાભાવિક રીતે ચિત્તની જે અવસ્થાઓ બહારનાં ઘર્ષણ અને દુઃખો ઉત્પન્ન કરે છે એનો એ વિચાર કરતો થાય છે. બહારનું પ્રકટ સ્વરૂપ તો આપણી અંદરની સ્થિતિનું જ સૂચન છે. પણ એ આંતરપરિસ્થિતિ સમજવી પડશે. આપણામાંથી ઘણાઓ એમ કરે છે. બહારની સ્થિતિનો અનાદર કરીને નહિ પણ બહારની સ્થિતિને સમજીને અને એ રીતે આંતરસ્થિતિ તરફ વળીને જો આંતરસ્થિતિને સમજવામાં આવે તો આપણને જણાશે કે આપણા જીવનમાં અંદરના ગૂંચવાડા સમજવા જતાં આપણે વધારે ને વધારે સંવેદનશીલ અને મુક્ત બનતા જઈએ છીએ. આ અંદરની સાદાઈ વધારે મહત્ત્વની છે કારણકે એવી સાદાઈ સંવેદનશીલતા પ્રકટાવે છે. જે મન સંસ્કારગ્રાહક નથી, સચેત નથી, જાગૃત નથી, એ મન કોઈ પણ પ્રકારે ગ્રહણશીલ નથી, એ કોઈ સર્જક કાર્ય કરી શકતું નથી. સાદા થવાના સાધનરૂપે કોઈ પણ પદ્ધતિને અનુરૂપ થવાથી મન અને હૃદય જડ અને મંદ બને છે. સરકારે કે પોતે લાદેલા અગર આદર્શ પ્રાપ્તિ વગેરેથી ઉત્પન્ન થયેલા કોઈ પણ પ્રકારના પ્રમાણભૂત દમનથી જડતા આવે છે અને અંદરની સાદાઈ આવતી નથી. બહારથી તમે કોઈ પણ પદ્ધતિને અનુરૂપ થાઓ અને ઘણા ધાર્મિક માનવીઓ કરે છે એમ સાદાઈનો ડોળ કરી શકો. એઓ અનેક પ્રકારનાં નિયમનોનું પાલન કરે છે, અનેક મંડળોમાં દાખલ થાય છે,

કોઈ ચોક્કસ પ્રકારે ધ્યાન વગેરે કરે છે. આ સઘળો સાદાઈનો આભાસ છે પણ આવી અનુરૂપતાથી સાદાઈ આવતી નથી. બલ્કે જેમ તમે વધારે દમન કરો, જેમ એકને સ્થાને બીજાને દાખલ કરો, જેમ તમે વિશેષ ઊર્ધ્વીકરણ કરો, તેમ સાદાઈનું પ્રમાણ ઓછું પણ ઊર્ધ્વીકરણની, દમનની, એકને સ્થાને બીજાને દાખલ કરવાની, ક્રિયા જેમ તમે સમજો તેમ સાદા થવાની શક્યતા સવિશેષ.

આપણા સામાજિક, સંયોગીક, રાજકીય, ધાર્મિક પ્રશ્નો એટલા તો ગૂંચવાડાભર્યા છે કે ફક્ત સાદાઈ આણવાથી જ આપણે એમનો ઊકેલ કરી શકીએ–અસાધારણ રીતે પંડિત અને હોશિયાર થવાથી નહિ જ. અનેક ગૂંચવાડાવાળા માણસ કરતાં સાદો માણસ વધારે સીધી રીતે સમજી શકે છે, વધારે સીધો અનુભવ મેળવે છે. આપણાં મન હકીકતોના અપાર જ્ઞાનથી, બીજાઓના કથનોથી એટલાં બધાં ભરેલાં છે કે સાદા થવા તથા સીધો અનુભવ મેળવવા આપણે અસમર્થ છીએ. આ પ્રશ્નો નવી દૃષ્ટિએ સમજવા જોઈએ. અને અંદરથી ખરેખર આપણે સાદા હોઈએ તો જ એ પ્રશ્નો નવી દૃષ્ટિએ સમજી શકાય. એ પ્રકારની સાદાઈ સ્વજ્ઞાનથી, આપણી જાતને સમજવાથી, આપણા વિચાર અને આપણી વૃત્તિઓની રીતો, આપણા વિચારની ક્રિયા, આપણા પ્રત્યાઘાતો, ભયને પરિણામે આપણે લોકમતને, બીજાઓ જે કહે છે એને, બુદ્ધે, ક્રાઈસ્ટે, મહાન સંતોએ જે કહ્યું છે એને આપણે કેવી રીતે અનુરૂપ થઈએ છીએ એ સઘળું સમજવાથી આવે છે. આ સઘળું અનુરૂપ થવાના, સહીસલામત રહેવાના, આપણા સ્વભાવનું સૂચન કરે છે. માણસ જ્યારે સલામતી શોધતો હોય ત્યારે દેખીતી વાત છે કે એ ભયની સ્થિતિમાં છે અને તેથી એના જીવનમાં સાદાઈ હોતી નથી.

સાદા થયા સિવાય વૃક્ષો પ્રત્યે, પક્ષીઓ પ્રત્યે, પહાડો અને પવન પ્રત્યે, આપણી ચોપાસ આવી રહેલી સઘળી વસ્તુઓ પ્રત્યે સંવેદનશીલ થવાતું નથી માણસ જો સાદો ન હોય તો એ આંતરસૂચનો ગ્રહણ કરી શકે નહિ આપણામાંથી ઘણાઓ ચેતનાની ઉપલી ભૂમિકાએ જ,

ઉપલક જ જીવે છે. એ ભૂમિકાએ જ આપણે વિચારશીલ કે સમજદાર થવા મથીએ છીએ અને એથી આપણે ધાર્મિક છીએ એમ માનીએ છીએ. એ ભૂમિકાએ જ આપણે દમન અને નિયમન વડે આપણાં મન સાદા કરવા પ્રયત્ન કરીએ છીએ પણ એ સાદાઈ નથી. ઉપલા મનને સાદા થવા જ્યારે આપણે ફરજ પાડીએ છીએ ત્યારે એવું દમન મનને નિષ્ઠુર બનાવે છે; મનને એ સાદું, સ્પષ્ટ અને સચેત બનાવતું નથી. આપણી ચેતનાની આખી ક્રિયામાં સાદા થવું અતિશય કઠણ છે કારણકે એમ કરવામાં અંદરથી કોઈ છૂટછાટ ન હોવી જોઈએ પણ આપણા જીવનની ક્રિયા તપાસવા અને સમજવા આતુરતા હોવી જોઈએ એટલે કે દરેક સૂચન પ્રત્યે સાવધ રહેવું જોઈએ, આપણા ભય, આપણી આશાઓ, જાણવી જોઈએ અને તેમને બરાબર તપાસી વધારે ને વધારે પ્રમાણમાં એમનાથી મુક્ત થવું જોઈએ આ પ્રમાણે જ્યારે મન તથા હૃદય તદ્દન સરળ—સાદાં—બને અને એમાં કોઈ ગ્રંથિ ન રહે ત્યારે જ આપણને મૂંઝવતા અનેક પ્રશ્નોનું આપણે નિરાકરણ કરી શકીશું.

જ્ઞાનથી આપણા પ્રશ્નોનો ઉકેલ થશે નહિ. દૃષ્ટાંત તરીકે તમે કદાચ જાણો કે પુનર્જન્મ છે, મરણ પછી સાતત્ય છે તમે કદાચ એ જાણો, તમે જાણો જ છો એમ હું કહેતો નથી, અગર તમને એની ખાતરી થાય પણ એથી પ્રશ્નનો ઉકેલ થતો નથી. તમારી માન્યતાથી, તમારા સમાચારથી, તમારી ખાતરીથી મૃત્યુનો પ્રશ્ન દૂર થઈ શકતો નથી એ ઘણો જ ગૂઢ, ઊંડો અને વધારે સર્જક છે.

આ સઘળી બાબતો નવી દૃષ્ટિએ તપાસવાની શક્તિ માણસમાં હોવી જોઈએ કારણકે સીધો અનુભવ હોય તો જ આપણા પ્રશ્નોનો ઉકેલ થઈ શકે. સીધો અનુભવ મેળવવા માટે સાદાઈ એટલે કે સવેદન-શીલતા હોવી જોઈએ. જ્ઞાનના બોજાથી મન મંદ પડે છે. ભૂતકાળથી તેમજ ભવિષ્યકાળથી મન મંદ પડે છે. જે મન પળે પળે વર્તમાનને આધીન થવાની શક્તિ ધરાવે છે તે મન જ આપણા સંયોગોથી નિરંતર આવી પડતી જોરદાર અસરોનો સામનો કરી શકે છે.

માટે જે માણસ જભ્ભો પહેરે કે કોપીન પહેરે, એક વાર જમે કે આ થવા કે તે નહિ થવા જે અસંખ્ય વ્રત લે તે માણસ ધાર્મિક માણસ નથી પણ જે માણસ અંદરથી સાદો છે, જે કાંઈ પણ થવા પ્રયત્ન કરતો નથી તે માણસને ધાર્મિક સમજવો. આવું મન અસાધારણ રીતે ગ્રહણશીલ છે કારણકે એને કોઈ અંતરાય નથી, કોઈ ભય નથી, કોઈ લક્ષ્ય તરફ ગમન કરવાનું હોતું નથી માટેજ એ કૃપા, પ્રભુ, સત્ય અગર તમે કહો એ પ્રાપ્ત કરી શકે છે. પણ જે મન સાદાઈનું પાલન કરે છે એ સાદું મન નથી. જે મન કાંઈ શોધે છે, અંધારામાં અથડાય છે, ઉગ્ર છે, તે સાદું મન નથી. જે મન બહારના કે અંદરના કોઈ પ્રમાણના ચોકઠાને અનુરૂપ થવા પ્રયત્ન કરે છે તે સંવેદનશીલ મન નથી. મન જ્યારે ખરેખર સંવેદનશીલ હોય, સચેત હોય, પોતાના સઘળા પ્રત્યાઘાતો, વિચારો, બનાવો, જાણતું હોય, જ્યારે એ કાંઈ પણ થવા પ્રયત્ન કરતું ન હોય, ત્યારેજ એ સત્યને ગ્રહણ કરવા શક્તિવાન હોય છે. ત્યારેજ સુખ શક્ય બને છે કારણકે સુખ કોઈ લક્ષ્ય નથી—એ તો સત્યનું પરિણામ છે. મન અને હૃદય જ્યારે સરળ (સાદાં) બન્યાં હોય અને તેથીજ સંવેદનશીલ બન્યાં હોય ત્યારેજ આપણા પ્રશ્નો સહેલાઈથી સમજી શકાય છે. આપણા પ્રશ્નો ગમે એવડા ગૂંચવાડાભર્યા હોય છતા પણ આપણે એમને નવી રીતે અને જુદી રીતે નિહાળી શકીશું. માણસો આ બહારના ગૂંચવાડાને, ધાંધલને, વૈમનસ્યને, સર્જક અને સાદી રીતે તપાસી શકે—અને તે પણ આ કે પેલા પક્ષનાં મંતવ્યો ને સૂત્રોવડે નહિ—એનીજ આજના વખતમાં જરૂર છે. જો તમે સાદા ન હો તો તમે એમને નવી રીતે સમજી શકો નહિ.

આ પ્રમાણે પ્રશ્નનો ઉકેલ કરવા આપણે યત્ન કરીએ તો જ પ્રશ્નનો નિવેડો આવે. આપણે જો ધાર્મિક, રાજકીય કે અન્ય કોઈ વિચારપધ્ધતિ પ્રમાણે એનો વિચાર કરીએ તો પ્રશ્નને આપણે નવી રીતે તપાસી શકીએ નહિ. માટે સાદા થવા આપણે આ સઘળી વસ્તુઓથી મુક્ત થવું જોઈએ. માટેજ જાગૃત થવું, આપણા વિચારની ક્રિયા સમજવા શક્તિવાન થવું,

આપણા જીવનની સમગ્ર ક્રિયાથી વાકેફ થવું, મહત્ત્વનું છે. એથી જ સાદાઈ આવે છે તથા જે કોઈ સદ્ગુણ નથી કે અભ્યાસનું પરિણામ નથી એવી નમ્રતા આવે છે. જે નમ્રતા કેળવવી પડે છે તે નમ્રતા જ નથી. જે મન નમ્ર થવા પ્રયત્ન કરે છે તે નમ્ર નથી, માણસમાં જ્યારે નમ્રતા હોય—અને તે પણ કેળવેલી નહિ—ત્યારે જ એ જીવનની મહત્ત્વની બાબતો સમજી શકે છે કારણકે એવે વખતે એ પોતે મહત્ત્વનું સ્થાન ભોગવતો નથી, પોતાની મહત્તાની દૃષ્ટિએ પોતાના પ્રસગોને એ નિરખતો નથી; એવે વખતે એ પ્રશ્નને જ જુએ છે અને ત્યારે એ એનું નિરાકરણ કરી શકે છે.

## પ્રકરણ બારમું

# સાવધાનતા

આપણી જાતને ઓળખવી એટલે કેવળ વિચારો અને વ્યક્તિઓ સાથેનો જ નહિ પણ કુદરત અને આપણી માલમિલકત સાથેનો ય સંબંધ જાણવો. એજ આપણું જીવન છે—જીવન એટલે જ સમસ્ત સાથેનો આપણો સંબંધ. એ સંબંધને સમજવા માટે કોઈ પણ બાબતમાં પ્રવીણ થવાની જરૂર છે? નથી જ એતો દેખીતું છે. એમાં તો જીવનને સમગ્ર રીતે સમજવાની જાગૃતિ જ જોઈએ. માણસ જાગૃત કેમ બની શકે? એ આપણો પ્રશ્ન છે. 'જાગૃતિ' શબ્દમાં કોઈ પણ પ્રકારના પ્રાવીણ્યનો ભાવ લાવ્યા વિના જો હું એ શબ્દ વાપરી શકું તો એ જાગૃતિ કેવી રીતે આવી શકે? માણસ જીવનને સમગ્ર રીતે સમજવા કેવીરીતે શક્તિવાન થાય—ફક્ત તમારા પાડોશી સાથેનો તમારો સંબંધ જ નહિ પણ કુદરત સાથેનો, તમારી વસ્તુઓ સાથેનો, તમારા વિચારો સાથેનો, તથા ભ્રાંતિ, વૃત્તિ, વગેરે મન જે ઉત્પન્ન કરે છે એની સાથેનો તમારો સંબંધ એ સઘળું તમારું જીવન છે. સંબંધની આ આખી ક્રિયાની જાણ કેવી રીતે થઈ શકે? ખરેખર એજ આપણું જીવન છે. ખરુંને? સબંધ વિનાનું જીવન નથી. આ સંબંધને સમજવો એનો અર્થ એવો નથી કે તમારે બીજાથી વિમુખ થવું. બીજાથી વિમુખ થવું એ આ સબંધને સમજવાનો અર્થ નથી. બલ્કે, એમાં સંબંધની આખી ક્રિયાની જાણ અથવા જાગૃતિ થવી જરૂરી છે.

માણસ જાગૃત કેવી રીતે થઈ શકે? કોઈ પણ બાબતની જાણ આપણને કેવી રીતે થાય છે? કોઈ વ્યક્તિ સાથેના તમારા સંબંધની જાણ તમને કેવી રીતે થાય છે, વૃક્ષોની અને પક્ષીઓના અવાજની તમને જાણ કેવી રીતે થાય છે? જ્યારે તમે છાપું વાંચો છો ત્યારે એના પ્રત્યાઘાતની જાણ તમને કેવી રીતે થાય છે? મનના બાહ્ય તેમજ અંદરના પ્રત્યાઘાતોની

આપણુને જાણુ થાય છે? કોઈ પણુ બાબતની જાણુ આપણુને કેવી રીતે થાય છે? પ્રથમ આપણુને કોઈ વેગની, પ્રતિક્રિયાની જાણુ થાય છે એ તો દેખીતી વાત છે. નહિ વારૂ? હું વૃક્ષો જોઉં છું. એનો પ્રત્યાઘાત થાય છે, પછી સવેદન. સ્પર્શ, એકરૂપતા, અને વૃત્તિ થાય છે. આ એક સામાન્ય ક્રિયા છે. કોઈ પણુ પુસ્તકનો અભ્યાસ કર્યા વિના જે વાસ્તવિક છે તે આપણે જોઈ શકીએ છીએ.

એકરૂપતાવડે તમે આનંદ અને દુઃખની લાગણી અનુભવો છો. આ આનંદ સાથે એક થવા પૂરતા, દુઃખને દૂર કરવા પૂરતા જ આપણે "સાવધ" હોઈએ છીએ જો તમને કોઈ પણુ બાબતમાં રસ હોય તો એથી તમને આનંદ થાય છે, સત્વર તમારામાં સાવધાનતા આવે છે. એ હકીકતના સંબંધમાં તમે તરત જ જાગૃત બનો છો અને જો એ દુઃખરૂપ હોય તો એને દૂર કરવાની 'સાવધાનતા' આવે છે તમારી જાતને સમજવા માટે જ્યાં સુધી તમે આ પ્રકારની 'સાવધાનતા' પર અવલંબન રાખશો ત્યાંસુધી તમે નિષ્ફળ નિવડશો. કારણુકે પોતાની જાતને સમજવાનો આધાર એ શક્તિ પર રહેલો નથી. સમયને પરિણામે કે એને તીવ્ર બનાવવાથી એ પદ્ધતિ ખીલતી નથી, કેળવાતી નથી કે વધતી નથી. પોતાના વિષેની આ સાવધાનતાની પરીક્ષા આપણા સંબધોની ક્રિયામાં જ થઈ શકે છે આપણે કેવી રીતે વાત કરીએ છીએ, કેવી રીતે વર્તન કરીએ છીએ એમાં જ એની પરીક્ષા થાય છે. કોઈપણુ પ્રકારની એકરૂપતા વિના, કોઈ સરખામણી કર્યા વિના, કોઈ પણુ પ્રકારે તિરસ્કાર કર્યા વિના, તમારૂં નિરીક્ષણુ કરો; માત્ર નિરીક્ષણુ જ કરો એટલે કોઈ અસામાન્ય વસ્તુ બનતી તમને જણાશે તમે તમારી અજાણુ પ્રવૃત્તિનો જ–અને આપણી ઘણીખરી પ્રવત્તિ અજાણુ હોય છે–અંત લાવો છો એટલું જ નહિ પણુ કોઈ પણુ તપાસ કર્યા વિના, એમાં ઊંડા ઊતર્યા વિના એ કાર્ય પાછળના હેતુઓની પણુ તમને જાણુ થાય છે.

તમે જ્યારે જાગૃત બનો છો ત્યારે તમારા સઘળા વિચારોની અને તમારાં સઘળાં કાર્યોની આખીય ક્રિયા તમે સમજો છો પણુ જ્યારે

તિરસ્કારનો ભાવ ન હોય ત્યારે જ આ બની શકે. કોઈ પણ વસ્તુનો હું તિરસ્કાર કરૂં એટલે હું એને સમજી શકું નહિ. વળી કોઈ પણ પ્રકારની સમજથી વંચિત રહેવાનો એ એક માર્ગ છે. હું ધારૂં છું કે આપણામાંના ઘણાઓ હેતુપૂર્વક તિરસ્કાર કરે છે. આપણે તરત જ તિરસ્કાર દર્શાવીએ છીએ અને આપણે સમજ્યા છીએ એમ માની લઈએ છીએ. તિરસ્કાર કરવાને બદલે જો આપણે એના પ્રતિ આદર રાખીએ, જાગ્રત થઈએ, તો એ કાર્યનું રહસ્ય, એમાં જે કાંઈ રહેલું છે તે ખુલ્લું થવા માંડે છે. આનો પ્રયોગ કરી જુઓ એટલે તમને એની ખાતરી થશે. માત્ર જાગૃત થાઓ અને તે પણ કોઈ પણ પ્રકારે બચાવ કર્યા વિના; આ તમને નકાર દૃષ્ટિ જેવું લાગશે પણ એ નકાર નથી. બલ્કે એમાં એક પ્રકારની નિષ્ક્રિયતા છે જે સીધું કાર્ય છે. જો તમે આનો પ્રયોગ કરી જોશો તો એ તમને સમજાશે.

તમારે જો કોઈ પણ બાબત સમજવી હોય તો તમારે શાંત ( નિષ્ક્રિય ) મનોવૃત્તિવાળા થવું જોઈએ. નહિ વારૂ ? એનો વિચાર કર્યા કરો, એના વિષે તર્કવિતર્ક કર્યા કરો, એમાં શંકા લાવ્યા કરો, એ ન ચાલે. એના સંદર્ભ સમજી શકો એટલા સંવેદનશીલ તમારે બનવું પડે. એ તો ફોટોગ્રાફની ગ્રહણશીલ પ્લેટ થવા જેવું છે. જો મારે તમને સમજવા હોય તો શાંતપણે મારે સાવધ–જાગૃત–રહેવું જોઈએ; તે પછી જ તમે તમારી કથની કહેવા માંડો છો. ખરેખર આ શક્તિનો કે પ્રવીણતાનો સવાલ નથી એ ક્રિયામાં જ આપણે આપણી ચેતનાનાં બાહ્ય પડ જ નહિ પણ એનાં ભીતરનાં પડ સમજવા માંડીએ છીએ અને એ જ વધારે મહત્ત્વનું છે. કારણકે આપણી ચેતનાનાં ભીતરનાં પડમાં જ આપણા હેતુઓ કે આશયો, આપણી છૂપી અને સંદિગ્ધ માગણીઓ, ચિંતાઓ, ભયો, તૃષ્ણાઓ છૂપાયલ છે. બહારથી (ઉપલકથી) એ બધાં આપણા કાબૂમાં હોય પણ અંદરથી એ ઉકળતાં હોય છે. સભાનપણે જ્યાંસુધી એ બધાં સંપૂર્ણ રીતે સમજાય નહિ ત્યાંસુધી મુક્ત અવસ્થા, સુખ કે સમજ અસંભવિત જ હોય એ દેખીતું છે.

આપણી ક્રિયાની સંપૂર્ણ જાણ એ જ પ્રજ્ઞાબુદ્ધિ અને એ પ્રજ્ઞાબુદ્ધિ કોઈ પણ બાબતમાં પ્રવીણ થવાથી આવે છે? કોઈ પણ પ્રકારે પ્રવીણ થવાથી એ બુદ્ધિ કેળવી શકાય છે? જગતમાં આમ જ બની રહ્યું છે. નહિ વારુ? ધર્મગુરુ, દાક્તર, ઈજનેર, ઉદ્યોગપતિ, વેપારી માણસ, પ્રોફેસર, આ સઘળાઓમાં કોઈ એક પ્રકારે પ્રવીણ થવાનું માનસ રહેલું છે.

પ્રજ્ઞાબુદ્ધિનું શ્રેષ્ઠ સ્વરૂપ સત્ય છે, ઈશ્વર છે, એનું વર્ણન થઈ શકે નહિ. એ પ્રજ્ઞાબુદ્ધિ પ્રાપ્ત કરવા માટે આપણે કોઈ એક પ્રકારે નિષ્ણાત બનવું જોઈએ એમ માનીએ છીએ. આપણે અભ્યાસ કરીએ છીએ, પ્રયત્ન કરીએ છીએ, શોધવા મથીએ છીએ, અને નિષ્ણાતના માનસથી કે નિષ્ણાત પર આધાર રાખી આપણે આપણી જાતનો અભ્યાસ કરીએ છીએ કે જેથી આપણાં ઘર્ષણ અને આપણાં દુઃખોનું નિરાકરણ કરવામાં મદદ કરે એવી શક્તિ આપણે કેળવી શકીએ.

જો આપણે જાગૃત હોઈએ તો આપણા નિત્ય જીવનનાં ઘર્ષણ, દુઃખ અને વીતકોનું નિરાકરણ અન્ય કોઈ કરી શકે કે કેમ એ જ આપણો પ્રશ્ન છે. જો અન્ય કોઈ એમનું નિરાકરણ ન જ કરી શકે તો આપણે એમનો ઉકેલ કેવી રીતે કરી શકીએ? પ્રશ્નને સમજવા માટે અમુક પ્રકારની પ્રજ્ઞાબુદ્ધિ જોઈએ. એ બુદ્ધિ અન્ય પાસેથી પ્રાપ્ત થઈ શકે નહિ કે કોઈ દિશામાં પ્રવીણ થવાથી આવે નહિ. આપણી ચેતનાની આખી ક્રિયાની આપણને નિષ્ક્રિય રીતે જાણ થાય એટલે કે કોઈ પણ પ્રકારની પસંદગી વિના, સાચું શું અને ખોટું શું એની પસંદગી કર્યા વિના, આપણે સાવધ થઈએ તો જ એ પ્રજ્ઞાબુદ્ધિ પ્રકટ થાય છે. જ્યારે તમે નિષ્ક્રિય રહી સાવધ હો છો ત્યારે એ નિષ્ક્રિયતામાથી–એ આળસુપણું નથી, એ નિદ્રા નથી પણ એ અપાર સચેતના છે-પ્રશ્નનુ જુદું રહસ્ય સમજાય છે. એટલે કે પ્રશ્ન સાથે એક-રૂપતા થતી નથી અને તેથી એનો ન્યાય કરવામાં આવતો નથી. પરિણામે પ્રશ્નમાં સમાયલી બાબતો પ્રકટ થવા માંડે છે. જો તમે એ પ્રમાણે

નિરંતર, સતત, કરી શકો તો દરેક પ્રશ્નનું ઉપલક નહિ પણ મૂળથી નિરાકરણ થઈ શકે. પણ મુસીબત એ છે કે આપણામાંના ઘણાઓ નિષ્ક્રિય રીતે જાગૃત થઈ શકતા નથી અને આપણી સમજૂતી વચમાં આવવા દીધા વિના પ્રશ્નને પોતાની કથા કહેવા દેતા નથી. નિર્લેપ રીતે પ્રશ્નને તપાસતાં આપણને આવડતું નથી. દુર્ભાગ્યે આપણામાં એ શક્તિ જ નથી કારણ કે આપણે કોઈ પરિણામની, જવાબની આશા રાખીએ છીએ અને કોઈ લક્ષ્ય સાધવા આતુર હોઈએ છીએ. અગર આપણા સુખદુઃખની લાગણીની દૃષ્ટિએ આપણે પ્રશ્નનો અર્થ કરીએ છીએ અગર એ પ્રશ્નનું નિરાકરણ કેમ કરવું એ વિષેનો જવાબ આગળથી આપણે જાણતા હોઈએ છીએ. આ રીતે જે પ્રશ્ન નવો છે એને આપણે જૂના ચોકઠાની દૃષ્ટિએ નિહાળીએ છીએ. આઘાત હમેશાં નવો હોય છે પણ આપણો પ્રત્યાઘાત હમેશા જૂનો હોય છે અને આઘાતને બરાબર રીતે, સંપૂર્ણ રીતે કેમ સમજવો એ આપણી મુસીબત છે. પ્રશ્ન હમેશાં વસ્તુઓ, વ્યક્તિઓ, વિચારો સાથેના સંબંધ પ્રત્યેનો જ હોય છે. એ સિવાય અન્ય કોઈ પ્રશ્ન નથી. સંબંધના પ્રશ્નની માગણીઓ હમેશાં બદલાતી રહે છે એ પ્રશ્નને યોગ્ય રીતે, બરાબર રીતે સમજવા માટે નિષ્ક્રિયતાથી જાગૃત રહેવું જોઈએ. આ નિષ્ક્રિયતા નિર્ણયનો, સંકલ્પનો, નિયમનનો સવાલ નથી. આપણે નિષ્ક્રિય નથી એની જાણ થવી એ જ શરૂઆત છે. કોઈ ચોક્કસ પ્રશ્નનો અમુક જ જવાબ આપણે માગી રહ્યા છીએ. એની જાણ થવી એ જ ખરેખર શરૂઆત છે; પ્રશ્ન સાથેનો આપણો સંબંધ કેવો છે અને એ પ્રશ્નનો કેમ ઉકેલ કરવો એ જાણવું એ જ શરૂઆત છે. પ્રશ્ન સાથેનો આપણો સંબંધ કેવો છે એ જાણવા માંડીએ, આપણે એનો કેવો પ્રત્યાઘાત કરીએ છીએ, આપણા અનેક પૂર્વગ્રહો આપણી માગણીઓ, આપણાં કાર્યો કેવાં છે એની જાણ થાય તો આપણી વિચારની ક્રિયા, આપણા આંતરસ્વભાવની ક્રિયા પ્રકટ થાય છે. અને એમાં જ મુક્ત અવસ્થા છે.

પસંદગી કર્યા વિના જાગૃત થવું એ જ મહત્ત્વનું છે કારણકે પસંદગીથી ઘર્ષણ પેદા થાય છે. પસંદ કરનાર સંદિગ્ધ હોય છે માટે જ એ પ્રસંદ કરે છે. જો એ સંદિગ્ધ ન હોત તો પસંદગી કરવાની

રહેતી જ નથી. જે વ્યક્તિ સંદિગ્ધ છે તે જ શું કરવું અને શું ન કરવું એની પસંદગી કરે છે. જે માણસ સ્પષ્ટ રીતે સમજે છે અને સરળ છે તે પ્રસંદ કરતો નથી. જે છે એ છે જ. કોઈ પણ વિચાર (માન્યતા) પર રચાયલું કાર્ય પસંદગીનું જ કાર્ય છે અને એવું કાર્ય મુક્ત કરનારું કાર્ય હોતું નથી, ઉલટું એ મર્યાદિત વિચારણા મુજબ વિશેષ પ્રતિક્રિયા, વિશેષ ઘર્ષણ, પેદા કરે છે.

જાગૃતિના પરિણામે જે અનુભવ થાય એનો સંચય કર્યા વિના પળે પળે જાગૃત રહેવું એ જ મહત્ત્વની બાબત છે. જે પળે તમે સંચય કરો તેજ પળે તમે એ સંચય મુજબ, એ ચોકઠા મુજબ, એ અનુભવ મુજબ જ જાગૃત હો છો એનો અર્થ એ કે તમારી જાગૃતિ તમારા સંચયથી મર્યાદિત થયેલી હોય છે અને તેથી પ્રશ્નનું અવલોકન હોતું નથી પણ પ્રશ્નનો અર્થ જ કરી લેવામા આવે છે. જ્યારે પ્રશ્નનો અર્થ કરવામાં આવે ત્યારે પસંદગીની ક્રિયા હોય છે અને પસંદગીથી ઘર્ષણ પેદા થાય છે અને જ્યા ઘર્ષણ છે ત્યા સમજ શક્ય નથી

જીવન એ સંબધની બાબત છે સબધ સ્થિતિચુસ્ત હોતો નથી. એ સંબંધને સમજવા માટે કડક રીતે સક્રિય હોય એવી નહિ પણ સરળ હોય, સચેત પણ નિષ્ક્રિય હોય, એવી જાગૃતિની જરૂર છે. આ નિષ્ક્રિય જાગૃતિ કોઈ પણ પ્રકારના નિયમન દ્વારા, કોઈ પણ પ્રકારના અભ્યાસદ્વારા આવતી નથી; ફક્ત આપણે જાગતા હોઈએ ત્યારે જ નહિ પણ પળે પળે આપણા વિચારોની અને આપણી લાગણીઓની જાણ થાય એ જ એ નિષ્ક્રિય જાગૃતિ છે. કારણકે જેમ આપણે એમાં ઊંડા ઉતરતા જઈએ તેમ આપણે સ્વપ્ન અનુભવીએ છીએ. અને અનેક પ્રકારના સંકેતોને સ્વપ્નરૂપે નિહાળીએ છીએ. આ રીતે આપણે ગુપ્ત મનના દ્વાર ઉઘાડીએ છીએ અને એ જ્ઞાત બને છે પણ અજ્ઞાતને ઓળખવા માટે આપણે એ દ્વારમાથી પસાર થવું પડશે અને એ જ ખરેખર આપણી મુસીબત છે. સત્ય મનથી સમજાય એવી બાબત નથી. કારણકે મન જ્ઞાતનું, ભૂતકાળનુ પરિણામ છે. માટે જ મને પોતાને અને પોતાની ક્રિયાને, પોતાના વિષેના સત્યને, સમજવાં જોઈએ. એમ થાય ત્યારે જ અજ્ઞાતનો આવિર્ભાવ શક્ય બને છે.

## પ્રકરણ તેરમું

# વૃત્તિ

માલમિલકતની, પદવીની, સત્તાની, આરામની, અમરપણાની, સાતત્યની, કોઈનો પ્રેમ મેળવવાની, ચિરસ્થાયી, સંતોષ આપે એવું શાશ્વત, કાળથી પર હોય એવું કાંઈક મેળવવાની વૃત્તિ આપણામાંથી ઘણાને માટે એક મોટા પ્રશ્નરૂપ છે, પણ વૃત્તિ એટલે શું ? આપણને વેગ આપતી હોય, ફરજ પાડતી હોય એવી આ વસ્તુ શું છે ? આપણી પાસે જે છે, અથવા આપણે જે છીએ એનાથી આપણે સંતોષ માની લેવો એમ હું સૂચવી રહ્યો નથી. એ તો આપણે જે માગી રહ્યા છીએ એની જ વિરોધી વસ્તુ છે. વૃત્તિ શું છે એ આપણે તો તપાસી રહ્યા છીએ અને કોઈ પણ નિર્ણયપર આવ્યા વિના આપણે જો એને તપાસી શકીએ તો હું ધારૂં છું કે આપણે એક એવું પરિવર્તન લાવી શકીએ જે એક વાંછિત વસ્તુને સ્થાને બીજી વાંછિત વસ્તુને દાખલ કરવા જેવું નથી. આપણે તો એને જ 'પરિવર્તન' કહીએ છીએ. નહિ વારૂ ? એક વાંછિત વસ્તુથી સંતોષ પામ્યા પછી આપણે એને સ્થાને કોઈ બીજીને દાખલ કરીએ છીએ. આપણે નિરંતર એક પદાર્થની ઇચ્છાને સ્થાને જેને આપણે ઉચ્ચત્તર, વધારે ઉમદા અને વધારે સંસ્કારી માનતા હોઈએ એવા બીજા પદાર્થની ઇચ્છા કરીએ છીએ. આપણી વાંછિત વસ્તુ ગમે એવડી સંસ્કારી હોય છતાં વૃત્તિ એટલે વૃત્તિ જ. વૃત્તિઓની આ ફેરબદલીમાં સતત મંથન તથા દ્વંદ્વનું ઘર્ષણ રહેલાં છે.

માટે વૃત્તિ શું છે અને એનું પરિવર્તન થઈ શકે કે કેમ એ જાણવું મહત્ત્વનું નથી ? વૃતિ શું છે ? શું એ સંકેત અને એનાં સવેદન નથી ? પોતે પ્રાપ્ત કરવા માગતી હોય એવી વસ્તુ પરત્વેનાં સંવેદન એ જ વૃત્તિ. સંકેત અને એના સંવેદન વિના વૃત્તિ હોય છે ? નથી જ

હોતી એ તો દેખીતું જ છે. એ સંકેત કોઈ ચિત્ર, કોઈ વ્યક્તિ, કોઈ શબ્દ, કોઈ નામ, કોઈ મૂર્તિ, મને સંવેદન આપે એવો કોઈ વિચાર, મને ગમે છે કે મને ગમતું નથી એવી લાગણી ઉત્પન્ન કરે એવો વિચાર, હોય; જો એ સંવેદન મને સુખદાયી લાગે તો હું એને મેળવવા, ગ્રહણ કરવા, જાળવી રાખવા અને એ સુખ જારી રાખવા માગું છું. વખતો-વખત મારી માનસિક સ્થિતિ અને મારી તીવ્રતા મુજબ હું એ ચિત્રની, એ મૂર્તિની, એ પદાર્થની, ફેરબદલી કરું છું. એક પ્રકારના ચિત્રથી હું તૃપ્ત થયો હોઉં, કંટાળ્યો હોઉં. થાક્યો હોઉં એટલે હું કોઈ નવું સંવેદન નવો વિચાર, નવો સંકેત શોધું છું. જૂના સંવેદનનો હું અનાદર કરું છું અને નવા શબ્દોવાળું, રહસ્યવાળું, નવા અનુભવવાળું, નવું સંવેદન હું સ્વીકારું છું. જૂનાનો અનાદર કરી જેને હું વધારે સારું, વધારે ઉમદા, વધારે સંતોષ આપનાર સંવેદન ગણતો હોઉં એવું સંવેદન સ્વીકારું છું. આ રીતે વૃત્તિમા પ્રતિક્રિયા અને આધીનતા સમાયલાં છે. એમાં જ પ્રલોભન રહેલું છે. કોઈ ચોક્કસ પ્રકારની વૃત્તિના સંકેતને આધીન થવામાં નિષ્ફળતાનો ભય હમેશાં સમાયલો જ છે.

મારામાં રહેલી વૃત્તિની આખી ક્રિયાને જો હું તપાસું તો મને જણાશે કે મારું મન વધારે સંવેદન માટે કોઈ પદાર્થ તરફ વળી રહ્યું છે અને આ ક્રિયામાં પ્રતિક્રિયા, પ્રલોભન તથા નિયમન સમાયલાં છે. દર્શન, સંવેદન, સ્પર્શ અને વૃત્તિ થાય છે અને મન આ ક્રિયાનું યાંત્રિક સાધન બને છે અને એ ક્રિયામાં સંકેતો, શબ્દો, પદાર્થોરૂપી કેન્દ્રની આસપાસ સઘળી વૃત્તિ, સઘળાં કાર્યો, સઘળી આકાંક્ષાઓ, આવેલાં છે. એ કેન્દ્ર એ 'હું' છે. વૃત્તિના એ કેન્દ્રનો,—કોઈ ચોક્કસ વૃત્તિના કેન્દ્રનો કોઈ ચોક્કસ ઇચ્છિત વસ્તુના કેન્દ્રનો નહિ પણ વૃત્તિ, આકાંક્ષા, આશા જેમાં નિષ્ફળતા રહેલી છે એવી સઘળી વૃત્તિના કેન્દ્રનો હું લય કરી શકું ? જેમ હું વધારે નિષ્ફળતા ભોગવું છું તેમ હું 'હું' ને વધારે પ્રબળ બનાવું છું. જ્યાંસુધી આશા, આકાંક્ષા, છે ત્યાંસુધી પાછળ ભય રહેલો જ છે અને એ કેન્દ્રને પ્રબળ બનાવે છે. ક્રાંતિ આ કેન્દ્રમાં જ શક્ય

છે, સપાટી પર નહિ. સપાટી પરની ક્રાંતિ વિક્ષેપની જ ક્રિયા છે, એ ઉપલક સુધારો છે જેનાં પરિણામ માઠાં આવે છે.

વૃત્તિની આ આખી રચનાની જ્યારે મને જાણ થાય ત્યારે મારૂં મન કેવું મૃત કેન્દ્ર બન્યું છે, સ્મરણની એક યાંત્રિક ક્રિયા બની છે, એ મને સમજાય છે. એક વૃત્તિથી કંટાળેલો હોઈ હું આપોઆપ બીજી વૃત્તિથી સંતૃપ્ત થવા ઇચ્છું છું. મારૂં મન હમેશાં સંવેદનોની દૃષ્ટિએ જ અનુભવ કરે છે, એ સંવેદનોનું સાધન છે. કોઈ એક સંવેદનથી કંટાળ્યા પછી હું એક નવું સંવેદન શોધું છું. એને હું પ્રભુ પ્રાપ્તિ કહું છું છતાં એ સંવેદન જ છે. આ દુનિયા અને એની વેદના હું અનુભવી ચૂક્યો છું એટલે હું સદાકાળ ટકે એવી શાંતિ માગી રહ્યો છું. માટે હું ધ્યાન કરૂં છું, સંયમ કરૂં છું, એ શાંતિનો અનુભવ કરવા હું મારા મનનું ઘડતર કરૂં છું. એ શાંતિનો અનુભવ થાય એ પણ સંવેદન જ છે. એટલે મારૂં મન સંવેદનનું, સ્મરણનું, યાંત્રિક સાધન છે. એ એક મૃત કેન્દ્ર છે જે વડે હું કાર્ય કરૂં છું, વિચાર કરૂં છું જે પદાર્થો મેળવવા હું પ્રયત્ન કરૂં છું તે સંવેદનો મેળવવાના સંકેતરૂપે મનની જ રચનાઓ છે. ઈશ્વર, પ્રેમ, સામ્યવાદ, લોકશાહી, રાષ્ટ્રવાદ—આ બધા શબ્દો સંકેતો છે અને એ બધા મનમાં સંવેદનો જાગૃત કરે છે એટલે મન એમને વળગી રહે છે. આપણે જાણીએ છીએ તે પ્રમાણે દરેક સંવેદનનો અંત આવે છે એટલે આપણે એકમાંથી બીજા સંવેદન પ્રતિ જઈએ છીએ અને હરેક સંવેદન નવાં સંવેદન શોધવાની આપણી ટેવને પ્રબળ બનાવે છે. આ રીતે મન સંવેદન અને સ્મરણનું સાધન જ બને છે આપણે આ ક્રિયામાં સપડાયલા છીએ. મન જ્યાંસુધી નવા અનુભવો શોધે છે ત્યાંસુધી એ સંવેદનની દૃષ્ટિએ જ વિચાર કરી શકે; જે કોઈ અનુભવ સ્વયંભૂ, સર્જક સચેત, અવનવો, હોય એને તરત જ એ સંવેદનરૂપ બનાવી દે છે અને એ સંવેદનનો અનુભવ કરે છે જે પછીથી સ્મરણરૂપ બની જાય છે. આ રીતે અનુભવ નષ્ટ થાય છે અને મન કેવળ ભૂતકાળના ગતિહીણ 'તળાવ' જેવું બની રહે છે.

જો આપણે એનો ઊંડાણથી વિચાર કર્યો હશે તો આ ક્રિયાથી આપણે પરિચિત હોઈશું. આપણે એનાથી પર જઈ શકીએ નહિ એમ આપણને જણાય છે આપણે આ સતત ઘરેડથી, સંવેદનોના આ યંત્રવત્ કાર્યથી, કંટાળ્યા છીએ એટલે એનાથી પર જવાની આપણને ઇચ્છા છે. એટલે મન સત્યનો, ઈશ્વરનો, ખ્યાલ રચે છે; એક સચેત ફેરફારની અને એ ફેરફારમાં આગળ પડતો ભાગ ભજવવા વગેરેની એ આશા સેવે છે. એટલે સર્જન અવસ્થા આવતીજ નથી. મારામાં વૃત્તિની આ ક્રિયા થતી હું જોઉં છું. એ યંત્રવત્, પુનરાવર્તનશીલ છે. મનને એ ઘરેડમાં પકડી રાખે છે અને એને ભૂતકાળનું એક જડ કેન્દ્ર બનાવી મૂકે છે અને એમાં કોઈ સર્જનશીલ સહજતા નજરે પડતી નથી. વળી મનની ન હોય એવી, સ્મરણની ન હોય એવી, સંવેદન કે વૃત્તિની ન હોય એવી સર્જનની અણધારી પળો પણ એમાં હોય છે.

માટે વૃત્તિ કેટલી હદ સુધી જવી જોઈએ, એનો અંત ક્યાં આવવો જોઈએ એ નહિ પણ વૃત્તિની આખી ક્રિયાને, તૃષ્ણાઓને, આકાંક્ષાઓને અને ભભૂકતી વાસનાઓને સમજવાં એ આપણો પ્રશ્ન છે. આપણામાંથી ઘણાઓ એવું માને છે કે આપણી પાસે થોડી વસ્તુઓ હોય તો આપણે ઇચ્છાથી મુક્ત છીએ. વળી જેઓ પાસે થોડી વસ્તુઓ છે તેમને આપણે કેવા પૂજીએ છીએ! એક લંગોટી હોય, એક કફની હોય એ વાસના મુક્ત થવાની વૃત્તિના ચિન્હરૂપ આપણે લેખીએ છીએ. એ પણ બહુ જ ઉપલક પ્રતિક્રિયા છે. તમારૂં મન અસંખ્ય ઇચ્છાઓથી, અસંખ્ય માગણીઓથી, માન્યતાઓથી, મંથનથી, પાંગળું બનેલું હોય ત્યારે બહારની વસ્તુઓનો ત્યાગ કરી ઉપલી ભૂમિકાએજ શા માટે શરૂઆત કરો છો? તમારી પાસે કેટલું છે, તમે કેવાં વસ્ત્ર પહેરો છો, તમે કેટલી વાર જમો છો, એમાં ક્રાંતિ આણવાને બદલે તમારી અસંખ્ય કામનાઓમાં ક્રાંતિ આણવાની જરૂર છે. પણ આ ઉપલક વસ્તુઓથી આપણે અંજાઈ જઈએ છીએ, કારણકે આપણાં મન ઘણાં જ ઉપરછલ્લાં છે.

મન વૃત્તિથી, સંવેદનથી, કદી પણ મુક્ત થઈ શકે કે કેમ એજ

આપણો પ્રશ્ન છે ખરેખર સર્જનને સંવેદન સાથે કાંઈ પણ લાગતું વળગતું નથી; સત્ય, ઈશ્વર અગર જે કહો એ એવી એક અવસ્થા નથી જેનો સંવેદનરૂપે અનુભવ કરી શકાય. જ્યારે તમોને કોઈ અનુભવ થાય છે ત્યારે શું બનવા પામે છે? એનાથી કોઈ ચોક્કસ સંવેદનની, ઉત્સાહની કે નિરુત્સાહની કોઈ લાગણી, તમે અનુભવો તો સ્વાભાવિક રીતે તમે ગ્લાનિની અવસ્થાથી દૂર રહેવા પ્રયત્ન કરો છો પણ જો આનંદની ઉત્સાહની લાગણી હોય તો તમે એને વળગી રહો છો. તમારા અનુભવથી તમને સુખકર સંવેદન પ્રાપ્ત થયું છે અને એને વધુ પ્રમાણમાં તમે માગી રહ્યા છો. એ વધારેની માગણી જ મન જે વધારે અનુભવની તૃષ્ણા રાખે છે તેના અચેત કેન્દ્રને પ્રબળ બનાવે છે. માટે જ મન કોઈ પણ નવી બાબતનો અનુભવ કરી શકે નહિ, નવી બાબતનો અનુભવ કરવા એ અશક્ત જ છે કારણકે એ સ્મરણ અને ઓળખથી જ સમજવા પ્રયત્ન કરે છે. સ્મરણ વડે જેને આપણે પિછાનીએ છીએ તે સત્ય નથી, સર્જન નથી. આવું મન સત્યનો અનુભવ કરી શકે નહિ; એ તો કેવળ સંવેદનનો જ અનુભવ કરી શકે. અને સર્જન એ સંવેદન નથી, એ તો પળે પળે હરહમેશ નવીન જ છે.

હવે હું મારા મનની સ્થિતિ સમજી શકું છું. હવે હું સમજું છું કે એ તો સંવેદન અને વૃત્તિનું સાધન છે અગર એ પોતે જ સંવેદન અને વૃત્તિ છે અને યંત્રવત્ રીતે એ ધરેડમાં સપડાયલું છે. આવું મન નવીનને ગ્રહણ કરવા કે અનુભવવા અસમર્થ છે કારણકે જે નવીન છે તે સંવેદનથી કે જે જૂનું છે એનાથી પર હોવું જોઈએ. એટલે આ યંત્રવત્ ક્રિયા અને એનાં સંવદનોનો અંત આવવો જોઈએ. ખરૂં ને? વધારેની માગણી, સંકેતો, શબ્દો, મૂર્તિઓ અને એમનાં સંવેદનોની માગણી—આ સઘળાનો અંત આવવો જોઈએ. આમ થાય ત્યારે જ સર્જનની જે અવસ્થામાં નવીનનું પ્રાકટ્ય થાય છે તે સર્જનની અવસ્થા મન અનુભવી શકે શબ્દોથી, ટેવોથી, વિચારોથી અંજાઈ ગયા વિના જો તમે સમજો અને મન પર નવીનની સતત છાપ પડે એ કેટલું જરૂરી છે એ તમે જાણો તો વૃત્તિની ક્રિયાને, ધરેડને. કંટાળાને, અનુભવની સતત ઇચ્છાને,

તમે સમજી શકશો ત્યારે જ તમને જણાશે કે જે માણસ ખરેખર શોધી રહ્યો છે તેને માટે ઇચ્છાનું રહસ્ય જીવનમાં બહુ જ થોડું છે. ખરું છે કે અન્ન, વસ્ત્ર અને નિવાસ વગેરે જેવી શારીરિક જરૂરીઆતો છે પણ એ ચિત્તની માગણીઓ બનતી નથી, એ વડે મન વૃત્તિના કેન્દ્રરૂપ બનતું નથી. શારીરિક જરૂરીઆતો બાદ કરતાં, કોઈ પણ પ્રકારની ઇચ્છા–મોટાઈની, સત્યની, સદ્‌ગુણની–ચિત્તલક્ષી ક્રિયા બને છે અને એ વડે મન ' હું 'નો ખ્યાલ રચે છે અને કેન્દ્રરૂપે પ્રબળ થાય છે.

જ્યારે આ ક્રિયા તમે સમજો, એનો વિરોધ કર્યા વિના, પ્રલોભન રાખ્યા વિના, પ્રતિક્રિયા વિના, એનો બચાવ કે ન્યાય કર્યા વિના, જો તમને ખરેખર એની જાણ થાય તો તમને જણાશે કે મન નવીનતે ગ્રહણ કરી શકે એમ છે અને નવીન એ સંવેદન નથી માટે જ એની ઓળખ થઈ શકે નહિ, એનો પુનઃ અનુભવ થઈ શકે નહિ. એ એક એવી અવસ્થા છે જેમાં આમંત્રણ વિના, સ્મૃતિ વિના, સર્જનશીલતા પ્રકટે છે અને એ જ પરમ સત્ય છે

## પ્રકરણ ચૌદમું

# સંબંધ અને જુદાઈ

જીવન એટલે અનુભવ, સંબંધમાં થતો અનુભવ. માણસ સંબં વિના રહી શકતો નથી એટલે જીવન એટલે જ સંબંધ અને સંબં એટલે કાર્ય. સંબંધ એટલે જે જીવન છે એને સમજવાની શક્તિ માણસમાં કેવી રીતે આવી શકે? સંબંધનો અર્થ વ્યક્તિઓ સાથે જ એકત નહિ પણ વસ્તુઓ અને વિચારો સાથેનો ગાઢ સંબંધ પણ નહિ। જીવન એટલે જ સંબંધ અને તે વસ્તુઓ, વ્યક્તિઓ અને વિચારો સાથેન સંપર્ક દ્વારા જ પ્રગટ થાય છે. સંબંધની ક્રિયા સમજવાથી આપણે જીવનને સંપૂર્ણ અને યથાર્થ રીતે સમજવાની શક્તિ પ્રાપ્ત કરીશું એટલે શક્તિ એ આપણો પ્રશ્ન નથી—કારણકે શક્તિ સંબંધ સાથે સંકડાયેલી જ છે—પણ સંબંધની ક્રિયા સમજવી એ આપણો પ્રશ્ન છે. એ સમજ આવે તો ત્વરાથી સરળ થવાની, સુવ્યવસ્થિત થવાની, પ્રતિક્રિયા કરવાની શક્તિ સ્વાભાવિક રીતે આવશે.

ખરેખર સંબંધરૂપી અરીસામાં તમે કેવા છો એ જોઈ શકો છો, સંબંધ વિના તમારું જીવન નથી; જીવન એટલે જ સંબંધ; કોઈના સંબંધમાં આવવું એ જ જીવન. સંબંધમાં જ તમારું જીવન છે, નહિ તો તમારું જીવન નથી, તમારા જીવનનો કોઈ અર્થ નથી. તમે હયાત છો તેમ માનો છો તેથી તમે અસ્તિત્વમાં આવતા નથી. તમે કોઈના સંબંધમાં છો માટે તમારું અસ્તિત્વ છે અને સંબંધની સમજ ન હોવાથી ઘર્ષણ પેદા થાય છે.

વધારે પ્રાપ્ત કરવાના, વધારે પરિવર્તન કરવાના, કાંઈક વધારે થવાના, સાધનરૂપે આપણે સંબંધનો ઉપયોગ કરીએ છીએ તેથી સંબંધ વિષેની સમજ આવતી નથી. સંબંધ એ પોતાને ઓળખવાનું

સાધન છે કારણ કે સંબંધ એટલે જ જીવન, એજ જીવન-સંબંધ વિના મારું અસ્તિત્વ નથી. મારી જાતને સમજવા માટે મારે સંબંધની ક્રિયા સમજવી જોઈએ. સંબંધ એવો અરીસો છે જેમાં હું મારું દર્શન કરી શકું. એ અરીસો આડો અવળો પણ કરી શકાય અગર એમાં જે છે એનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે એવો પણ કરી શકાય. પણ ઘણાઓ આ સંબંધના અરીસામાં પોતાને ગમતી વસ્તુઓ જ જુએ છે; જે છે એને આપણે જોતા નથી. વર્તમાનમાં જ એ સંબંધને સમજવા કરતાં કોઈ આદર્શ કલ્પનાઓ કરવી, છટકી જવું, અને ભવિષ્યમાં રહેવું આપણે વધારે પસંદ કરીએ છીએ.

જો આપણે આપણું જીવન, બીજા સાથેનો આપણો સંબંધ, તપાસીએ તો જણાશે કે એ બીજાથી જુદા થવાની જ ક્રિયા છે. આપણને ખરેખર બીજાની કાંઈ જ પડી નથી, આપણે એ વિષે ઘણી વાતો કરીએ છીએ છતાં વાસ્તવિક રીતે બીજાની આપણને કશી જ પડી નથી. જ્યાંસુધી સબંધથી આપણને સંતોષ મળતો હોય, જ્યાં-સુધી આપણને આશરો મળતો હોય, જ્યાંસુધી આપણને એ ગમતો હોય, ત્યાં સુધી અન્ય સાથે આપણને સંબંધ હોય છે. પણ જે પળે એ સંબંધમાં વિક્ષેપ પડે અને આપણામાં બેચેની ઉત્પન્ન થાય એ જ પળે આપણે એ સંબંધને તજી દઈએ છીએ. બીજા શબ્દમાં કહીએ તો જ્યાંસુધી આપણને સંતોષ મળે ત્યાંસુધી જ સંબંધ ટકી રહે છે. આ કદાચ તમને કડવું લાગે પણ જો તમે તમારું જીવન બારીકાઈથી તપાસો તો તમને જણાશે કે આ સત્ય હકીકત છે. હકીકતથી દૂર રહેવું એ અજ્ઞાનમાં જીવવા જેવું છે અને એથી સાચા પ્રકારનો સબંધ કદી પણ શક્ય બની શકે નહિ. જો આપણે આપણું જીવન તપાસીએ અને સંબંધનું નિરીક્ષણ કરીએ તો આપણને જણાશે કે એ બીજા સામે દીવાલ ઊભી કરવાની જ ક્રિયા છે. અને એ દીવાલ પરથી આપણે અન્યને નીરખીએ છીએ. એ દીવાલને આપણે હંમેશા ટકાવી રાખીએ છીએ અને એની પાછળ રહીએ છીએ, પછી એ દીવાલ ચિત્તલક્ષી હોય,

ભૌતિક હોય, આર્થિક કે રાષ્ટ્રીય હોય; જ્યાંસુધી આપણે દીવાલ પાછળ બીજાનાથી વિમુખ રહીએ છીએ ત્યાંસુધી બીજા સાથે આપણને સંબંધ હોતો જ નથી અને આપણે મર્યાદિત જ રહીએ છીએ કારણકે એ વધારે સંતોષ આપનારું છે અને વધારે સલામત છે એમ આપણે માનીએ છીએ. દુનિયા એટલી બધી જુદાઈ કરાવનારી છે, એમાં એટલુ બધું દુઃખ, એટલી બધી વેદના, એટલા વિગ્રહો, એટલો વિનાશ આવેલાં છે કે એમાથી છટકી જઈ આપણી ચિત્તની સલામતીની દીવાલોમા પૂરાઈ રહેવું આપણને ગમે છે એટલે આપણામાના ઘણાઓ માટે સંબંધ એ વાસ્તવિક રીતે જુદા થવાની જ ક્રિયા છે અને દેખીતું જ છે કે આવા સંબંધથી એકબીજામાં જુદાઈ ઉત્પન્ન કરે એવો જ સમાજ રચી શકાય. જગતભરમાં આમ જ બની રહ્યું છે. તમે તમારા એકાન્તમા રહો છો અને દીવાલ પરથી તમારો હાથ લંબાવો છો. એને તમે રાષ્ટ્રવાદ, બધુભાવ અગર ગમે તે કહો છો પણ વાસ્તવિક જોતાં સામ્રાજ્યો, સૈન્ય, ચાલુ જ રહે છે. તમે તમારી મર્યાદાઓને વળગી રહો છો છતાં તમે જગતની એકતા, વિશ્વશાતિ, લાવી શકો એમ માનો છો. આ કાર્ય અશક્ય છે. જ્યાસુધી રાષ્ટ્રીય, આર્થિક, ધાર્મિક કે સામાજીક સરહદો છે ત્યાસુધી જગતમાં શાતિ આવી શકે નહિ એ દેખીતી વાત છે.

જુદા થવાની ક્રિયા એ સત્તા મેળવવાની જ ક્રિયા છે માણસ પોતાને માટે કે પોતાના વર્ગ માટે કે પોતાના દેશ માટે સત્તા માગી રહ્યો હોય ત્યાસુધી જુદાઈ રહેવાની જ કારણકે સત્તાની, પદવીની, ઇચ્છા જ જુદાઈ કરાવનાર છે. પણ દરેક જણ એ જ માગે છે. નહિ વારુ ? દરેકને ઊંચી પદવી જોઇએ છે કે જેથી પોતે ઘરમાં, ઓફિસમા, કે અમલદારશાહી રાજતત્રમા પોતાનો અધિકાર વાપરી શકે. દરેક જણ સત્તા શોધી રહ્યો છે અને એથી એ એવો સમાજ ઉત્પન્ન કરશે જે લશ્કરી, ઔદ્યોગિક કે આર્થિક સત્તા વગેરે પર રચાયેલો હશે એ પણ ઝટ સમજાય એવી વાત છે. સત્તાની વૃત્તિ જ જુદાઈ કરાવનારી નથી ? આ બાબત સમજવી મહત્ત્વની છે કારણકે જે માણસ શાંતિમય જગત

માગી રહ્યો છે, જે જગતમાં વિગ્રહો ન રહે, જ્યાં ભય પમાડે એવો વિનાશ ન હોય, જ્યાં વિપત્તિ અને અપાર દુઃખ ન હોય એવું જગત જે માણુસ માગી રહ્યો છે તેણે આ મૂળ પ્રશ્ન સમજવો જોઈએ. નહિ વારૂ ? જે માણુસ માયાળુ છે, જે પ્રેમાળ છે, એનામાં સત્તાનો ભાવ હોતો જ નથી તેથી એવો માણુસ કોઈ પણ દેશને કે કોઈ પણ ધ્વજને વરેલો નથી. એને માટે કોઈ ધ્વજ રહેતો નથી.

બીજાથી વિખૂટા રહેવા જેવું કાંઈ છે જ નહિ. કોઈ પણ દેશ, કોઈ પણ પ્રજા, કોઇ પણ વ્યક્તિ અન્યથી વિખૂટી રહી શકે જ નહિ છતાં તમે અનેક રીતે સત્તા શોધી રહ્યા છો એટલે તમે જુદાઈ ઉત્પન્ન કરો છો. રાષ્ટ્રવાદી માણુસ શ્રાપરૂપ છે કારણકે પોતાની રાષ્ટ્રવાદી અને સ્વદેશાભિમાની ભાવનાથી એ જુદાઈની દીવાલ ચણી રહ્યો છે. એ પોતાના દેશ સાથે એટલો બધો એકરૂપ થયેલો છે કે એ બીજાની આડે દીવાલ ઊભી કરે છે તમે જ્યારે કોઈની પણ આડે દીવાલ ઊભી કરો ત્યારે શુ બનવા પામે ? એ વસ્તુ તમારી દીવાલ સાથે હમેશા અથડાયા જ કરે છે. જ્યારે તમે કોઈની સામે પ્રતિક્રિયા કરો ત્યારે એ પ્રતિક્રિયા જ દર્શાવે છે કે તમારી અને એ બીજા વચ્ચે ઘર્ષણ પેદા થયુ છે. માટે રાષ્ટ્રવાદ જે વિભક્ત થવાની ક્રિયા છે, જે સત્તાની શોધનુ પરિણામ છે, તે જગતમા સુલેહશાતિ લાવી શકે નહિ. જે માણુસ રાષ્ટ્રવાદી છે અને છતા ય બંધુભાવની વાતો કરે છે એ જૂઠું બોલી રહ્યો છે, એ વિરોધાભાવવાળી દશામાં જીવી રહ્યો છે.

અધિકારની, પદવીની, સત્તાની ઇચ્છા વિના માણુસ જગતમાં રહી શકે ? રહી શકે એ દેખીતું જ છે. જ્યારે પોતાનાથી વધારે મહાન સાથે એ એકરૂપ ન બને ત્યારે એ એવી રીતે રહી શકે છે. પક્ષ, દેશ, પ્રજા, ધર્મ, ઇશ્વર જેવી કોઇ વધારે મહાન બાબત સાથે એકરૂપ થવું એ જ સત્તાની શોધ છે તમે તમારામા ખાલી છો, અચેત છો, નબળા છો, એટલે કોઇ વધારે મહાન સાથે એકરૂપ થવુ તમોને ગમે છે. કોઇ વધારે મહાન સાથે એકરૂપ થવાની ઇચ્છા એ જ સત્તાની માગણી છે.

સંબધ એ પોતાને પ્રકટ કરવાની ક્રિયા છે અને પોતાની જાતને ઓળખ્યા વિના પોતાનાં મન હૃદયની રીતો જાણ્યા વિના, કેવળ બહારની સુવ્યવસ્થા આણવી, કોઈ પદ્ધતિ, કોઈ બાહોશ મંતવ્ય ઘડવાં એનો કોઈ અર્થ નથી. બીજા સાથેનો પોતાનો સંબંધ સમજવો એ જ મહત્ત્વનું છે. આમ થાય ત્યારે જ સંબધ એ વિભક્ત થવાની ક્રિયા બનતી નથી પણ એ એક એવો પ્રસંગ બને છે જેમાં તમે તમારા આશયો, તમારા વિચારો, તમારાં કાર્યો, જોઈ શકો છો. એ જાણવું એ જ મુક્તદશાની શરૂઆત છે, એ જ પરિવર્તનનો આરંભ છે.

## પ્રકરણ પંદરમું

# વિચારક અને વિચાર

આપણા બધા અનુભવોમાં અનુભવ કરનાર, નિરીક્ષણ કરનાર હોય છે. એ વધારે ને વધારે મેળવે છે અગર ત્યાગ કરે છે. આ ક્રિયા શું ખોટી નથી અને એ એવી ક્રિયા નથી જે સર્જન અવસ્થા લાવી શકે નહિ? જો એ ખોટી ક્રિયા જ હોય તો આપણે સદંતર એને દૂર કરી શકીએ અને એને નાબૂદ કરી શકીએ? જ્યારે હું મનરૂપે અનુભવ ન કરૂં અને આ ખોટી ક્રિયાની મને જાણ થાય અને એવું સમજું કે એક એવી અવસ્થા છે જેમાં મન એ જ વિચાર છે ત્યારે જ આ બની શકે.

જ્યાંસુધી હું અનુભવ કરૂં છું, જ્યાંસુધી હું કાંઈ થવા મથું છું ત્યાંસુધી આ બે ક્રિયાઓ રહેવાની જ. ત્યાંસુધી વિચાર કરનાર (મન) અને વિચાર એમ બે જુદી ક્રિયાઓ કાર્ય કરવાની જ. એમાં સમગ્રતા રહેલી નથી. એમાં વ્યક્તિ તરીકે, સમૂહ તરીકે, પ્રજા વગેરે તરીકે કાંઈક થવાના અથવા નહિ થવાના કાર્યના સંકલ્પવડે કાર્ય કરતું કેન્દ્ર હોય છે જ. આ ક્રિયા સર્વ સ્થળે ચાલી રહી છે. જ્યાંસુધી અનુભવ કરનાર અને અનુભવ એવા પ્રયત્નના બે ભાગ પાડવામાં આવે છે ત્યાં સુધી સડો રહેવાનો જ. જ્યારે મન નિરીક્ષણ કરનાર ન રહે ત્યારે જ સમગ્રતા શકય બને છે. અત્યારે મન અને વિચાર, નિરીક્ષણ કરનાર અને નિરીક્ષિત, અનુભવનાર અને અનુભૂત છે એમ આપણે જાણીએ છીએ; આ બે જુદી સ્થિતિઓ છે અને આ બેને એક કરવાનો આપણો પ્રયાસ છે.

સંકલ્પ બળથી કરેલા કાર્યમાં હમેશાં બે ક્રિયાઓ રહેલી છે. જુદાઈ કરાવનાર આ સકલ્પ બળથી પર જઈ આ બે ક્રિયાઓ ન હોય એવી કોઈ અવસ્થા શોધી કાઢવી શકય છે? મન અને વિચાર એક જ છે એવી અવસ્થાનો સીધો અનુભવ કરવામાં આવે ત્યારે જ આ શકય બને છે. અત્યારે આપણે એમ માનીએ છીએ કે વિચાર મનથી જુદો

છે. પણ એ વાત સાચી છે? એમ હોય એ માનવું આપણને ગમે કારણકે એમ બને તો મન પોતાના વિચારોવડે હરેક બાબતની સમજૂતી આપી શકે. મનનો પ્રયત્ન કાંઈક વધારે કે કાંઈક ઓછું થવાનો જ હોય છે માટે આ પ્રયત્નમાં, સકલ્પના એ કાર્યમાં, કાંઈક થવામાં સળો લાવનારૂં તત્ત્વ રહેલું છે. આ રીતે આપણે કોઈ સાચી ક્રિયાને નહિ પણ ખોટી ક્રિયાને વળગી રહીએ છીએ.

મન અને વિચાર બે જુદાં છે? જ્યાંસુધી એ જુદાં છે, ભિન્ન છે, ત્યાંસુધી આપણો પ્રયત્ન અફળ છે, આપણે કોઈ ખોટી ક્રિયાને વળગી રહીએ છીએ અને એ વિનાશ અને સળો લાવે છે. મન વિચારથી જુદું હોય એમ આપણે માનીએ છીએ. જ્યારે મને માલમ પડે કે હું લોભી છું, માલિકી ભાવનાવાળો છું, નિર્દય છું, ત્યારે મારે એવા ન થવું જોઈએ એમ હું માનું છું. પછી મન પોતાના વિચારોમાં ફેરફાર કરવા યત્ન કરે છે એટલે કાંઈક થવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પ્રયત્નની એ ક્રિયામાં આ બે જુદી ક્રિયાઓ છે એવી ભ્રાંતિની પાછળ એ જાય છે જ્યારે સાચી વાત તો એ છે કે એ બે એક જ ક્રિયા છે. આપણા સળાનું મૂળ કારણ આ છે એમ મને લાગે છે.

અનુભવનાર અને અનુભવ એવી બે જુદી ક્રિયાઓ ન હોય અને એ એક જ છે એ અવસ્થાનો અનુભવ કરવો શકય છે? એ અનુભવ થાય તો જ સર્જક થવાનુ રહસ્ય આપણે સમજી શકીએ અને માણસ ગમે તે સબંધમાં હોય છતાં કોઈ પણ કાળે જેમાં સળો ન હોય એવી અવસ્થા કઈ છે એ જાણી શકે

હુ લોભી છું; લોભ અને હું જુદા નથી. માત્ર એક જ વસ્તુ છે અને તે લોભ. હુ લોભી છુ એનું જો મને ભાન થાય તો શું બને? સામાજિક કે ધાર્મિક કારણોસર હુ લોભી નહિ થવા પ્રયત્ન કરૂં. એ પ્રયત્ન એક નાના વર્તુળમા જ હોય છે. એ વર્તુળને હુ લંબાવું છતાં એ મર્યાદિત જ રહેશે માટે જ એમાં સળાનું તત્ત્વ રહેલુ છે પણ જો હુ વધારે ઊંડાણથી અને બારીકાઈથી તપાસું તો મને જણાશે કે પ્રયત્ન કરનાર જ લોભનું કારણ (મૂળ) છે અને એ પોતે જ લોભ છે'

વળી મને એમ પણ જણાશે કે 'હું' અને લોભ જુદાં નથી પણ કેવળ લોભ જ છે જો હું સમજું કે હું લોભી છું અને એવો કોઈ નિરીક્ષક નથી જે લોભી છે પણ હું પોતે જ લોભ છું તો આપણો આખો પ્રશ્ન બદલાઈ જાય છે, એ પ્રત્યેની આપણી પ્રતિક્રિયા બદલાઈ જાય છે; પછી આપણો પ્રયત્ન વિઘાતક હોતો નથી

જ્યારે તમે પોતે જ લોભરૂપ છો, તમે જે કાંઈ કાર્ય કરો છો તે લોભરૂપ છે, ત્યારે તમે શું કરી શકશો? દુર્ભાગ્યે આ દૃષ્ટિએ આપણે જોતા નથી 'હું' એક મહાન વ્યક્તિ સમાન આપણામાં છે, એક સૈનિકની માફક એ દમન કરે છે અને અધિકાર ભોગવે છે એ ક્રિયા જ મારે મન વિનાશકર્ત્તા છે. એ એક ભ્રાંતિ છે અને આપણે એ શા માટે કરીએ છીએ તે આપણે જાણીએ છીએ મારૂં અસ્તિત્વ જારી રાખવા માટે હું શુદ્ધાત્મા ને દેહાત્મા છુ એવા ભાગ પાડુ છુ જો સંપૂર્ણપણે ફક્ત લોભ જ હોય અને 'હું' લોભ વિષે કોઈ ક્રિયા કરનાર ન હોય પણ હું જ સદંતર લોભ છુ તો શુ બનવા પામે? ખરેખર, એમ થાય તો કોઈ જુદી જ ક્રિયા શરૂ થાય છે, કોઈ જુદો જ પ્રશ્ન ખડો થાય છે એ પ્રશ્ન જ જેમાં 'હું' અધિકાર ભોગવતું હોય, કાંઈક થવા કે કાંઈક તજવા પ્રયત્ન કરતુ હોય, એવું ભાન ન હોય એ જ સર્જક છે. જો આપણે સર્જક થવું હોય તો એ અવસ્થાએ આપણે આવવું જ પડશે એ અવસ્થામાં પ્રયત્ન કરનાર રહેતો નથી એ અવસ્થા શું છે એનું શબ્દથી કથન કરવાની કે એ શું છે એ શોધી કાઢવા પ્રયત્ન કરવાની એ બાબત નથી એમ કરવા જતાં તમે એ અવસ્થા કદી પ્રાપ્ત કરી શકશો નહિ પ્રયત્ન કરનાર અને જેના વિષે એ પ્રયત્ન કરે છે એ બે એક જ છે એ સમજવુ એ જ મહત્ત્વનુ છે એમા પુષ્કળ સમજ અને જાગૃતિની જરૂર પડે છે તથા મન પોતાના ઉચ્ચ અને નીચ એવા બે ભાગ કેવી રીતે પાડે છે—ઉચ્ચ ભાગ સલામતી, ચિરસ્થાયીપણું શોધનારો છે—એ સમજવાની જરૂર છે, મન પોતાના આવા બે ભાગ પાડે છતા એમા વિચારની જ અને તેથી એ કાળની જ ક્રિયા છે. આનો જો આપણને સીધો અનુભવ થાય તો તમને જણાશે કે કોઈ નવી બાબત જ ઉપસ્થિત થાય છે.

## પ્રકરણ સોળમું

# વિચારો આપણા પ્રશ્નોનું નિરાકરણ કરી શકે?

વિચારોથી આપણા પ્રશ્નોનો ઉકેલ થયો નથી અને હું ધારું છું કે વિચારોથી આપણા પ્રશ્નોનો ઉકેલ કદી પણ થઈ શકે નહિ. આપણા ગૂંચવાડાનો અંત લાવવા માટે આપણે બુદ્ધિબળ પર આધાર રાખ્યો છે. આપણી બુદ્ધિ જેમ વધારે તીવ્ર, મહાન, સૂક્ષ્મ તેમ પદ્ધતિઓ, મંતવ્યો અને વિચારોની વિવિધતા સવિશેષ. વિચારોથી આપણા કોઈ પણ માનવ પ્રશ્નનો ઉકેલ થતો નથી. વિચારોથી આપણી મુસીબતનો અંત નથી જ આવતો. મને લાગે છે કે આપણે પ્રથમ વિચારની ક્રિયા સમજવી જોઈએ અને એનાથી પર જવું જોઈએ. કારણકે જ્યારે વિચારનો અંત આવે ત્યારે આપણે આપણા વ્યક્તિગત પ્રશ્નોનો જ નહિ પણ સમૂહગત પ્રશ્નોનો ઉકેલ કરે એવો કોઈ માર્ગ કદાચ શોધી શકીશું.

વિચારોથી આપણા પ્રશ્નોનો ઉકેલ આવ્યો નથી. બાહોશ માણસો, ફિલસૂફો, વિદ્વાનો, રાજકીય નેતાઓ, આપણા કોઈ પણ માનવ પ્રશ્નનો જે એકબીજા સાથેના સંબંધનો જ પ્રશ્ન છે તેનો ઉકેલ લાવી શક્યા નથી. આપણા પ્રશ્નોને તપાસવા અને એ રીતે એનું નિરાકરણ લાવવા આજસુધી આપણે મનનો, બુદ્ધિનો જ ઉપયોગ કર્યો છે. વિચાર આપણા પ્રશ્નોનો કદી પણ અંત લાવી શકે? પ્રયોગશાળામાં કે ચિત્ર-કળાના વર્ગમાં કાર્ય કરતા વિચારને બાદ કરીએ તો બીજા બધા વિચારો સ્વરક્ષણ કરનારા, સ્વનુ અસ્તિત્વ જાળવી રાખનારા અને મર્યાદિત નથી? વિચારની ક્રિયા જ સ્વલક્ષી નથી? અને જે પ્રશ્નો વિચારે જ ઉત્પન્ન કર્યા છે તે પ્રશ્નોનું નિરાકરણ આવા વિચારો કદી પણ કરી શકે ખરા? જે મને પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે તે મન પોતે જ ઉત્પન્ન કરેલી વસ્તુઓનો અંત લાવી શકે?

ખરેખર વિચારની ક્રિયા એક પ્રતિક્રિયા છે. જો હું તમને પ્રશ્ન પૂછુ તો તમે તેનો જવાબ તમારા સ્મરણ મુજબ, તમારા પૂર્વગ્રહો મુજબ, તમારા ઉછેર મુજબ, વાતાવરણ મુજબ તથા તમારી મર્યાદાની આખી ગુપ્તભૂમિ મુજબ, આપો છો તમે એ મુજબ જ જવાબ વાળો છો, એ મુજબ જ વિચાર કરો છો. આ ગુપ્તભૂમિનું કેન્દ્ર 'હું' જ છે. જ્યાંસુધી એ ગુપ્તભૂમિ સમજાય નહિ, જ્યાંસુધી એ વિચારક્રિયા, પ્રશ્ન ઉત્પન્ન કરનાર એ મન સમજાય નહિ અને જ્યાંસુધી એનો અંત આવે નહિ ત્યાંસુધી અંદર અને બહાર, વિચાર વૃત્તિ અને કાર્યમાં, ઘર્ષણ રહેવાનું જ કોઈ પણ પ્રકારનો ઉકેલ ગમે એવડો ચતુર હોય, ગમે એવડો વિચારી કાઢેલો હોય, છતાં એ માણસ માણસ વચ્ચેના, તમારી અને મારી વચ્ચેના ઘર્ષણનો અંત લાવી શકે નહિ આ વાત સમજાયા પછી, વિચાર કેવી રીતે અને ક્યા મૂળમાંથી ઉદ્ભવે છે એની જાણ થયા પછી આપણો પ્રશ્ન એ રહે છે કે વિચારનો કદી પણ અંત આવી શકે?

એ આપણો એક પ્રશ્ન છે. ખરૂ ને? વિચાર આપણા પ્રશ્નનો ઉકેલ કરી શકે? પ્રશ્નનો વિચાર કરવાથી તમે એનો ઉકેલ આણ્યો છે? આર્થિક, સામાજિક કે ધાર્મિક, કોઈ પણ પ્રકારના પ્રશ્નનું નિરાકરણ વિચારક્રિયાથી થયું છે? તમારા નિત્ય જીવનમાં તમે પ્રશ્નનો જેમ વધારે વિચાર કરો, તેમ એ વધારે ગૂંચવાડાભર્યો, વધારે અનિશ્ચિત, વધારે અચોક્કસ બને છે. આપણા નિત્ય જીવનમાં આમ નથી બનતું? પ્રશ્નની કેટલીક બાજુઓ વિચારવાથી તમે બીજાનું દૃષ્ટિબિન્દુ વધારે સ્પષ્ટ રીતે જોઈ શકો પણ વિચાર પ્રશ્નને એના સંપૂર્ણ સ્વરૂપમાં કદી પણ સમજી શકે નહિ. એ તો કેવળ પ્રશ્નના કેટલાક ભાગ જ સમજી શકે અને એવો જવાબ સંપૂર્ણ જવાબ ન કહેવાય માટે જ એ પ્રશ્નનું નિરાકરણ પણ ન જ કહેવાય.

પ્રશ્નનો જેમ આપણે વધારે વિચાર કરીએ, જેમ એનું સંશોધન કરીએ, પૃથક્કરણ કરીએ, એની ચર્ચા કરીએ તેમ એ વધારે ગૂંચવાડાભર્યો બને છે. માટે પ્રશ્નને સંપૂર્ણ રીતે, સમજભરી રીતે તપાસવો

શકય છે? એ કેમ બની શકે?. મને લાગે છે કે એ જ આપણી મુખ્ય મુસીબત છે. આપણા પ્રશ્નો વધે જ જાય છે,–વિગ્રહ માથા પર ઝઝૂમી રહ્યો છે, આપણા સંબંધોમાં હરેક પ્રકારના વિક્ષેપો આવે છે–એ સઘળાને આપણે સંપૂર્ણ રીતે અને સમજપૂર્વક કેવી રીતે સમજી શકીએ? આપણે જ્યારે એમને એમના વિભાગોમાં નહિ પણ સમગ્ર રીતે તપાસીએ ત્યારે જ એમનો ઉકેલ થઈ શકે. એ બને ક્યારે? વિચારની ક્રિયા જેનું મૂળ 'હું'માં, મનમાં, પ્રથાની, મર્યાદાની, પૂર્વગ્રહની, આશાની, નિરાશાની, ગુપ્તભૂમિમાં છે, તેનો અંત આવે ત્યારે જ એ શક્ય છે. પૃથક્કરણ કરીને નહિ પણ એને એના નગ્ન સ્વરૂપમાં સમજીને, એક સિદ્ધાંત રૂપે નહિ પણ એક હકીકત રૂપે એની જાણ થવાથી, કોઈ પરિણામ લાવવાના આશયથી મનનો લય કરવાનો પ્રયત્ન કરીને નહિ પણ મનની, 'હું'ની સતત ક્રિયાને સમજીને, આ મનને (અહમ્‌ને) આપણે સમજી શકીએ? એનો નાશ કરવાના કે એને પ્રબળ કરવાના કોઈ પણ કાર્ય વિના આપણે એને તપાસી શકીએ? એ જ પ્રશ્ન છે. ખરું ને? જો આપણા દરેકના જીવનમાં સત્તા, પદવી, પ્રમાણ, સાતત્ય, સ્વરક્ષણની ઇચ્છાવાળા 'હું'ના કેન્દ્રનું અસ્તિત્વ ન રહે તો જરૂર આપણા પ્રશ્નોનો અંત આવે.

મન એક એવો પ્રશ્ન છે જેનું નિરાકરણ વિચારથી થઈ શકે નહિ. એનો અંત લાવવા માટે વિચારરૂપ ન હોય એવી જાગૃતિ જોઈએ. અહમ્‌ની (મનની) ક્રિયાની તિરસ્કાર કે બચાવ કર્યા વિના જાણ થાય–ફક્ત જાણ થાય–એ જ બસ છે. પ્રશ્નનો અંત કેમ લાવવો, એનું પરિવર્તન કેમ કરવું, પરિણામ કેમ પ્રાપ્ત કરવું, એ દૃષ્ટિએ જો તમે જાગૃત હશો તો એ મનની, 'હું'ની જ મર્યાદા છે. જ્યાંસુધી આપણે પૃથક્કરણદ્વારા, જાગૃતિદ્વારા, દરેક વિચારની સતત પરીક્ષાદ્વારા, પરિણામ જ શોધીએ છીએ ત્યાંસુધી એ વિચારનું જ ક્ષેત્ર છે, 'હું'નું, મનનું, અહમ્‌નું અગર જે કહો એનું જ ક્ષેત્ર છે.

જ્યાંસુધી મનની ક્રિયા ચાલુ છે ત્યાંસુધી પ્રેમ હોય જ નહિ. જ્યારે પ્રેમ પ્રકટ થાય ત્યારે આપણા સામાજિક પ્રશ્નો રહેશે નહિ પણ

પ્રેમ કોઈ એવી બાબત નથી જે પ્રાપ્ત કરી શકાય એક નવા વિચારની જેમ, એક નવા હથિયારની જેમ, એક નવી વિચારણાની જેમ, મન એને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે પણ જ્યાંસુધી વિચારથી પ્રેમ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે ત્યાંસુધી મન પ્રેમની અવસ્થા પ્રાપ્ત કરી શકે નહિ જ્યાંસુધી મન નિર્લોભની સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, જ્યાંસુધી પ્રેમની અવસ્થા અનુભવવા માટે મન ખ્વાહેશ રાખે છે, ઇચ્છા સેવે છે, નિયમન કરે છે, ત્યાંસુધી મન એ અવસ્થાનો ઇનકાર કરી રહ્યું છે. નહિ વારૂ ?

જીવનના આ ગૂંચવાડાભર્યા પ્રશ્નને સમજીએ તથા આપણા વિચારની ક્રિયાથી વાકેફ થઇએ અને એનું કાંઈ પરિણામ આવતું નથી એનું આપણને ઊંડાણથી ભાન થાય ત્યારે જ સમજની અવસ્થા આવે છે અને એ સમજ વ્યક્તિની કે સમૂહની હોતી નથી ત્યારે જ વ્યક્તિનો સમાજ સાથેનો, વ્યક્તિનો સમૂહ સાથેનો, વ્યક્તિનો સત્ય સાથેનો, સંબંધ રહેતો નથી કારણકે પછી સમજ જ હોય છે જે વૈયક્તિક પણ નથી કે અવૈયક્તિ પણ નથી. મને લાગે છે કે આવી સમજ જ આપણા અસંખ્ય પ્રશ્નોનું નિરાકરણ કરી શકે. એ કશાનું પરિણામ હોઈ શકે નહિ; જ્યારે આપણે આપણા વિચારની સમગ્ર ક્રિયા માત્ર ઉપલક જ નહિ પણ ઊંડાણથી સમજીએ ત્યારે જ એ અસ્તિત્વમાં આવે છે.

આવા કોઈ પણ પ્રશ્નને સમજવા માટે આપણું મન તદ્દન શાંત અને સ્થિર હોવું જોઈએ કે જેથી એમાં વિચારો કે માન્યતાઓ દાખલ કર્યા વિના અને કોઈ બીજી દિશાએ મન ચલિત થયા વિના એ પ્રશ્નને મન તપાસી શકે. આ એક આપણી મુસીબત છે કારણકે આપણો વિચાર એક બાબતમાં એકાગ્ર રહેતો નથી. જ્યારે કોઈ પણ બાબત મારે સમજવી હોય, તપાસવી હોય, ત્યારે મારે એનો વિચાર કરવો પડતો નથી. હું એને તપાસું છું. જે પળે હું વિચાર કરવા માંડું એ વિષે વિચારો અને અભિપ્રાય ધરાવતો થાઉં તે જ પળે વિક્ષેપની સ્થિતિ શરૂ થાય છે અને મારે જે બાબત સમજવી જોઈએ એનાથી મારૂં મન કોઈ બીજી બાબત તરફ વળે છે. એટલે જ્યારે પ્રશ્ન હોય છે ત્યારે વિચાર વિક્ષેપરૂપ બને

છે—વિચાર એટલે કોઈ ચોકઠું, અભિપ્રાય, ન્યાય, સરખામણી,—અને એ જ પ્રશ્નને તપાસવા દેતું નથી, સમજવા દેતું નથી અને એનો અંત લાવવા દેતું નથી. દુર્ભાગ્યે આપણામાંના ઘણાઓ માટે વિચાર મહત્ત્વનો થઈ પડ્યો છે. તમે કહેશો કે વિચાર વિના હું કેવી રીતે જીવી શકું, અસ્તિત્વ ભોગવી શકું ? મારું મન વિચારહીન કેવી રીતે બની શકે ? એવું વિચારહીન મન હોય એ જડતાની, મૂર્ખતાની, અગર જે કહો એની, સ્થિતિ છે અને તમે તરત જ એનો અનાદર કરો છો. પણ જે મન તદ્દન શાંત છે, જે મનમાં પોતાના વિચારોથી વિક્ષેપ પેદા થતો નથી, જે મન ખુલ્લું છે એ મન પ્રશ્નને સીધી રીતે અને સરળ રીતે નિહાળી શકે છે. આપણા પ્રશ્નોને આવા વિક્ષેપ વિના નિહાળવાની શક્તિ એ જ આપણા પ્રશ્નોનું નિરાકરણ છે. એ માટે શાંત મન, સ્થિર મન જોઈએ.

આવું મન કોઈ પણ કાર્યનું પરિણામ નથી, એ કોઈ નિયમન, ધ્યાન કે સયમને પરિણામે નિપજતું નથી. જ્યારે 'હું'નો, વિચારનો, કોઈ પ્રયત્ન ન હોય, કોઈ નિયમન, દમન કે ઉર્ધ્વીકરણ ન હોય ત્યારે જ મનની આ અવસ્થા આવે છે. જ્યારે વિચારની આખી ક્રિયા હું સમજું, જ્યારે કોઈ પણ હકીકતને વિક્ષેપ વિના સમજી શકું, ત્યારે જ આ અવસ્થા આવે છે. એવા ખરેખર શાંત મનની સ્થિર અવસ્થામાં જ પ્રેમ પ્રકટ થાય છે. અને આપણા સઘળા માનવ પ્રશ્નોનો ઉકેલ કેવળ પ્રેમ જ લાવી શકે.

## પ્રકરણ સત્તરમું

# મનનું કાર્ય

જ્યારે તમે તમારા મનનું નિરીક્ષણ કરો છો ત્યારે તમે મનના કહેવાતા ઉપલા વિભાગનું જ નહિ પણ એના અજાગૃત વિભાગનું પણ નિરીક્ષણ કરી રહ્યા છો, મનની ક્રિયા શી છે એ જ તમે તપાસી રહ્યા છો. નહિ વારૂ ? એ જ રીતે તમે સશોધન કરી શકો. મને શું કરવું જોઈએ, એણે કેવા વિચાર અગર કેવું કાર્ય કરવું જોઈએ વગેરે આવરણો એના પર ચઢાવવાં નહિ. એ તો કેવળ શબ્દો ઉચ્ચારવા જેવું છે. જો તમે એમ કહો કે મન આવું હોવું જોઈએ કે આવું હોવું જોઈએ નહિ તો સઘળાં સંશોધનનો અને સઘળી વિચારણાનો અંત આવે છે. અગર જો તમે કોઈના મહા પ્રમાણનો આશરો લો તો પણ તમારી વિચારણાનો અંત આવે છે. નથી આવતો ? જો તમે બુદ્ધનું, ક્રાઈસ્ટનું, કે અન્યનું પ્રમાણ ટાંકો તો સઘળી શોધનો, સઘળી વિચારણાનો, સઘળા સંશોધનનો અંત આવે છે માટે એ બાબતમાં ચેતતા રહેવાની જરૂર છે. જો તમારે મારી સાથે મનના (અહમના) આ પ્રશ્નનું સશોધન કરવું હોય તો મનની એ સઘળી સૂક્ષ્મ ક્રિયા તમારે દૂર કરવી પડશે.

મનનું કાર્ય શું છે ? એ જાણવા માટે મન શું કાર્ય કરી રહ્યું છે એ તમારે જાણવું પડશે. તમારૂં મન શું કાર્ય કરે છે ? એ વિચારની જ ક્રિયા કરે છે. ખરૂં ને ? નહિ તો મનનું અસ્તિત્વ જ રહેતુ નથી મન જાગૃત કે અજાગૃત રીતે વિચાર કરતું ન હોય ત્યારે ચેતના જેવું કાંઈ હોતુ જ નથી આપણા નિત્ય જીવનમાં કાર્ય કરતું મન તેમજ આપણુ અજાગૃત મન આપણા પ્રશ્નોના સંબધમાં શું કાર્ય કરી રહ્યું છે એ આપણે શોધી કાઢવું જોઈએ. મન કેવું હોવું જોઈએ એ દૃષ્ટિએ નહિ પણ એના વાસ્તવિક સ્વરૂપમાં આપણે એને તપાસવુ જોઈએ.

મનની અત્યારની ક્રિયા મુજબ મન શું છે? એ તો વિખૂટા પાડનારી જ ક્રિયા છે. નહિ વારૂ? મૂળરૂપે વિચારની ક્રિયા એવી જ છે. એ વિભાગોમાં જ વિચાર કરે છે અને છતાંય સમૂહગત્ રહે છે. જ્યારે તમે તમારી વિચારક્રિયા તપાસો ત્યારે તમને જણાશે કે એ એક વિભાગી ક્રિયા છે. તમે તમારી પ્રતિક્રિયા મુજબ, તમારા સ્મરણ, તમારા જ્ઞાન, તમારા અનુભવ, તમારી માન્યતા મુજબ વિચાર કરો છો. તમે આ બધાની પ્રતિક્રિયા મુજબ કાર્ય કરો છો. ખરૂં ને? જો હું કહું કે મૂળભૂત ક્રાંતિ થવી જોઈએ તો તમે તરત જ પ્રતિક્રિયા કરો છો. જો તમારી આધ્યાત્મિક કે બીજી કોઈ પણ થાપણ સારી હોય તો 'ક્રાંતિ' શબ્દનો તમે વિરોધ કરશો. આ રીતે તમારી પ્રતિક્રિયાનો આધાર તમારા જ્ઞાન પર, તમારી માન્યતા પર, તમારા અનુભવ પર રહેલો છે. આ એક દેખીતી વાત છે. પ્રતિક્રિયાનાં અનેક સ્વરૂપો છે. તમે કહેશો કે, મારે બંધુભાવવાળા થવું જોઈએ', 'મારે સહકાર કરવો જોઈએ', 'મારે મિત્રભાવે વર્તવું જોઈએ', 'મારે માયાળુ થવું જોઈએ', આ સઘળું શું છે? આ સઘળી પ્રતિક્રિયા છે પણ વિચારની મૂળ પ્રતિક્રિયા વિખૂટા પાડનારી (હૃદયભેદ કરાવનારી) ક્રિયા છે. તમે દરેક જણ તમારા મનની ક્રિયા તપાસી રહ્યા છો એટલે તમારૂં કાર્ય, તમારી માન્યતા, તમારૂં જ્ઞાન, તમારો અનુભવ, તમે તપાસી રહ્યા છો. આ સઘળાં સલામતી આપે છે. નહિ વારૂ? એ સઘળાં સલામતી આપે છે, વિચારની ક્રિયાને બળવાન બનાવે છે. એ ક્રિયા 'હું'ને, મનને, અહમને, પછી તમે એને દેહાત્મા કહો કે શુદ્ધાત્મા કહો પણ એ મનનેજ પ્રબળ બનાવે છે. આપણાં સઘળાં ધાર્મિક અને સામાજિક પ્રમાણો, આપણા સઘળા નિયમો, વ્યક્તિના, જીવભાવના, જુદાઈ કરાવનાર કાર્યના, ટેકારૂપ જ છે. અને એના વિરૂદ્ધમાં સર્વોપરી રાજ્ય જોવામાં આવે છે. જો તમે અજાગૃત મનમાં ઊંડા ઉતરો તો ત્યાં પણ એ જ ક્રિયા નજરે પડશે. ત્યાં આપણે એક ટોળારૂપ છીએ અને આપણા સંયોગોથી, આબોહવાથી, સમાજથી, માતાપિતાથી કે પિતામહથી ઘડાંયેલા છીએ. ત્યાં પણ વ્યક્તિ તરીકે, 'હું' તરીકે,

પોતાનો અધિકાર જમાવવાની વૃત્તિ નજરે પડે છે.

આપણે જાણીએ છીએ એ મુજબ અને રોજની આપણી ક્રિયા મુજબ મનનું કાર્ય વિખૂટા પાડનારી ક્રિયા નથી? તમે તમારો જ મોક્ષ શોધી રહ્યા નથી? ભવિષ્યમાં તમે કાંઈક મહત્ત્વના બનશો અગર આ જીવનમાં જ તમે એક મહાન પુરૂષ કે મહાન લેખક બનશો એવી આશા સેવી રહ્યા છો. આપણું આખું વલણ જ જુદાઈ તરફ લઈ જનારૂં છે. મન એ સિવાય બીજું કાંઈ કરી શકે ખરૂં? મન જુદાઈની દૃષ્ટિએ, અહમ્‌ની સંકુચિત રીતે, વિભાગી રીતે વિચાર ન કરે એ શક્ય છે? એ અશક્ય જ છે. એટલે આપણે મનના પૂજારી બનીએ છીએ અને મનને ઘણું જ મહત્ત્વ આપીએ છીએ. જો તમે જરાક વધારે ચાલાક હો, જરા વધારે સાવધ હો, અને થોડુંક જ્ઞાન કે થોડાક સમાચાર મેળવ્યાં હોય તો સમાજમાં તમે કેવા મહત્ત્વના બનો છો એ તમે જાણતા નથી? જેઓ બુદ્ધિથી તમારા વડીલો હોય, વકીલો હોય, પ્રોફેસરો હોય, વક્તાઓ હોય, મહાન લેખકો હોય, માર્ગદર્શન કરાવનાર અને ગુરુઓ જેવા હોય એમને તમે કેવા પૂજો છો એ તમે જાણતા નથી? તમે બુદ્ધિને અને મનને કેળવ્યાં છે.

મનનું કાર્ય જ જુદાઈ કરવાનું છે, નહિ તો મનનું અસ્તિત્વ જ રહેતું નથી. સૈકાઓથી આ ક્રિયાને ખીલવી છે એટલે આપણને લાગે છે કે આપણે સહકાર કરી શકીએ નહિ; આર્થિક કે ધાર્મિક ભય, પ્રમાણ, દમન વગેરેથી જ આપણું સંચાલન થઈ શકે. જો જાગૃત અને અજાગૃત ભૂમિકાએ આપણા આશયો, હેતુઓ, કાર્યો આ જ પ્રકારનાં હોય તો આપણે કેવી રીતે સહકાર કરી શકીએ? આ કાર્ય લગભગ અશક્ય જ જણાતું હોવાથી ધાર્મિક અને સામાજિક પક્ષો ચોક્કસ પ્રકારનાં નિયમનો લાદે છે. એટલે સાથે મળીને કાર્ય કરવાની ઇચ્છા હોય તો નિયમન અનિવાર્ય થઈ પડે છે.

જ્યાંસુધી આ જુદાઈ કરાવનારી વિચારણાથી, 'હું' અને 'મારૂં'ને મહત્ત્વ આપવાની ક્રિયાથી, પર કેમ થવાય એ સમજીએ નહિ ત્યાંસુધી

શાંતિ આવશે નહિ; ત્યાંસુધી સતત ઘર્ષણ અને વિગ્રહો રહેવાનાં જ. વિચારની જુદાઈ કરાવનારી ક્રિયાનો અંત કેમ લાવવો એ જ આપણો પ્રશ્ન છે. વિચાર એ શબ્દની અને પ્રતિક્રિયાની ક્રિયા હોઈ વિચાર મનનો ક્ષય કરી શકે? વિચાર એટલે જ પ્રતિક્રિયા; વિચાર નવસર્જન કર્તા નથી. આવો વિચાર પોતાનો વિલય કરી શકે? આપણે એ જ શોધી રહ્યા છીએ. 'મારે નિયમન કરવું જોઈએ', 'મારે વધારે સારી રીતે વિચાર કરવો જોઈએ', 'મારે આ કે પેલા થવું જોઈએ', એ દૃષ્ટિએ જ્યાંસુધી આપણે વિચાર કરીએ છીએ ત્યાંસુધી વિચાર કાંઈ થવા અગર ન થવા પોતાનું દમન, નિયમન કરી રહ્યો છે. એ ક્રિયા જ વિમુખ થવાની ક્રિયા નથી? માટે જ એ સમગ્ર રીતે કાર્ય કરતી સંપૂર્ણ સમજ નથી. એમાં સમજ આવે તો જ સહકાર શક્ય છે.

તમે વિચારનો અંત કેવી રીતે લાવી શકો? અગર વિચાર જે વિભક્ત અને અપૂર્ણ છે તેનો અંત કેવી રીતે આવે? તમે એ કાર્ય કેવી રીતે કરશો? તમારા કહેવાતા નિયમનથી એનો અંત આવશે? દેખીતું જ છે કે આટલા વર્ષોથી તમે એ કાર્યમાં સફળ નથી જ થયા, નહિ તો તમે અહિં આવત જ નહિ. નિયમન કરવાની ક્રિયા કેવળ વિચારની જ ક્રિયા છે. એમાં દમન, દબાણ, સંયમ, રહેલાં છે. આ સઘળાં અજાગૃત મનને અસર કરે છે અને વર્ષો જતાં એ પ્રકટ થાય છે માટે આ નિયમનની ક્રિયાને કૃપા કરી તપાસો. આટલા લાંબા સમયથી પ્રયત્ન કરી જોયો અને કાંઈ પરિણામ આવ્યું નહિ એટલે તમને સમજાયું હશે કે અહમનો ક્ષય નિયમનની ક્રિયાથી થઈ શકે નહિ. નિયમનથી અહમનો ક્ષય થઈ શકે જ નહિ કારણકે નિયમન અહમને પ્રબળ બનાવનારી ક્રિયા છે. એમ છતાં તમારા બધાય ધર્મો નિયમનને ટેકો આપી રહ્યા છે; તમારા સઘળાં ધ્યાન અને સઘળાં કથન નિયમન પર જ રચાયેલાં છે. જ્ઞાન અહમનો ક્ષય કરી શકશે? માન્યતાથી એનો અંત આવશે? બીજા શબ્દોમાં કહીએ તો આપણે અત્યારે જે કરી રહ્યા છીએ, અહમના મૂળ સુધી પહોંચવા માટે અત્યારે આપણે જે કાંઈ કરી રહ્યા છીએ, તે અહમને દૂર કરવામાં

સફળ થશે? વિચારની ક્રિયા જે જુદાઈની, વિખૂટાપણાની, ક્રિયા છે તેનો આ નર્યો દુર્વ્યય નથી? વિચારનો અંત આવે જ નહિ એમ જ્યારે તમને ખરેખર ઊંડાણથી સમજાય ત્યારે તમે શું કરો છો? ત્યારે શું બને? તમારી જાતને તપાસો. જ્યારે તમને આ બાબતની સંપૂર્ણ જાણ થાય ત્યારે શું બને છે? ત્યારે તમને સમજાય છે કે કોઈ પણ પ્રતિક્રિયા મર્યાદિત છે અને મર્યાદાથી આરંભે કે અંતે મુક્ત અવસ્થા આવતી નથી—વળી મુક્ત અવસ્થા આરંભે જ હોય છે, અંતે નહિ.

જ્યારે તમને સમજાય કે કોઈ પણ પ્રતિક્રિયા મર્યાદાનો જ પ્રકાર છે અને તેથી જુદી જુદી રીતે અહમ્‌ને જારી રાખે છે ત્યારે વાસ્તવિક રીતે શું બને છે? આ વિષે તમારે બહુ સ્પષ્ટ સમજ મેળવવી જોઈએ. માન્યતા, જ્ઞાન, નિયમન, અનુભવ, પરિણામ કે ધ્યેય પ્રાપ્ત કરવાની આખીય ક્રિયા, મહત્ત્વાકાંક્ષા, આ જીવતમાં કે ભવિષ્યના જીવનમાં કાંઈક થવાની આશા,—આ સઘળાં ય જુદાઈ કરાવનાર છે, વિનાશ, વિગ્રહ અને દુઃખ લાવનાર છે; અને તમને સિતમગર છાવણીઓ (કોન્સેન્ટ્રેશન કેમ્પ) વગેરેની ગમે એટલી ધમકીઓ આપવામાં આવે છતાં સમૂહકાર્ય કરીને તમે એમાંથી કદી છટકી શકશો નહિ. આ હકીકતની તમને જાણ છે? જે મન એમ કહે છે કે 'આ પ્રમાણે છે', 'આ મારો પ્રશ્ન છે', 'હું આવો જ છું', જ્ઞાન અને માન્યતાનાં તથા મહત્ત્વાકાંક્ષાનાં પરિણામ શાં છે તે હું જાણું છું', એવું કહેનાર મનની શી સ્થિતિ છે? જો તમે આ સઘળું સમજતા હો તો કોઈ બીજી ક્રિયા થઈ ચૂકી છે એમ ખચીત જાણવું.

બુદ્ધિના માર્ગો આપણે જાણીએ છીએ, પ્રેમનો માર્ગ જ આપણે જાણતા નથી. પ્રેમનો માર્ગ બુદ્ધિ વડે સમજાતો નથી. પ્રેમનું પ્રાકટ્ય થવા માટે બુદ્ધિ અને એના ફણગા, એની કૃતિઓ, મહત્ત્વાકાંક્ષાઓ, કાર્યો વગેરેનો અંત આવવો જોઈએ. તમારામાં જ્યારે પ્રેમ હોય છે ત્યારે તમે સહકાર કરો છો, ત્યારે તમે તમારો વિચાર કરતા નથી એ તમે જાણતા નથી? આ જ ઉત્તમ પ્રકારની પ્રજ્ઞાબુદ્ધિ છે. તમે તમારી જાતને

એક મહાન વ્યક્તિ માનતા હો ત્યારે કોઈને ચાહો, અગર તમે સારૂં સ્થાન ભોગવતા હો ત્યારે કોઈને ચાહતા હો ત્યારે એ કેવળ ભય જ છે. જ્યારે તમને કાંઈ સ્વાર્થ હોય ત્યારે પ્રેમ ન જ હોઈ શકે; એમાં તો ભયમાંથી નિપજેલી શોષણ ક્રિયા જ હોય. માટે મનનું અસ્તિત્વ ન રહે ત્યારે જ પ્રેમ પ્રકટ થાય અને તેથી તમારે મનનું કાર્ય, મનની આખી ક્રિયા સમજવી જોઈએ.

એકબીજાને ચાહતાં આવડે તો જ સહકાર થઈ શકે, તો જ સમજપૂર્વકનું કાર્ય થઈ શકે, તો જ કોઈ પણ પ્રશ્ન માટે આપણે એકત્ર થઈ શકીએ. આમ બને ત્યારે જ ઈશ્વર શું છે, સત્ય શું છે, એ આપણે જાણી શકીએ. અત્યારે તો આપણે બુદ્ધિવડે, અનુકરણદ્વારા, સત્યને શોધી રહ્યા છીએ પણ એ તો એક પ્રકારની મૂર્તિપૂજા જ છે. સમજપૂર્વક મનની સઘળી રચનાનો તમે અનાદર કરો ત્યારે જ અનાદિ અનંત, કાલાતીત, પ્રકટ થાય. તમે એના પ્રતિ જઈ શકો નહિ, એ જ તમારી પાસે આવે છે.

## પ્રકરણ અઢારમું

# આત્મવંચના

મન જે ભ્રાંતિઓ સેવે છે અને જે એ પોતાના પર અને બીજાના પર લાદે છે તે, આત્મવંચનાનો પ્રશ્ન આપણે ચર્ચીએ અને વિચારીએ. જગત જે કટોકટીના પ્રસંગમાંથી પસાર થઈ રહ્યું છે એવે પ્રસંગે ખાસ કરીને આ એક ગંભીર પ્રશ્ન છે. પણ આત્મવંચનાનો આ આખો પ્રશ્ન સમજવા માટે આપણે એને ઉપલક જ નહિ પણ અંદરથી, ઊંડાણથી, મૂળથી, તપાસવો પડશે. આપણે શબ્દોથી અને વિરોધી શબ્દોથી ઝટ સંતોષ માની લઈએ છીએ; આપણે દુન્યવી ડહાપણવાળા માણસો છીએ અને એવા હોવાથી કાંઈક સારાં વાનાં થશે એવી આપણે આશા રાખીએ છીએ. વિગ્રહની સમજૂતીઓથી વિગ્રહ અટકતા નથી એ આપણે જોઈએ છીએ, અસંખ્ય ઇતિહાસકારો, ધર્મશાસ્ત્રીઓ અને ધાર્મિક માણસો, વિગ્રહની સમજૂતીઓ આપે છે તથા એ કેવી રીતે ઉપસ્થિત થાય છે એ સમજાવે છે છતાં વિગ્રહો તો ચાલ્યા જ કરે છે અને તે પણ અગાઉ કરતાં વધારે વિનાશક સ્વરૂપે. જેઓને આ બાબતમાં ખરેખર ચીવટ છે તેમણે શબ્દને ભેદી પોતામાં મૂળભૂત ક્રાંતિ આણવી જોઈએ. એ જ એક એવો રસ્તો છે જે વડે માનવજાતિનું ચિરસ્થાયી અને તળસ્પર્શી કલ્યાણ થઈ શકે.

એવી જ રીતે જ્યારે આપણે આ પ્રકારની આત્મવંચનાની ચર્ચા કરી રહ્યા છીએ ત્યારે ઉપલક સમજૂતીઓ અને ઉપરછલ્લા જવાબોથી આપણે સાવધ રહેવું જોઈએ. મારું સૂચન તો એ છે કે આપણે કોઈ પણ પ્રવક્તાને સાંભળવો એટલું જ બસ નથી, પણ આપણા નિત્ય જીવનમાં જે પ્રશ્ન છે તેને આપણે સમજવો જોઈએ. એનો અર્થ એ છે કે વિચાર અને કાર્ય કરતી વખતે આપણે આપણી જાતને તપાસવી

જોઈએ, બીજાઓ પર આપણી અસર કેવી થાય છે અને આપણે કેવી રીતે કાર્ય કરીએ છીએ તે આપણે તપાસવાં જોઈએ.

આત્મવંચનાનું કારણ અને મૂળ શું છે? આપણે આપણી જાતને છેતરી રહ્યા છીએ એની આપણામાંથી કેટલાને ખરેખર ખબર છે? 'આત્મવંચના શું છે અને એ કેવી રીતે ઉદ્‌ભવે છે?' એ પ્રશ્નનો આપણે ઉત્તર આપી શકીએ તે પૂર્વે આપણે આપણી જાતને છેતરી રહ્યા છીએ એની આપણને જાણ ન થવી જોઈએ? આપણે આપણી જાતને ઠગીએ છીએ એ આપણે જાણીએ છીએ? આ છેતરપીંડીનો આપણે શો અર્થ કરીએ છીએ? હું ધારું છું કે એ અતિ મહત્ત્વનું છે, કારણકે જેમ આપણે આપણી જાતને વધારે છેતરીએ છીએ તેમ આપણી આત્મવંચના વધારે પ્રબળ બને છે. કારણકે એથી આપણને એક ચોક્કસ પ્રકારની તાકાત, એક ચોક્કસ પ્રકારનું બળ, એક ચોક્કસ પ્રકારની શક્તિ મળે છે જેથી આપણે આપણી વંચના અન્ય પર લાદીએ છીએ. આ રીતે આપણે છેતરપીંડીમાં સડોવાઈએ છીએ એટલું જ નહિ પણ રફતે રફતે અન્યને પણ એમાં સંડોવીએ છીએ. આત્મવંચના એ અરસપરસ કાર્ય કરતી ક્રિયા છે. આ ક્રિયાની આપણને જાણ છે ખરી? આપણે માનીએ છીએ કે આપણે સ્પષ્ટ-રીતે, હેતુપૂર્વક અને સીધી રીતે વિચાર કરવા શક્તિશાળી છીએ પણ આ વિચારણામાં આત્મવંચના સમાયલી છે એની આપણને જાણ છે?

વિચાર એટલે જ બચાવની, સલામતીની, સ્વરક્ષણની, માનનીય ગણાવાની, પદવી પ્રતિષ્ઠા અને સત્તા મેળવવાની વૃત્તિ નહિ? રાજકીય દૃષ્ટિએ કે ધાર્મિક અને સામાજિક દૃષ્ટિએ કાંઈક થવાની ઇચ્છા એ જ આત્મવંચનાનું કારણ નથી? કેવળ શારીરિક જરૂરીઆતો ઉપરાંત જ્યારે હું કાંઈ વિશેષ માંગી રહ્યો હોઉં ત્યારે કોઈ પણ બાબત ઝટ સ્વીકારી લેવાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરતો નથી? દૃષ્ટાંત તરીકે આપણામાંથી ઘણાઓને મરણાંત્તર અવસ્થા વિષે જાણવાનો રસ છે. આપણે જેમ વધારે વૃદ્ધ તેમ આવી બાબતોમાં આપણો રસ સવિશેષ. આપણે એવું

સત્ય જાણવા માગીએ છીએ. આપણે એ કેવી રીતે જાણી શકીશું? વાચનથી કે જુદી જુદી સમજૂતીઓથી તો નહિ જ જાણી શકીએ એ નિઃશંક છે.

ત્યારે એ કેવી રીતે જાણી શકાય? પ્રથમ તો જે કોઈ બાબત —હરેક આશા, સાતત્યની હરેક ઇચ્છા, મરણ પછી શું છે એ જાણવાની હરેક ઈચ્છા,—આડે આવતી હોય તે દરેક બાબત મનમાંથી સંપૂર્ણ રીતે કાઢી નાખવી જોઈએ. કારણ કે મન નિરંતર સલામતી જ શોધે છે, સાતત્યની એને ઇચ્છા હોય છે, અને એને બર લાવવાનાં સાધન મેળવવાની તથા ભવિષ્યના જીવનની એ આશા સેવે છે. આવું મન મરણોત્તર સ્થિતિનું, પુનર્જન્મ વગેરેનું સત્ય શોધી રહ્યું હોય છતાં એ સત્ય શોધવા અસમર્થ છે. નહિ વારુ? પુનર્જન્મ છે કે નહિ એ મહત્ત્વનું નથી પણ પોતાની જાતને ઠગી મન જે હકીકત હોય પણ ખરી અગર ન પણ હોય એનો બચાવ કેવી રીતે શોધે છે એ મહત્ત્વનું છે. તમે પ્રશ્નને કેવા આશયથી, કેવા વેગથી, કેવી વૃત્તિથી, તપાસો છો એ મહત્ત્વનું છે.

માણસ હંમેશાં પોતાની પર આ છેતરપીંડી લાદે છે, કોઈ અન્ય જન એ એના પર લાદતું નથી. એ પોતે જ આ કાર્ય કરે છે. પ્રથમ આપણે વંચના ઉત્પન્ન કરીએ છીએ અને પછી આપણે એના ગુલામ બનીએ છીએ. આલોકમાં અને પરલોકમાં કાંઈ થવાની આ સતત ઈચ્છા એ જ આત્મવંચનાનું મૂળ કારણ છે. આ દુનિયામાં કાંઈક થવાની ઇચ્છાનું પરિણામ શું છે તે આપણે જાણીએ છીએ; સંપૂર્ણ ગૂંચવાળો, એકબીજાની સ્પર્ધા, શાંતિને નામે એકબીજાની કતલ એ એનું પરિણામ છે. આપણે એક બીજા સાથે રમત રમીએ છીએ તે આપણે સારી પેઠે જાણીએ છીએ અને એ જ એક અસાધારણ પ્રકારની આત્મવંચના છે. એવી જ રીતે બીજી દુનિયામાં પણ આપણે સલામતી અને સ્થાન (પદવી) માગી રહ્યા છીએ

આ રીતે કાંઈક થવાનો, કાંઈક બનવાનો, કાંઈક પ્રાપ્ત કરવાનો, વેગ હોય એટલે તરત જ આત્મવંચના શરૂ થાય છે. આમાંથી મુક્ત થવું મનને

માટે ઘણું કઠણ કાર્ય છે. આપણા જીવનનો આ એક મૂળ પ્રશ્ન છે. આ દુનિયામાં જીવવું અને અકિંચન થવું શક્ય છે? આમ થાય ત્યારે જ સઘળી વંચનાથી મુક્ત થવાય છે કારણકે પછી જ મન કોઈ સંતોષકારક જવાબ શોધતું નથી, મન કોઈ બચાવ શોધતું નથી, કોઈ પણ પ્રકારે અને કોઈ પણ સંબંધમાં પછી જ મન સલામતી શોધતું નથી. મન જ્યારે છેતરપીંડીની શક્યતાઓ અને એના ગૂંચવાડા સમજે અને સમજપૂર્વક દરેક પ્રકારનો બચાવ અને દરેક પ્રકારની સલામતી તજી દે એટલે કે મન સંપૂર્ણ રીતે અકિંચન થઈ શકે તો જ આ બની શકે છે. આ શક્ય છે?

જ્યાં સુધી આપણે કોઈ પણ પ્રકારે આપણી જાતને છેતરી રહ્યા છીએ ત્યાંસુધી પ્રેમ શક્ય જ નથી. મન જ્યાંસુધી ભ્રાંતિ ઉત્પન્ન કરે છે અને ભ્રાંતિમાં જીવે છે ત્યાંસુધી એ સંઘટિત કે સમગ્ર સમજથી વંચિત છે. આપણી એ એક મુસીબત છે. સહકાર કેમ સાધવો એ આપણે જાણતા નથી. એ લક્ષ્ય આપણે બંનેએ ઉત્પન્ન કર્યું છે એને માટે સાથે મળીને કાર્ય કરવું એટલું જ આપણે જાણીએ છીએ. વિચારથી ઉત્પન્ન કર્યું હોય એવું કોઈ સામાન્ય લક્ષ્ય આપણને ન હોય ત્યારે જ સહકાર થઈ શકે છે. જ્યારે આપણે કાંઈક પણ થવાની વૃત્તિ સેવતા ન હોઇએ ત્યારે જ સહકાર શક્ય છે એ સમજવું મહત્ત્વનું છે. જ્યારે તમે અને હું કાંઈક થવા માગતા હોઈએ ત્યારે માન્યતા અને એનો જ રસાલો તથા મનઃકલ્પિત કોઈ આદર્શ જગત, જરૂરનાં થઈ પડે છે. પણ કોઈ પણ આત્મવંચના વિના, જ્ઞાન અને માન્યતાના કોઈ પણ અંતરાય વિના, સલામતીની ઇચ્છા રાખ્યા વિના, જો તમે અને હુ અકિંચન થઈને કાર્ય કરતા હોઈએ તો જ સાચો સહકાર સંભવિત છે.

કોઈ પણ લક્ષ્ય રાખ્યા વિના એકત્ર થવું, સહકાર કરવો, આપણે માટે શક્ય છે? કોઈ પણ પરિણામ સાધવાની ઇચ્છા વિના તમે અને હુ સાથે મળીને કાર્ય કરી શકીએ? એ જ ખરો સહકાર છે. ખરું કે નહિ? જો આપણે કોઈ પરિણામ પ્રાપ્ત કરવા માટે સાથે

મળીને વિચાર કરીએ, યોજના કરીએ અને એ પરિણામ પ્રાપ્ત કરવા આપણે સાથે મળીને કાર્ય કરીએ તો એમાં કઈ ક્રિયા સમાયેલી છે? આપણા વિચારથી, આપણા બૌદ્ધિક મનથી આપણે સંમત થઈએ છીએ પણ વૃત્તિથી આપણું આખું જીવન એનો પ્રતિકાર કરતું હોય છે અને એથી વંચના તથા આપણી વચ્ચે ઘર્ષણ પેદા થાય છે. આ આપણા નિત્ય જીવનમાં દેખીતી અને જોઈ શકાય એવી બાબત છે. બૌદ્ધિક રીતે તમે અને હું કોઈ એક કાર્ય કરવા સંમત થઈએ છીએ પણ અજાગૃત મનથી, ઊંડાણથી, આપણે એકબીજા સાથે વિરોધ કરીએ છીએ. મને મારા સંતોષ પ્રમાણે પરિણામ જોઈએ છે, હું દમન કરવા માગું છું; જો કે હું તમારી સાથે રહીને કાર્ય કરતો હોઉં એમ કહેવામાં આવે છે છતાં તમારા કરતાં મારૂં નામ આગળ રહે એમ હું ઇચ્છું છું. આ રીતે એ યોજનાના આપણે બંને પિતા હોવા છતાં આપણે અરસપરસ વિરોધ કરીએ છીએ, જો કે એ યોજના સંબંધે ઉપલક દૃષ્ટિએ આપણે સંમતિ દર્શાવીએ છીએ.

આપણું આત્મવિલોપન થયું હોય એવા જગતમાં આપણે રહી શકીએ, ઐક્ય અનુભવી શકીએ, સહકાર સાધી શકીએ, કે કેમ એ જાણવું મહત્ત્વનું નથી? આપણે ઉપલક જ નહિ પણ અંદરથી ખરેખર અને સાચી રીતે સહકાર કરી શકીએ કે કેમ એ જાણવું મહત્ત્વનું નથી? એ જ કદાચ આપણો સૌથી વધારે મહાન પ્રશ્ન છે. હું એક વસ્તુ સાથે એકરૂપ થાઉં, તમે પણ એ જ વસ્તુ સાથે એકરૂપ થાઓ; આપણ બન્નેને એમાં રસ છે અને આપણે બન્ને એને સિદ્ધ કરવા ઇચ્છા રાખીએ છીએ. ખરેખર વિચાર કરવાની આ રીત ઘણી જ છીછરી કહેવાય કારણકે એકરૂપતા વડે આપણે જુદાઈ ઉત્પન્ન કરીએ છીએ અને આપણા જીવનમાં એ જોઈ શકાય છે. તમે હિન્દુ છો, હું કેથોલીક છું; આપણે બન્ને બંધુભાવની વાતો કરીએ છીએ છતાં આપણે એકબીજાના દુશ્મનો જ છીએ. આમ શા માટે? એ જ આપણો એક પ્રશ્ન નથી? અજાગૃત મનથી અને ઊંડાણથી તમને તમારી

માન્યતાઓ હોય છે, મને મારી માન્યતાઓ હોય છે. ખંધુભાવની વાતો કરવાથી માન્યતાના આખા પ્રશ્નનો આપણે ઉકેલ આણ્યો નથી પણ આમ જ હોવું જોઈએ એમ સિદ્ધાંતરૂપે અને બુદ્ધિથી આપણે કબૂલ કરીએ છીએ; છતાં અંદરથી અને ઊંડાણથી આપણે એકબીજાની વિરૂદ્ધ હોઈએ છીએ.

આ પ્રકારની આત્મવંચના જે આપણને એક પ્રકારનું બળ આપે છે એનો અંતરાય નાબૂદ કરીએ નહિ ત્યાંસુધી તમારી અને મારી વચ્ચે કોઈ સહકાર થઈ શકે નહિ. કોઈ ચોક્કસ મંડળ સાથે, કોઈ ચોક્કસ માન્યતા સાથે, કોઈ ચોક્કસ દેશ સાથે, એકરૂપ થવાથી આપણે કદી પણ સહકાર સાધી શકીશું નહિ.

માન્યતાથી સહકાર આવતો નથી. બલ્કે માન્યતા જુદાઈ કરાવે છે. એક રાજકીય પક્ષ બીજા પક્ષની વિરૂદ્ધ હોય છે એ આપણે જોઈએ છીએ. આર્થિક પ્રશ્નોનું નિરાકરણ કેવી રીતે થઈ શકે એ સંબંધમાં હરેક પક્ષની માન્યતાઓ જુદી હોય છે અને એથી એ સઘળા પક્ષો એકબીજા સાથે તકરારો કરે છે. દૃષ્ટાંત તરીકે ભૂખમરાના પ્રશ્નનો નિવેડો લાવવામાં એઓ એક નિર્ણયપર આવ્યા નથી. એમને તો એ પ્રશ્નનો નિવેડો લાવે એવી માન્યતાઓની જ પડી છે. વાસ્તવિક જોતાં તેઓને પ્રશ્નની કશીય ચિંતા નથી-પણ પ્રશ્નનો ઉકેલ કેવી રીતે થઈ શકે એ વિષેની પદ્ધતિની જ તેમને પડી છે. માટે જ ઉભય વચ્ચે તકરાર રહેવાની જ કારણકે તેમને પ્રશ્નની નહિ પણ માન્યતાની જ ચિંતા છે. એવી જ રીતે ધાર્મિક માણસો પણ જોકે તેઓ મોઢેથી એમ કહેતા હોય કે સઘળામાં એક જ જીવન છે, સૌનો પ્રભુ એક જ છે, છતાં તેઓ એકબીજાના વિરોધી છે. આ સઘળું તમે જાણો છો. અંદરથી તેમની માન્યતાઓ, તેમના અભિપ્રાયો, તેમના અનુભવો, તેમનો સંહાર કરી રહ્યાં છે અને તેમનામાં જુદાઈ ઉત્પન્ન કરી રહ્યાં છે.

આપણા માનવ સંબંધોમાં અનુભવ એક વિચ્છિન્ન કરનારૂં તત્ત્વ નીવડે છે. અનુભવ એ વંચનાની જ એક રીત છે. જો મને કોઈ

અનુભવ થયો હોય તો હું તેને વળગી રહું છું, કારણકે મેં અનુભવ કર્યો છે એ જ મારે મન બસ છે અને હું એને વળગી રહું છું. આ રીતે એ અનુભવ વડે હું આત્મવંચનામાં સપડાઉં છું.

આપણામાંનો દરેક જણું કોઈ ચોક્કસ માન્યતા સાથે, સુખશાંતિ સ્થાપવાની કોઈ ચોક્કસ પદ્ધતિ સાથે, આર્થિક સુવ્યવસ્થાની કોઈ રીત સાથે, એટલો બધો એકરૂપ થયેલો છે અને એનાથી આપણું મન એટલું બધું રંગાયલું છે કે આપણે પ્રશ્નમાં ઊંડા ઊતરવા અશક્ત બન્યા છીએ એ જ આપણી એક મુસીબત છે. માટે જ આપણે આપણી રીતોનું આપણી માન્યતાઓને અને આપણા અનુભવોને વળગી રહી અન્યથી અળગા રહેવાની જ ઇચ્છા રાખીએ છીએ. ઉપલક ભૂમિકાએ જ નહિ પણ ઊંડાણથી સમજપૂર્વક જ્યાંસુધી આ ઇચ્છાને નાબૂદ ન કરીએ ત્યાંસુધી જગતમાં શાંતિ સ્થાપાશે નહિ. માટે જ જેઓને ખરેખર ધગશ છે તેમણે કાંઈક થવાની, પ્રાપ્ત કરવાની, મેળવવાની વૃત્તિનો આખો પ્રશ્ન ફક્ત ઉપલક જ નહિ પણ ઊંડાણથી સમજવો જોઈએ. નહિ તો જગતમાં શાંતિ આણવાનાં સ્વપ્ન અફળ જ રહેશે.

સત્ય કોઈ પ્રાપ્ત કરવાની બાબત નથી. જેઓને સંચય કરવાની વૃત્તિ છે અગર જેઓ એની સાથે એકરૂપ થવાનું પસંદ કરે છે તેઓ પ્રેમ વંચિત જ રહેશે. પણ મન જ્યારે કાંઈ પણ શોધતું અટકે, મન જ્યારે સંપૂર્ણ રીતે શાંત થાય, અને પોતાના અવલંબન માટે કે પોતે સબળ થવા માટે જ્યારે એ કોઈ પણ ગતિ કરતું ન હોય અને કોઈ પણ માન્યતા ઉત્પન્ન કરતું ન હોય—એમ કરવું એ તો આત્મ-વંચનાનુંજ સૂચન છે-ત્યારે જ પ્રેમ પ્રકટ થાય છે. વૃત્તિની આ સઘળી ક્રિયા મન જ્યારે સમજે ત્યારે જ મન શાંત થાય છે. એવે સમયે જ મન આ થવા કે તે નહિ થવા કાર્ય કરતું હોતું નથી; એવી સ્થિતિમાં જ કોઈ પણ પ્રકારની વંચના અસંભવિત હોય છે.

## પ્રકરણ ઓગણીસમું

# સ્વલક્ષી પ્રવૃત્તિ

આપણી સ્વલક્ષી પ્રવૃત્તિઓને અટકાવવા માટે આપણા પર હરેક પ્રકારનું દબાણ કરવામાં આવે છે તથા આપણને હરેક પ્રકારની લાલચ આપવામાં આવે છે તે ઘણાઓ જાણતા હશે. ' હું ' ના કેન્દ્રમાંથી જન્મેલી આ સતત પ્રવૃત્તિમાંથી માણસને મુક્ત રાખવા ધર્મોએ, વચનોદ્વારા, નર્કના ભયદ્વારા, ઉપેક્ષાદ્વારા, જુદી જુદી રીતે પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા એટલે રાજકીય સંસ્થાઓએ એ કાર્ય ઉપાડી લીધું. એમાં પણ દબાણની ક્રિયા જ જોવામાં આવે છે; એમાં પણ અંતે સ્વર્ગીય આશાઓ ફળશે એમ કહેવામાં આવે છે. નાના મોટા પ્રકારના હરેક ધારાધોરણ જેમાં કોન્સેન્ટ્રેશન કેમ્પોનો પણ સમાવેશ થાય છે એવા સઘળા ધારાધોરણનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને જબરદસ્તીથી પ્રતિકારને દબાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાંય આપણે આપણી સ્વલક્ષી પ્રવૃત્તિમાં મંડયા જ રહ્યા છીએ કારણકે એ સિવાયની અન્ય કોઈ પ્રવૃત્તિ આપણે પિછાનતા હોઈએ એમ જણાતું નથી. જો આપણે એનો વિચાર કરતા હોઈશું તો આપણે એનું રૂપાંતર કરીએ છીએ; જો આપણને એની જાણ હોય તો આપણે એની દિશા બદલીએ છીએ. પણ મૂળથી, ઊંડાણથી, કોઈ પરિવર્તન થતું નથી, અને એ પ્રવૃત્તિનો સર્વ રીતે અંત આવતો નથી. વિચારવંત માણસો આ જાણે છે, તેઓ એમ પણ જાણે છે કે જ્યારે ' હું ' ના કેન્દ્રની આ પ્રવૃત્તિનો અંત આવે ત્યારે જ સુખ સંપાદન થાય. ઘણાઓ તો એમ જ માની લે છે કે આ પ્રવૃત્તિ સ્વાભાવિક છે અને તેથી એને પરિણામે નીપજતું કાર્ય જે અનિવાર્ય છે તેનું રૂપાંતર જ કે દમન જ કરવું રહ્યું—જેઓ વધારે ગંભીર, અને આતુર છે પણ નિષ્ઠા

નહિ–કારણકે નિદ્રા પણ આત્મવંચનાનો એક પ્રકાર છે–તેઓએ સ્વલક્ષી પ્રવૃત્તિની આ આખી ક્રિયાની અસાધારણ રીતે જાણ મેળવી માણસ એનાથી પર થઈ શકે કે નહિ એ શોધી કાઢવું જોઈએ.

આ સ્વલક્ષી પ્રવૃત્તિ શું છે એ સમજવા માટે માણસે એને તપાસવી જોઈએ, એનું નિરીક્ષણ કરવું જોઈએ, એની આખી ક્રિયા જાણવી જોઈએ. જો એની જાણ થાય તો એનો ક્ષય કરવો શકય છે; પણ એની જાણ થવા માટે એનો અર્થ કરવા, કે એનું રૂપાંતર કરવા કે એની અવગણના કરવાને બદલે એને એના નગ્ન સ્વરૂપમાં સમજવાનો ઈરાદો તથા કોઈ ચોક્કસ પ્રકારની સમજ જરૂરનાં છે. આપણે શું કરીએ છીએ તેની, એ સ્વલક્ષી અવસ્થામાંથી નીપજતી સઘળી પ્રવૃત્તિની, આપણને જાણ થવી જોઈએ. આપણને એનું ભાન થવું જોઈએ. જે પળે આપણને એ પ્રવૃત્તિની જાણ થાય છે તે જ પળે આપણે એનો ઘાટ ઘડવા, એનું દમન કરવા, એનો તિરસ્કાર કરવા, કે એનું રૂપાંતર કરવા માગીએ છીએ અને તેથી જ આપણે એને સીધી રીતે તપાસી શકતા નથી એ આપણી એક શરૂઆતની મુસીબત છે. આ પરિસ્થિતિમાં શું કરવું એ બહુ થોડા જ માણસો જાણતા હશે.

સ્વલક્ષી પ્રવૃત્તિઓ હાનિકારક અને વિઘાતક છે એમ આપણે સમજીએ છીએ અને એમ પણ સમજીએ છીએ કે હરેક પ્રકારની એકરૂપતા–પછી એ દેશ સાથે, કોઈ મંડળ સાથે, કોઈ વૃત્તિ સાથે, આ દુનિયામાં કે પેલી દુનિયામાં કાંઈ પરિણામ મેળવવાની ઇચ્છા સાથે, કોઈ માન્યતાને અપનાવવા સાથે, કોઈ આદર્શના કે સદ્‌ગુણ વગેરેના અનુસરણ સાથે, હોય–મુખ્યત્વે કરીને સ્વલક્ષી માણસની જ પ્રવૃત્તિ છે. કુદરત સાથેના, વ્યક્તિઓ સાથેના, માન્યતાઓ સાથેના, આપણા સઘળા સંબંધો આ સ્વલક્ષી પ્રવૃત્તિનાં જ પરિણામ છે આ સઘળું જાણ્યા પછી માણસે શું કરવુ રહ્યું ? આ સઘળી પ્રવૃત્તિનો દમનથી નહિ, અન્યની અસરથી નહિ, અન્યના કહેવાથી નહિ, પણ સ્વેચ્છાએ અંત આવવો જોઈએ.

ઘણાઓ જાણે છે કે આ સ્વલક્ષી પ્રવૃત્તિ બખેડા અને અવ્યવસ્થા

ઉત્પન્ન કરે છે પણ અમુક દિશાઓમાં જ આપણને એની જાણ હોય છે, આપણે કાં તો આ પ્રવૃત્તિ બીજાના જીવનમાં જ જોઈએ છીએ અને આપણી આવી પ્રવૃત્તિઓ આપણે જાણતા નથી અથવા તો બીજાઓ સાથેના આપણા સંબંધમાં આપણને આપણી સ્વલક્ષી પ્રવૃત્તિની જાણ થાય તો આપણે એનું પરિવર્તન કરવા, એને સ્થાને કોઈ બીજી પ્રવૃત્તિ દાખલ કરવા, એનાથી પર થવા માગીએ છીએ. આપણે આના સંબધમાં કાંઈ પણ કાર્ય કરીએ એ પહેલાં એ પ્રવૃત્તિ કેવી રીતે ઉપસ્થિત થાય છે એ આપણે ન જાણવું જોઈએ? કોઈ પણ બાબત સમજવા માટે આપણે એને તપાસવા શક્તિવાન હોવા જોઈએ અને એને તપાસવા માટે જાગૃત અને અજાગૃત ભૂમિકાએ એની જુદી જુદી ક્રિયાઓ કેવી છે તે આપણે જાણવી જોઈએ-આપણા જાગૃત મનના વેગ તેમ જ આપણા અજાગ્રત હેતુઓ અને ઈરાદાઓની સ્વલક્ષી ક્રિયાઓ આપણે જાણવી જોઈએ.

જ્યારે હું વિરોધ કરતો હોઉં, જ્યારે ચેતનામાં વિઘ્નમાં આવે, જ્યારે 'હું' કોઈ પરિણામ પ્રાપ્ત કરવા આતુર હોય ત્યારે જ મને આ સ્વલક્ષી પ્રવૃત્તિનું ભાન થાય છે. નહિ વારૂ? અગર તો જ્યારે મારો આનંદ જતો રહે અને હું વધારે આનંદ માગી રહ્યો હોઉં ત્યારે મને એ કેન્દ્રનું ભાન થાય છે; ત્યારે જ પ્રતિક્રિયા થાય છે અને જે લક્ષ્ય મને આનંદ, સંતોષ આપે, તેવા કોઈ ચોક્કસ લક્ષ્ય તરફ મનને હેતુ-પૂર્વક વાળવામાં આવે છે. જ્યારે ભાનપૂર્વક હું કોઈ સદ્‌ગુણનું પરિશીલન કરતો હોઉં ત્યારે મને મારી અને મારી પ્રવૃત્તિઓની જાણ થાય છે. ખરેખર જે માણસ ભાનપૂર્વક સદ્‌ગુણ કેળવી રહ્યો છે ને સદ્‌ગુણી નથી. નમ્રતા કેળવી શકાય નહિ અને એજ નમ્રતાની ખૂબી છે.

આ સ્વલક્ષી ક્રિયા કાળનું જ પરિણામ છે ખરૂં ને? જાગૃત કે અજાગૃત કોઈપણ રીતે જ્યાંસુધી કાર્યનું આ કેન્દ્ર છે ત્યાંસુધી કાળની ગતિ રહેવાની જ અને મને ભૂતકાળ અને વર્તમાનકાળનું તથા ભવિષ્ય-કાળનું ભાન પણ રહેવાનું જ. 'હું'ની આ સ્વલક્ષી પ્રવૃત્તિ કાળની ક્રિયા છે

'હું'ના કેન્દ્રની પ્રવૃત્તિને જારી રાખનાર સ્મરણુ છે. જો તમે તમારૂં નિરીક્ષણુ કરો અને આ કેન્દ્રની તમને જાણુ થાય તો તમને જણાશે કે એ તો કેવળ કાળની, સ્મરણુની, અનુભવની અને હરેક અનુભવનો સ્મરણુ મુજબ અર્થ કરવાની ક્રિયા છે; વળી તમને એમ પણુ જણાશે કે અહમ્‌ની ક્રિયા એટલે જ ઓળખ અને એ મનની જ ક્રિયા છે.

મન આ સઘળામાંથી મુક્ત થઈ શકે? ક્વચિત કદાચ એ શકય હોય; જ્યારે આપણે બેભાન રીતે, કોઈ પણુ ઇરાદા વિના, કોઈ પણુ હેતુ વિના, કોઈ કાર્ય કરીએ છીએ ત્યારે ઘણાઓને આવો અનુભવ થતો હશે પણુ મન સ્વલક્ષી પ્રવૃત્તિમાંથી સદાને માટે મુક્ત થઈ શકે એ શકય છે? આપણે એ પ્રશ્ન આપણી જાતને પૂછીએ એ મહત્ત્વનું છે કારણુકે એ પ્રશ્ન પૂછવામાં જ તમને એનો જવાબ મળી શકશે. આ સ્વલક્ષી પ્રવૃત્તિની સમગ્ર ક્રિયાથી જો તમે વાકેફ હો, તમારી ચેતનાની જુદી જુદી ભૂમિકાએ એની ક્રિયા કેવી છે એ તમે સંપૂર્ણ રીતે જાણુતા હો, તો એ પ્રવૃત્તિનો અંત આવવો શકય છે કે કેમ એ પ્રશ્ન તમારે તમારી જાતને પૂછવો જોઈએ. કાળની દૃષ્ટિએ, હું કેવો થઈશ, કેવો હતો અને કેવો છું એ દૃષ્ટિએ વિચાર ન કરવો શકય છે? કારણુકે આવા વિચારોમાંથી જ સ્વલક્ષી કાર્યની સઘળી ક્રિયા ઉદ્‌ભવે છે. અને કાંઈક થવાનો, પસંદ કરવાનો, તજવાનો, નિર્ણુય પણુ ત્યાંથી જ જન્મે છે આ સઘળી કાળની ક્રિયા છે આ ક્રિયામાં અપાર હાનિ, દુઃખ, ઘર્ષણુ, અવ્યવસ્થા અને સડો આપણે જોઈએ છીએ.

ખરેખર કાળની ક્રિયા ક્રાંતિકારી નથી. કાળની ક્રિયામાં કોઈ પરિવર્તન થતું નથી; એમાં તો કેવળ સાતત્ય જ હોય છે, એમાં અંત આવતો નથી, એમાં ઓળખ સિવાય અન્ય કાંઈ હોતુ નથી. જ્યારે કાળની ક્રિયાનો, અહમ્‌ની ક્રિયાનો, સપૂર્ણુ લય થાય ત્યારે જ ક્રાંતિ, પરિવર્તન નવીનનો ઉદય થઈ શકે.

'હું'ની આખી ક્રિયાની જાણુ થયા પછી મને શું કરવુ? પુનરુદ્ધાર થાય, ક્રાંતિ થાય તો જ નવીનનો આવિર્ભાવ થાય. ઉન્નતિ કરવાથી,

'હું' કાંઈક થાય એથી નવીનતા આવતી નથી પણ 'હું'નો સંપૂર્ણ ક્ષય થાય ત્યારે જ નવીનતા પ્રકટ થાય છે. કાળની ક્રિયાથી નવીનતા આવે નહિ; કાળ નવસર્જન કરી શકતો નથી.

તમે કોઈએ સર્જનની એકાદ પળનો અનુભવ કર્યો છે કે કેમ એ હું જાણતો નથી. હું કોઈ કલ્પનાને કાર્યમાં ઉતારવાની વાત કરી રહ્યો નથી; સર્જનની એવી પળ જેમાં ભૂતકાળની કોઈ ઓળખ ન હોય એ હું કહેવા માગું છું. એ પળે કોઈ એવી અસાધારણ અવસ્થા હોય છે જેમાં ઓળખથી થતી 'હું'ની પ્રવૃત્તિનો અંત આવ્યો છે. જો આપણે જાગૃત હોઈએ તો એ અવસ્થાએ સ્મરણ રાખનાર, અર્થ કરનાર, ઓળખ કરનાર અને એકરૂપ થનાર, કોઈ અનુભવ કરનાર, રહેતો નથી એમ આપણને જણાશે. એવે વખતે વિચારની ક્રિયા જે કાળની ક્રિયા છે તે રહેતી નથી. સર્જનની, નવસર્જનની એ અવસ્થા કાલાતીત છે. એ અવસ્થાએ 'હું'નું કોઈ પણ કાર્ય રહેતું નથી.

હવે આપણો પ્રશ્ન એ છે કે ક્ષણવાર જ નહિ, કોઈ ધન્ય પળે જ નહિ પણ–સદાને માટે કે સદા કાળ જેવા શબ્દો વાપરવાનું હું પસંદ નથી કરતો કારણકે એમાં કાળનો ખ્યાલ રહેલો છે–કાળના સંબંધ વિના એ અવસ્થામાં મન રહી શકે ખરું? ખરેખર આપણ દરેક જણે જે મહત્ત્વની શોધ કરવાની છે તે આ છે. કારણકે એ દ્વારથી જ પ્રેમ પ્રકટ થાય છે; અન્ય સઘળાં દ્વાર અહમ્‌ની જ ક્રિયાઓ છે. જ્યાં અહમ્‌નું કાર્ય છે ત્યાં પ્રેમનું અસ્તિત્વ નથી. પ્રેમને કાળ સાથે સબંધ નથી તમે પ્રેમનું પરિશીલન કરી શકો નહિ. જો તમે એમ કરી શકો તો એ 'હું'ની જ સભાન પ્રવૃત્તિ છે. અને એ 'હું' પ્રેમદ્વારા કોઈ પરિણામ પ્રાપ્ત કરવા આશા સેવી રહ્યો છે.

પ્રેમ કાળથી મુક્ત છે; કોઈ પણ સભાન પ્રયત્ન વડે, કોઈ પણ નિયમ વડે, કોઈ પણ એકરૂપતા વડે–આ સઘળી તો કાળની જ ક્રિયા છે–તમે પ્રેમ પ્રાપ્ત કરી શકો નહિ. મન તો કેવળ કાળની જ ક્રિયાને પિછાને છે એટલે એ પ્રેમને ઓળખી શકે નહિ. પ્રેમ જ એક એવી વસ્તુ

છે જે હરહમેશ નવીન છે. આપણામાંથી ઘણાઓએ મનને જ કેળવ્યું છે અને એ મન કાળનું પરિણામ છે એટલે પ્રેમ શું છે તે આપણે જાણતા નથી. આપણે પ્રેમની વાતો કરીએ છીએ; આપણે કહીએ છીએ કે અમે લોકોને ચાહીએ છીએ, અમે અમારાં બાળકોને, અમારી પત્નીને, અમારા પાડોશીને, ચાહીએ છીએ તથા અમે કુદરતને ચાહીએ છીએ પણ જે પળે આપણને એવું ભાન છે કે આપણે અન્યને ચાહીએ છીએ એ જ પળે અહમ્‌ની ક્રિયા શરૂ થાય છે અને તેથી એ પ્રેમ રહેતો નથી.

મનની આ સમગ્ર ક્રિયા કુદરત સાથેના, લોકો સાથેના, આપણી મનકામનાઓ સાથેના, આપણી આસપાસની હરેક વસ્તુ સાથેના આપણા સંબંધમાં જ સમજાય છે જીવન એટલે જ સંબંધ, અન્ય કોઈ નહિ. આપણે સંબંધથી વિમુખ થવા પ્રયત્ન કરીએ છતાં એના વિના આપણે જીવી શકીએ નહિ. સંબંધ દુઃખમય હોય છતાં વિમુખ થઈ, સાધુ થઈ, આપણે એનાથી છટકી શકીએ નહિ આ બધી ક્રિયાઓ અહમ્‌ની ક્રિયાનાં જ સૂચન છે. આ આખું ચિત્ર જોવામાં આવે, ચેતનારૂપે કાળની આખી ક્રિયાની જાણ થાય, એમાં કોઈ પસંદગી, કોઈ નિર્ણિત, હેતુપૂર્વકનો ઇરાદો રહે નહિ, કોઈપણ પરિણામની ઇચ્છા રહે નહિ, તો કાળની આ ક્રિયાનો આપોઆપ અંત આવે છે, એ અંત લાવવો પડતો નથી કે કોઈ ઇચ્છાના પરિણામરૂપ એ હોતો નથી એમ તમને જણાશે જ્યારે આ ક્રિયાનો અંત આવે ત્યારે જ પ્રેમ પ્રકટ થાય છે અને એ જ હરહમેશ નવીન છે.

સત્યને આપણે શોધવું પડતું નથી. સત્ય આપણાથી દૂર નથી. મન વિષેનું, પળે પળે થતી એની પ્રવૃત્તિઓનું સત્ય એ જ સત્ય. પળે પળે વસતા આ સત્યની જો આપણને જાણ થાય, કાળની આખી ક્રિયાની જાણ થાય, તો એ સભાનતા જ ચૈતન્યને કે જે પ્રજ્ઞાબુદ્ધિ છે, જે પ્રેમ છે, તે શક્તિને પ્રકટ કરે છે. જ્યાંસુધી મન ચેતનાનો ઉપયોગ પોતાની પ્રવૃત્તિ માટે કરે છે ત્યાંસુધી કાળ અને એનાં દુઃખો, એનાં ઘર્ષણો, એની આફતો અને હેતુપૂર્વકની એની વંચનાઓ રહેવાનાં જ મન જ્યારે આ સમગ્ર ક્રિયા સમજે અને એ રીતે મનનો અંત આવે ત્યારે જ પ્રેમ શક્ય છે.

## પ્રકરણ વીસમું

# કાળ અને પરિવર્તન

કાળ શું છે એ આજના પ્રવચનનો વિષય છે. કારણકે હું ધારું છું કે જે કાલાતીત છે, જે સત્ય છે, તેની ભવ્યતા, તેની ખૂબી અને તેનું રહસ્ય જ્યારે આપણે કાળની આખી ક્રિયા સમજીએ ત્યારે જ અનુભવાય છે. દરેક જણ પોતપોતાની રીતે આખરે તો સુખ અને સમૃદ્ધિ જ શોધે છે. ખરેખર રહસ્યવાળા જીવનને, સાચા સુખની પૂર્ણતાવાળા જીવનને, કાળ સાથે સંબંધ નથી. પ્રેમની માફક આવું જીવન કાલાતીત છે અને જે કાલાતીત છે તેને સમજવા માટે આપણે એનો કાળની દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ નહિ પણ આપણે કાળને સમજવો જોઈએ. કાલાતીતને પ્રાપ્ત કરવાના, સમજવાના, સાધનરૂપે આપણે કાળનો ઉપયોગ કરવો જોઈએ નહિ. જે કાલાતીત છે તેને સમજવા માટે આપણે વખત ગાળીએ છીએ. આખી જીંદગી આપણે એ જ કાર્ય કરીએ છીએ. માટે કાળથી આપણે શું કહેવા માગીએ છીએ તે સમજવું મહત્ત્વનું છે કારણકે કાળથી મુક્ત થવું શકય છે એમ હું ધારું છું. કાળને અંશરૂપે નહિ પણ પૂર્ણ રીતે સમજવો જરૂરી છે.

પળો, કલાકો, દિવસો અને વર્ષોના પરિણામરૂપ કાળક્રમરૂપે નહિ પણ ચિત્તલક્ષી સ્મરણરૂપ કાળમાં આપણું ઘણુંખરું જીવન વ્યતીત થાય છે એ સમજવું આનંદ આપે એવી બાબત છે આપણે કાળથી જીવીએ છીએ, આપણે કાળના પરિણામ છીએ આપણા મન ઘણી ગઈકાલોનાં પરિણામ છે અને વર્તમાનકાળ તો ભૂતકાળને ભવિષ્યમાં જવાના માર્ગ સમાન જ છે. આપણાં મન, આપણા જીવન, આપણાં કાર્યો, કાળ પર જ રચાયલા છે કાળ વિના આપણે વિચાર કરી શકતા નથી કારણકે વિચાર એ કાળનુ પરિણામ છે, વિચાર એ ઘણી ગઈકાલોનુ પરિણામ

છે અને સ્મરણ વિના વિચાર હોતો નથી. સ્મરણ એ જ કાળ; કારણકે કાળ બે પ્રકારના છે—એક કાળક્રમ મુજબનો અને બીજો ચિત્તલક્ષી ઘડિયાળની દૃષ્ટિએ જોતાં ગર્ઘકાલરૂપે કાળ છે અને સ્મરણની દૃષ્ટિએ જોતાં પણ ગર્ઘકાલરૂપે કાળ છે કાળક્રમ મુજબના કાળનો તમે અનાદર કરી શકો નહિ. એમ કરવું મૂર્ખાઈભર્યું કહેવાય. એમ કરવા જતાં તમે તમારી ગાડી ચૂકી જાઓ. પણ કાળક્રમના કાળથી જુદો હોય એવો કોઈ કાળ ખરેખર છે? ગર્ઘકાલરૂપે કાળ છે એ તો દેખીતું જ છે પણ મન જે રીતે કાળનો વિચાર કરે છે ને રીતે કાળ છે ખરો? ખરેખર ચિત્તલક્ષી કાળ મનનું જ પરિણામ છે વિચારના પાયા વિના કાળ જ નથી—કાળ તો વર્તમાન સાથે સંયુક્ત થયેલું ભૂતકાળનું સ્મરણ જ છે અને એ જ ભવિષ્યને ઘડે છે. એટલે કે વર્તમાનના પ્રત્યાઘાતરૂપે ઉદ્‌ભવેલું ગર્ઘકાલના અનુભવનું સ્મરણ ભવિષ્યને ઉત્પન્ન કરે છે અને એ પણ વિચારની જ ક્રિયા છે, એ પણ મનનો જ માર્ગ છે. વિચારક્રિયા કાળની ચિત્તલક્ષી ક્રિયા ઉત્પન્ન કરે છે પણ જેવી રીતે કાળક્રમ મુજબ કાળ સાચો છે તેવી રીતે એ કાળ પણ સાચો છે ખરો? અને એ કાળ જે મને જ ઉત્પન્ન કર્યો છે તે કાળનો ઉપયોગ અનાદિ અનંતને, કાલાતીતને, સમજવાના સાધનરૂપે થઈ શકે ખરો? મેં કહ્યું છે એ મુજબ સુખ ભૂતકાળનું (પરિણામ) નથી, એ કાળનું પરિણામ નથી, સુખ હમેશાં વર્તમાનમાં વસે છે અને એ કાલાતીત અવસ્થા છે. જ્યારે તમે અતિ આનંદમાં હો છો, જ્યારે તમે સર્જક આનંદ અનુભવો છો, તમારા જીવનમાં જ્યારે ઉજળાં વાદળની આસપાસ કાળાં વાદળ ઘેરાયલાં હોય છે ત્યારે કાળનું અસ્તિત્વ જ નથી હોતું એ તમે જાણો છો કે નહિ તે હું જાણતો નથી. એ વખતે તો કેવળ ચાલુ વર્તમાન જ હોય છે. વર્તમાનમાં અનુભવ થયા પછી મન પ્રવેશ કરે છે, એ અનુભવને યાદ રાખે છે, એ જારી રહે એમ ઇચ્છે છે અને એનું વધારે ને વધારે પ્રમાણ એકત્ર કરે છે. આ રીતે 'વધારે'ની ઇચ્છામાંથી કાળ ઉત્પન્ન થાય છે; કાળ એટલે જ મેળવવાની ક્રિયા તથા કાળ એટલે જ અનાસક્ત રહેવાની ક્રિયા અને

એ પણ મનની મેળવવાની જ ક્રિયા છે. માટે કાળની મર્યાદામાં મનનું નિયમન કરવું, કાળના ચોકઠામાં વિચારને મર્યાદિત કરવો—એટલે એ જ સ્મરણ છે—એથી જે કાલતીત છે તેને પ્રકટ કરી શકાતો નથી.

પરિવર્તન એ કાળની બાબત છે? પરિવર્તન માટે કાળ જરૂરી છે એવું આપણે માનતા આવ્યા છીએ. આજ હું આવો છું. હું જે છું એનું હું જેવો થવા માગું છું એમાં પરિવર્તન કરવા માટે કાળ જરૂરી છે. ગૂંચવાડો, વૈમનસ્ય, ઘર્ષણ અને દુઃખ એ સૌ લોભમાં પરિણામો છે. અને મારા લોભમાં એ પરિણામો રહેલાં છે. નિર્લોભમાં એનું પરિવર્તન કરવા માટે કાળ જરૂરનો છે એમ આપણે માનીએ છીએ એનો અર્થ એ જ કે કાળ કાંઈ વધારે મહાન વિકસાવવાના, કાંઈક બનવાના, સાધનરૂપ છે એમ આપણે માનીએ છીએ. પ્રશ્ન તો આવો છે કે એક માણસ હિંસક, લોભી, ઈર્ષાળુ, ક્રોધી, વિષયી કે વિકારી છે. જે છે એનું પરિવર્તન કરવા માટે કાળ જરૂરનો છે? પ્રથમ તો જે છે એનું રૂપાંતર કે પરિવર્તન કરવાની આપણને ઇચ્છા જ શા માટે છે? એનું કારણ એ છે કે આપણને આપણી વર્તમાન સ્થિતિથી સંતોષ નથી. એનાથી ઘર્ષણ અને વિક્ષેપ થાય છે અને એ પરિસ્થિતિ આપણને ન ગમતી હોવાથી આપણે કાંઈક વધારે સારું, વધારે ઉમદા, વધારે ભાવનામય માગી રહ્યા છીએ. માટે આપણે પરિવર્તન કરવા ઇચ્છીએ છીએ કારણ કે આપણા જીવનમાં, દુઃખ, અગવડ, અથડામણ છે. કાળ ઘર્ષણને દૂર કરી શકે છે? જો તમે એમ કહો કે કાળથી ઘર્ષણ દૂર થશે તો તમે ઘર્ષણ મુક્ત નથી. તમે કદાચ એમ કહો કે ઘર્ષણ નાબૂદ કરવા, તમે છો એનું પરિવર્તન કરવા, વીસ દિવસ કે વીસ વર્ષ લાગશે પણ એ મુદ્દત દરમ્યાન તમે ઘર્ષણમાં જ રહો છો અને તેથી કાળ પરિવર્તન લાવી શકતો નથી. કોઈ ગુણ, સદ્‌ગુણ કે અવસ્થા પ્રાપ્ત કરવાના સાધનરૂપે જ્યારે આપણે કાળનો ઉપયોગ કરીએ છીએ ત્યારે જે છે એ સ્થિતિની સમજ આપણે મોકૂફ રાખીએ છીએ અગર એનાથી આપણે દૂર જઈએ છીએ. આ બાબત સમજવી મહત્ત્વની છે એમ હું ધારું છું બીજા સાથેના એટલે કે સમાજ સાથેના આપણા

સંબંધમાં લોભ કે હિંસા, દુઃખ અને વિક્ષેપ ઉત્પન્ન કરે છે. આ વિક્ષેપની સ્થિતિ જેને આપણે લોભ કે હિંસા કહીએ છીએ તેની જાણ થયેલી હોવાથી આપણે કહીએ છીએ કે વખત જતાં હું એમાંથી મુક્ત થઈશ, હું અહિંસાનુ પાલન કરીશ, હું શાંતિ કેળવીશ ' તમે અહિંસા કેળવવા માગો છો કારણકે હિંસા વિક્ષેપની, ઘર્ષણની અવસ્થા છે અને વખત જતાં તમે અહિંસા પ્રાપ્ત કરી શકશો તથા ઘર્ષણ નાબૂદ કરી શકશો એમ તમે માનો છો. આમાં વાસ્તવિક રીતે શું બની રહ્યું છે? ઘર્ષણવાળી સ્થિતિમાં હોવાથી તમે એક એવી સ્થિતિ સંપાદન કરવા માગો છે જેમાં ઘર્ષણ જ ન હોય. ઘર્ષણ વિનાની એ સ્થિતિ કાળનું કે કોઈ મુદ્દતનું પરિણામ છે? નથી જ, કારણકે જ્યારે તમે અહિંસાની સ્થિતિ પ્રાપ્ત કરવા મથી રહ્યા છો ત્યારે પણ તમે હિંસક જ હો છો અને તેથી તમે ઘર્ષણમાં જ પડેલા છો.

ઘર્ષણ, વિક્ષેપ, અમુક સમયમાં, પછી એ દિવસો, વર્ષો કે જીંદગીઓ હોય, દૂર થઈ શકે કે કેમ એ જ આપણો પ્રશ્ન છે. તમે જ્યારે એમ કહો છો કે અમુક વખત દરમ્યાન હું અહિંસાનું પાલન કરીશ ત્યારે શું બનવા પામે છે? તમે પાલન કરો છો એ જ દર્શાવે છે કે તમે ઘર્ષણમાં જ છો. નહિ વારૂ? જો તમે ઘર્ષણનો સામનો ન કરતા હોત તો તમે અહિંસાનું પાલન કરતા ન હોત. તમે કહો છો કે ઘર્ષણને નાબૂદ કરવા ઘર્ષણનો સામનો કરવો જરૂરી છે અને એ સામનો કરવા માટે સમય જોઈએ. પણ ઘર્ષણનો સામનો જ ઘર્ષણનો એક પ્રકાર છે. તમે જેને લોભ, હિંસા કે ઈર્ષા કહો છો એ રૂપે થતા ઘર્ષણનો સામનો કરવામાં તમે તમારી શક્તિ ખર્ચો છો. છતાં તમારૂં મન તો ઘર્ષણવાળુ જ હોય છે. માટે હિંસાને નાબૂદ કરવાના સાધનરૂપે કાળ પર અવલંબન રાખવું કેટલું વ્યર્થ છે એ સમજવું અને એ રીતે એ ક્રિયામાંથી મુક્ત થવું, મહત્ત્વનુ છે. આમ થાય ત્યારે જ તમે જે છો તે થવા શક્તિવાન થાઓ છો અને તમે તો ચિત્તલક્ષી વિક્ષેપ જે હિંસા છે તે જ છો.

કોઈ પણ બાબત, કોઈ પણ માનવ કે વૈજ્ઞાનિક પ્રશ્ન સમજવા માટે શું મહત્ત્વનું શું જરૂરી છે? શાંત મન જે મન સમજવાને આતુર હોય એવું મન. ખરું ને? જે મન અમુક વિચારોને બાતલ કરે છે, અમુક વિચાર પર એકાગ્ર થવા પ્રયત્ન કરે છે તેવું મન નહિ કારણકે એ પણ સામનો કરવાનો જ પ્રયાસ છે. જો હું કોઈ પણ બાબત ખરેખર સમજવા માગતો હોઉં તો મનની શાંત અવસ્થા તરત જ આવે છે. જ્યારે તમે સંગીત સાંભળવા માગતા હો, જ્યારે તમને પસંદ હોય, તમને ગમતું હોય, એવું કોઇ ચિત્ર જોવા માગતા હો ત્યારે તમારા મનની કઈ સ્થિતિ હોય છે? તરત જ મન શાંત થાય છે. નહિ વારુ? જ્યારે તમે સંગીત સાંભળતા હો ત્યારે તમારું મન ગમે ત્યાં ભટકતું નથી. તમે કેવળ સાંભળો જ છો. એવી જ રીતે જ્યારે તમે ઘર્ષણને સમજવા માગતા હો ત્યારે તમે કાળ પર જરાય અવલંબન રાખતા નથી; તમે તો જે છે એનો જ એટલે કે ઘર્ષણનો જ વિચાર કરો છો. એવે વખતે તરત જ મનની શાંતિ, સ્થિરતા આવે છે. જે છે એનું પરિવર્તન કરવાના સાધન તરીકે કાળ પર આધાર રાખવાની ક્રિયા વ્યર્થ છે એમ સમજી એના પર તમે આધાર રાખો નહિ તો જે છે એનો જ તમારે વિચાર કરવો રહ્યો અને જે છે એને સમજવામાં તમને રસ છે એટલે સ્વાભાવિક રીતે તમારું મન શાંત થાય છે. મનની એ સચેત પણ નિષ્ક્રિય અવસ્થામાં સમજ પ્રકટ થાય છે. જ્યાંસુધી મનમાં ઘર્ષણ, દોષદષ્ટિ, સામનો, તિરસ્કાર, આવેલાં છે ત્યાંસુધી સમજ પ્રાપ્ત થતી નથી. તમને સમજવાની મારી જો ઇચ્છા હોય તો કહેવાની જરૂર નથી કે મારે તમારો તિરસ્કાર ન જ કરવો જોઈએ. એવું શાંત, સ્થિર મન જ પરિવર્તન લાવી શકે છે. મન જ્યારે સામનો કરતું ન હોય, છટકતું ન હોય, દૂર ભાગતું ન હોય, કે જે છે એમાં દોષ જોતું ન હોય પણ જે છે એની એને નિષ્ક્રિય રીતે જાણ થાય ત્યારે મનની એ નિષ્ક્રિયતામાં, જો તમે પ્રશ્નમાં ઊંડા ઉતરશો તો, તમને જણાશે કે પરિવર્તન શક્ય બને છે.

પરિવર્તન અત્યારે જ શક્ય છે, ભવિષ્યમાં નહિ; પુનરુદ્ધાર આજ જ થાય, આવતી કાલે નહિ. હું જે કહી રહ્યો છું, એનો તમે પ્રયોગ કરી જોશો તો તમને જણાશે કે એમાં જ પુનરુદ્ધાર, નવીનતા, પ્રફુલ્લતા છે કારણકે મનને જ્યારે કોઈ બાબતમાં રસ હોય છે, જ્યારે સમજવાની એને ઇચ્છા હોય છે ત્યારે મન હમેશાં શાંત જ હોય છે. આપણી મુસીબત એ છે કે આપણને સમજવામાં રસ જ નથી કારણકે આપણને ભય છે કે જો આપણે સમજીશું તો કદાચ આપણા જીવનમાં ક્રાંતિ દાખલ થશે અને એટલા માટે જ આપણે એનો સામનો કરીએ છીએ. જ્યારે ક્રમે ક્રમે પરિવર્તન કરવાના સાધનરૂપે કાળનો કે આદર્શનો ઉપયોગ કરીએ છીએ ત્યારે આપણું રક્ષણ કરવાની જ ક્રિયા નજરે પડે છે.

આ પુનરુદ્ધાર વર્તમાનમાં જ શક્ય છે; એ ભવિષ્યમાં કે આવતી કાલે શક્ય નથી. સુખ પ્રાપ્ત કરવાના કે સત્ય યા ઈશ્વર મેળવવાના સાધનરૂપે જે માણસ કાળ પર આધાર રાખે છે તે પોતાની જાતને છેતરી રહ્યો છે; એ માણસ અજ્ઞાનમાં અને તેથી જ ઘર્ષણમાં જીવે છે. જે માણસ એમ સમજે છે કે કાળ એ પોતાની મુસીબતમાંથી મુક્ત થવાનો માર્ગ નથી અને તેથી જે માણસ ખોટી ક્રિયાથી મુક્ત છે તે માણસને જ સ્વાભાવિક રીતે સમજવાનો ઇરાદો છે એમ કહેવાય. માટે જ એનું મન તતક્ષણ, કોઈ પણ દબાણ વિના, કોઈ પણ નિયમન વિના, શાંત બને છે મન જ્યારે કોઈ પણ ઉત્તર કે ઉકેલ શોધતું ન હોય, જ્યારે એ સામનો કરતુ ન હોય કે દૂર ભાગતું ન હોય, જ્યારે એ શાંત અને સ્થિર હોય, ત્યારે જ પુનરુદ્ધાર થાય છે. કારણકે એ વખતે જે સત્ય છે તે જોવા મન તૈયાર હોય છે. માત્ર સત્ય જ મુક્ત કરે છે, મુક્ત થવાનો પ્રયત્ન મુક્ત કરતો નથી.

## પ્રકરણ એકવીસમું

# સત્તા અને સિદ્ધિ

આપણા સમાજમાં, આપણા જીવનમાં, આપણા વ્યક્તિગત અને સમૂહગત સંબંધમાં, મૂળભૂત ક્રાંતિની જરૂર છે એ આપણે જાણીએ છીએ. એ ક્રાંતિ કેવી રીતે આવી શકે? મને કલ્પેલા કોઈ ચોકઠા મુજબ, કોઈ બુદ્ધિગ્રાહ્ય અને અભ્યાસપૂર્ણ હોય એવી યોજના મુજબ જો પરિવર્તન કરવામાં આવે તો એ મનના ક્ષેત્રનું જ હોવાનું એટલે મન જે નિર્ણય કરે છે તે લક્ષ્ય, ધ્યેય, બને છે અને તેને માટે આપણે આપણું અને બીજાઓનું બલિદાન આપવા તૈયાર થઈએ છીએ. જો આપણે એવો જ મત ધરાવતા હોઈએ તો એ પરથી ફલિત થાય છે કે આપણે મનુષ્યો કેવળ મનની જ રચનાઓ છીએ જેમાં અનુસરણ, દમન, ક્રૂરતા, સરમુખત્યારી, સિતમગર છાવણીઓ વગેરેનો સમાવેશ થાય છે. જ્યારે આપણે મનના પૂજારી બનીએ છીએ ત્યારે એમાં એ સઘળાનો સમાવેશ નથી થતો? જો આ હું સમજું, નિયમનની, દમનની, નિરર્થક્તા જો હું સમજું, જો હું એમ જાણું કે દમનના અનેક પ્રકારો 'હું' અને 'મારૂં'ને જ પ્રબળ કરે છે તો મારે શું કરવું?

આ પ્રશ્નનો સંપૂર્ણ રીતે વિચાર કરવા માટે ચૈતન્ય શું છે એ આપણે તપાસવું પડશે. ચૈતન્ય શું છે એ તમે તમારી જાતે વિચાર્યું છે કે એ વિષે પ્રમાણો શું કહે છે એ જ તમે જાણો છો? નિત્ય જીવનની પ્રવૃત્તિઓનું અને એનાં કાર્યોનું જ ચૈતન્ય નહિ પણ ગુપ્ત, વધારે ઊંડું, વધારે સમૃદ્ધ અને જેના સંબંધમાં આવવું વધારે મુશ્કેલ છે તે ચૈતન્ય શું છે તે તમે અભ્યાસ કરીને અને તમારા અનુભવથી કેવી રીતે સમજ્યા છો એ હું જાણુતો નથી પણ આપણા જીવનમાં અને તેથી જ જગતમાં આમૂલ પરિવર્તન આણવાનો આ પ્રશ્ન જો આપણે ચર્ચવા માગતા

હોઈએ અને એ પરિવર્તનથી કોઈ એક પ્રકારનું દર્શન, ઉત્સાહ, તમન્ના, વિશ્વાસ, આશા, કાર્યને માટે જોઈતો વેગ આવે એવી નિશ્ચિતતા, જાગૃત કરવા માગતા હોઈએ, તો ચૈતન્યના આ પ્રશ્નને વિચારવો જરૂરી નથી ?

મનની ઉપલી ભૂમિકાએ ચૈતન્ય શું છે તે આપણે સમજી શકીએ છીએ. એ ભૂમિકાએ ચૈતન્ય એટલે વિચારક્રિયા, વિચાર. વિચાર સ્મરણનું, શાબ્દિક ક્રિયાનું પરિણામ છે. બીજાને કહી શકાય એટલા માટે કેટલાક અનુભવોનું નામકરણ, સ્મરણ અને સંચય કરવાં એ ચૈતન્ય છે. આ ભૂમિકાએ અનેક પ્રકારના પ્રતિબંધ, સંયમ, પ્રમાણો, નિયમનો હોય છે. આ સઘળાથી આપણે પરિચિત છીએ. એના વધારે ઊંડાણમાં પ્રજાના સંચયો, છૂપા આશયો, વ્યક્તિની અને સમૂહની મહત્ત્વાકાંક્ષાઓ, પૂર્વગ્રહો, હોય છે અને એ સઘળાં દર્શન, સ્પર્શ, અને વૃત્તિનાં પરિણામો છે. ઉપલું તેમજ અંદરનું આ સમગ્ર ચૈતન્ય 'હું' અથવા અહમ્‌ની ભાવનાની આસપાસ કેન્દ્રિત થયેલું છે.

જ્યારે આપણે પરિવર્તન કરવાની વાત કરીએ છીએ ત્યારે સામાન્ય રીતે ઉપલી ભૂમિકાનુંજ પરિવર્તન આપણે કહેવા માગીએ છીએ. નહિ વારૂ ? સંકલ્પ, નિર્ણય, માન્યતા, સંયમ, પ્રતિબંધ વગેરે વડે આપણે વાંછી રહ્યા હોઈએ એવું કોઈ ઉપલક પરિણામ સાધ્ય કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ અને મનના અજાગૃત, ઊંડા વિભાગની સહાય વડે એ પ્રાપ્ત કરવા આપણે આશા રાખીએ છીએ. માટે પોતાનાં ઊંડાણ પ્રકટ કરવાં જરૂરી છે એમ આપણે માનીએ છીએ. પણ બાહ્ય ભૂમિકા અને કહેવાતી આન્તરભૂમિકા વચ્ચે સતત મંથન ચાલ્યા જ કરે છે. સઘળા માનસશાસ્ત્રીઓ, જે સઘળાઓએ સ્વજ્ઞાન પ્રાપ્ત કરવા યત્ન કર્યો છે તે સઘળાઓ આ હકીકતથી સંપૂર્ણ રીતે વાકેફ છે.

આ અંદરનું ઘર્ષણ પરિવર્તન લાવી શકે ? આપણા જીવનમાં આમૂલ પરિવર્તન કેવી રીતે લાવવું એ શું આપણો મુખ્ય અને મહત્ત્વનો પ્રશ્ન નથી ? ઉપલી ભૂમિકાએ થોડોક ફેરફાર કરવાથી એ પરિવર્તન થશે ? ચૈતન્યની 'હું'ની, જુદી જુદી ભૂમિકાઓ સમજવાથી, ભૂતકાળને, બચપણથી

વિચારજન્ય છે તે મર્યાદિત છે, કાળનું અને સ્મરણનું પરિણામ છે માટે જ એ સત્ય નથી. કાલ્પનિક રીતે કે અબુધપણે નહિ પણ વાસ્તવિક રીતે જો આ સત્ય વાત સમજાય કે કલ્પનામય શોધ કરતા મનની કોઈ પણ પ્રવૃત્તિ, તત્ત્વજ્ઞાનમય એના પ્રયત્નો, એની ધારણા, એની કલ્પના કે એની આશા કેવળ આત્મવંચના જ છે તો કયું બળ, કઈ સર્જકશક્તિ આ આમૂલ પરિવર્તન લાવે છે?

આટલી હદ સુધી આવવામાં આપણે જાગૃત મનનો જ ઉપયોગ કર્યો હશે. અત્યાર સુધી આપણે આ દલીલને સમજ્યા છીએ, એનો સ્વીકાર કે અસ્વીકાર કર્યો છે. એને સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે સમજ્યા છીએ. એનાથી આગળ જવા માટે અને ઊંડો અનુભવ કરવા માટે શાંત અને સમજવાને સચેત હોય એવું મન જરૂરી છે. નહિ વારુ? એ મન હવે વિચાર પાછળ જતું નથી. જો વિચારની પાછળ જવામાં આવે તો જે કાંઈ કહેવામાં આવતું હોય એની પાછળ મન (વિચારક) જાય છે અને એ રીતે દ્વૈતભાવ તરત જ ખડો થાય છે. આ ઊંડા પરિવર્તનની બાબતમાં જો તમે વધારે આગળ જવા માગતા હો તો જાગૃત મન શાંત થવું જરૂરી નથી? મન જ્યારે શાંત હોય ત્યારે જ મન અને વિચાર, અનુભવનાર અને અનુભૂત, નિરીક્ષક અને નિરીક્ષિત બે જુદી ક્રિયાઓ છે એના વિકટ સંદર્ભો, એની ભારે મુસીબત એ સમજી શકે જ્યારે મન અને વિચાર એક હોય, જ્યારે મન વિચારનો સંયમ કરતું હોય એવો દ્વૈતભાવ ન રહે, ત્યારે જ 'હું'ના અસ્તિત્વ વિનાની ચિત્તની આ સર્જક ક્રાંતિ શક્ય બને છે આવો અનુભવ જ સર્જકશક્તિ પ્રકટાવે છે જેને પરિણામે આમૂલ ક્રાંતિ, ચિત્તલક્ષી 'હું'નો લય, થવા પામે છે એમ હું સૂચવી રહ્યો છું.

અધિકારદ્વારા, નિયમનદ્વારા, દમનદ્વારા પ્રાપ્ત થતું બળ કેવું કાર્ય કરે છે તે આપણે જાણીએ છીએ રાજકીય સત્તાવડે આપણે મૂળનું પરિવર્તન લાવવાની આશા રાખીએ છીએ પણ એવી સત્તા અંધકાર, વિચ્છિન્નતા, અનિષ્ટ, વધારે છે તથા 'હું'ને પ્રબળ બનાવે છે. વ્યક્તિ તરીકે અને સમૂહ તરીકે આપણે જે પ્રાપ્તિ કરી છે તેના પ્રકારો આપણને

સુવિદિત છે પણ આપણે પ્રેમનો માર્ગ અજમાવી જોયો નથી અને પ્રેમ શું છે તે પણ આપણે જાણતા નથી. 'હું'નું કેન્દ્ર, મન, જ્યાં સુધી છે ત્યાંસુધી પ્રેમ શક્ય જ નથી. આ બધું જાણ્યા પછી શું કરવું એ જ એક પ્રશ્ન છે.

આપણા જાગૃત તેમ જ અજાગૃત મનના હેતુઓની આપણને જાણ થાય, આપણા નિત્ય જીવનમાં સાવધાનતા આવે તો જરૂર આ આમૂલ પરિવર્તન, ચિત્તનો આ સર્જક આવિર્ભાવ શક્ય બને. જ્યારે આપણે સમજી લઈએ કે નિયમનો, માન્યતાઓ, આદર્શો, ફક્ત 'હું'ને જ પ્રબળ કરે છે અને તેથી એ વ્યર્થ છે, એની આપણને પ્રતિદિન જાણ થાય, એનું સત્ય આપણને સમજાય ત્યારે મન પોતાના વિચારોથી, પોતાના અવલોકનોથી, પોતાના અનુભવોથી, મુક્ત થતું હોય એવી સ્થિતિમાં આપણે આવતા નથી? જ્યાંસુધી મન વિચારોથી જુદું છે, અને એનુ દમન કરવા એ પ્રયત્ન કરે છે ત્યાંસુધી આમૂલ પરિવર્તન થઈ શકે જ નહિ જ્યાંસુધી 'હું' અવલોકનાર છે, અનુભવો મેળવે છે અને એ અનુભવોવડે પ્રબળ બને છે ત્યાંસુધી મૂળભૂત ક્રાંતિ કે સર્જક શક્તિ અસંભવિત છે. મન અને વિચાર જુદાં નથી—અને એ બે વચ્ચેનું અંતર પ્રયત્નથી નાબૂદ થઈ શકે નહિ—એ અનુભવ થાય ત્યારે જ સર્જકશક્તિ પ્રકટે છે. કોઈ પણ કલ્પના, કોઈ પણ શાબ્દિક વર્ણન, કોઈ પણ પ્રકારનો વિચાર, 'હું'ને જ પ્રબળ બનાવે છે એમ જ્યારે મન સમજે, જ્યાંસુધી મન અને વિચાર જુદાં છે ત્યાંસુધી મર્યાદા જ છે, દ્વંદ્વનું ઘર્ષણ છે, એમ મન જ્યારે સમજે ત્યારે જ એ જાગૃત બને છે અને અનુભવથી પોતે કેવી રીતે જુદું પડે છે, કેવી રીતે પોતે પોતાનો અધિકાર જમાવે છે તથા કેવી રીતે પોતે સત્તા શોધે છે એનું એને ભાન થાય છે. આ જાગૃતિમાં કોઈ પણ લક્ષ્ય કે ધ્યેય શોધ્યા વિના જો મન એમાં વધારે ઊંડું ઉતરે તો એક એવી અવસ્થા આવે છે જેમાં મન અને વિચાર એક જ હોય છે. એ અવસ્થાએ કોઈ પ્રયત્ન, કાંઈ થવાપણું, પરિવર્તનની કોઈ ઇચ્છા, રહેતાં નથી. એ અવસ્થાએ 'હું'નો લય થાય છે કારણકે એ વખતે કાળથી પર હોય એવું પરિવર્તન થાય છે.

આજસુધીના જાતી અનુભવોને પ્રકટ કરવાથી, મારાં માતપિતાના, મારા વડીલોના, મારી જાતિના, જે સમાજમાં હુ રહેતો હોઉં એની મર્યાદાઓના, સઘળા અનુભવોનું પરીક્ષણ કરવાથી, એ સઘળાનું પૃથક્કરણ કરવાથી પરિસ્થિતિની કેવળ નવી ગોઠવણી જ ન હોય એવું પરિવર્તન થઈ શકે?

મને લાગે છે અને તમને પણ લાગવું જ જોઈએ કે આપણા જીવનમાં આમૂલ ક્રાંતિ થવી જોઈએ એ ક્રાંતિ માત્ર પ્રતિક્રિયા જ ન હોય, સંયોગોના દબાણનું જ એ પરિણામ ન હોય એવી ક્રાંતિ થવી જોઈએ. આવી ક્રાંતિ કેવી રીતે લાવી શકાય? સઘળા માનવ અનુભવોનો સરવાળો ઉપરાંત વર્તમાન સાથેનો મારો ચોક્કસ સંબંધ એ મારૂં ચૈતન્ય છે. એ પરિવર્તન લાવી શકે? મારા ચૈતન્યનો, મારી પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવાથી, મારા વિચારોની અને મારી વૃત્તિઓની જાણ થવાથી, કોઈ પણ પ્રકારે વખોડ્યા વિના નિરીક્ષણ કરવા માટે મનને શાંત કરવાથી, પરિવર્તન થઈ શકશે? માન્યતા વડે, મન કલ્પિત મૂર્તિ જેને આપણે આદર્શ કહીએ છીએ તેની સાથે એકરૂપ થવાથી પરિવર્તન થઈ શકશે? આ સઘળામાં હું જે છું તેની અને હું જે થવા માગું છું તેની વચ્ચે કોઈ ચોક્કસ પ્રકારનું ઘર્ષણ રહેલું નથી? ઘર્ષણથી મૂળભૂત ક્રાંતિ થશે? મારી અંદર અને સમાજ સાથે સતત યુદ્ધ ચાલ્યા જ કરે છે. નહિ વારૂ? આ ઘર્ષણ, આ મંથન, પરિવર્તન કરશે? પરિવર્તન જરૂરનું છે એ હું સમજું છું. મંથન કરવાથી, નિયમન કરવાથી, અનેક પ્રકારનાં દમન કરવાથી, તથા મારા ચૈતન્યની આખી ક્રિયાનું પરીક્ષણ કરવાથી પરિવર્તન લાવી શકાશે? આવી ક્રિયાથી આમૂલ પરિવર્તન ન થઈ શકે એમ મને લાગે છે. આ વિષે સંપૂર્ણ ખાતરી થવી જોઈએ. અને જો એ ક્રિયાથી આમૂલ પરિવર્તન ન થઈ શકે, ઊંડી અંદરની ક્રાંતિ ન આવી શકે, તો એ પરિવર્તન શાથી થઈ શકે?

સાચી ક્રાંતિ કેવી રીતે આણશો? એવું કયું બળ છે, એવી કઈ સર્જક શક્તિ છે જે એ પરિવર્તન લાવી શકે? અને એ બળ, એ

શક્તિ, કેવી રીતે પ્રકટ કરી શકાય ? તમે નિયમનો અજમાવી જોયાં, તમે આદર્શો અને અનેક પ્રકારના કલ્પિત સિદ્ધાંતો અજમાવી જોયા અગર તમે માનો છો કે તમે ઈશ્વર છો અને જો તમે એ પ્રભુતાનો, અગર આત્માનો કે જે કહો એનો અનુભવ કરી શકો તો એ અનુભવ જ આમૂલ ક્રાંતિ આણશે. પણ એ વાત સાચી છે ? પ્રથમ તમે નક્કી કરો છો કે સત્ય છે, તમે એના ભાગરૂપ (અંશરૂપ) છો અને તમે નક્કી કરેલી એ બાબતની આસપાસ તમે અનેક સિદ્ધાંતો, કલ્પનાઓ, માન્યાતાઓ, મંતવ્યો, ધારણાઓ, ખડાં કરો છો અને એ મુજબ તમે જીવો છો. એ ચોકઠા પ્રમાણે વિચાર કરવાથી અને વર્તન કરવાથી તમે આમૂલ પરિવર્તન લાવવાની આશા સેવો છો. પણ તમે એ આશામાં સફળ થશો ?

ઘણા કહેવાતા ધાર્મિક માણસો ધારી લે છે કે એમનામાં મૂળભૂત રીતે, ઊંડાણમાં સત્યનું તત્ત્વ રહેલું છે, અને અનેક પ્રકારનાં નિયમનો વડે, સંયમવડે, દમનવડે, ત્યાગવડે, બલિદાનવડે, પોતે એ સત્યને ઓળખી શકશે. એ પ્રમાણે ધારો કે તમે પણ ધારી લો કે એથી આમૂલ પરિવર્તન થશે પણ આ ધારણા જ વિચારનો વિભાગ નથી ? શું એ મર્યાદિત મનનું, અમુક રીતે અમુક નમૂના મુજબ વિચાર કરવા કેળવાયલા મનનું પરિણામ નથી ? આ પ્રમાણે કોઈ કલ્પના, ભાવના, સિદ્ધાંત, માન્યતા, આશા, ઉત્પન્ન કર્યા પછી તમેજ સર્જેલી એ માન્યતા આમૂલ પરિવર્તન કરશે એવી તમે આશા રાખો છો.

'હું' ની, મનની, અસાધારણ રીતે આ સૂક્ષ્મ ક્રિયા તમારે પ્રથમ સમજવી જોઈએ, ભાવનાઓની, માન્યતાઓની, કલ્પનાઓની, તમને જાણ થવી જોઈએ અને એ સઘળાને તમારે ખસેડી નાખવાં જોઈએ કારણકે એ બધાં છેતરપીંડીનાં સ્વરૂપો નથી ? બીજાઓએ સત્ય અનુભવ્યું હોય પણ જો તમે એ અનુભવ્યું ન હોય તો એ વિષે તરગો કરવાનો કે તમે વાસ્તવિક રીતે સત્ય, અમર, અને દૈવી છો એવી કલ્પના કરવાનો શો અર્થ છે ? એ પણ વિચારના ક્ષેત્રમા જ છે અને જે કાંઈ

વિચારજન્ય છે તે મર્યાદિત છે, કાળનું અને સ્મરણનું પરિણામ છે માટે જ એ સત્ય નથી. કાલ્પનિક રીતે કે અબુધપણે નહિ પણ વાસ્તવિક રીતે જો આ સત્ય વાત સમજાય કે કલ્પનામય શોધ કરતા મનની કોઈ પણ પ્રવૃત્તિ, તત્ત્વજ્ઞાનમય એના પ્રયત્નો, એની ધારણા, એની કલ્પના કે એની આશા કેવળ આત્મવંચના જ છે તો કયું બળ, કઈ સર્જકશક્તિ આ આમૂલ પરિવર્તન લાવે છે ?

આટલી હદ સુધી આવવામાં આપણે જાગૃત મનનો જ ઉપયોગ કર્યો હશે. અત્યાર સુધી આપણે આ દલીલને સમજ્યા છીએ, એનો સ્વીકાર કે અસ્વીકાર કર્યો છે. એને સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે સમજ્યા છીએ. એનાથી આગળ જવા માટે અને ઊંડો અનુભવ કરવા માટે શાંત અને સમજવાને સચેત હોય એવું મન જરૂરી છે. નહિ વારૂ? એ મન હવે વિચાર પાછળ જતું નથી. જો વિચારની પાછળ જવામાં આવે તો જે કાંઈ કહેવામાં આવતું હોય એની પાછળ મન ( વિચારક ) જાય છે અને એ રીતે દ્વૈતભાવ તરત જ ખડો થાય છે. આ ઊંડા પરિવર્તનની બાબતમાં જો તમે વધારે આગળ જવા માગતા હો તો જાગૃત મન શાંત થવું જરૂરી નથી? મન જ્યારે શાંત હોય ત્યારે જ મન અને વિચાર, અનુભવનાર અને અનુભૂત, નિરીક્ષક અને નિરીક્ષિત બે જુદી ક્રિયાઓ છે એના વિકટ સંદર્ભો, એની ભારે મુસીબત એ સમજી શકે જ્યારે મન અને વિચાર એક હોય, જ્યારે મન વિચારનો સંયમ કરતું હોય એવો દ્વૈતભાવ ન રહે, ત્યારે જ 'હું'ના અસ્તિત્વ વિનાની ચિત્તની આ સર્જક ક્રાંતિ શક્ય બને છે આવો અનુભવ જ સર્જકશક્તિ પ્રકટાવે છે જેને પરિણામે આમૂલ ક્રાંતિ, ચિત્ત-લક્ષી 'હું' નો લય, થવા પામે છે એમ હું સૂચવી રહ્યો છું.

અધિકારદ્વારા, નિયમનદ્વારા, દમનદ્વારા પ્રાપ્ત થતું બળ કેવું કાર્ય કરે છે તે આપણે જાણીએ છીએ. રાજકીય સત્તાવડે આપણે મૂળનું પરિવર્તન લાવવાની આશા રાખીએ છીએ પણ એવી સત્તા અંધકાર, વિચ્છિન્નતા, અનિષ્ટ, વધારે છે તથા 'હું'ને પ્રબળ બનાવે છે. વ્યક્તિ તરીકે અને સમૂહ તરીકે આપણે જે પ્રાપ્તિ કરી છે તેના પ્રકારો આપણને

સુવિદિત છે. પણ આપણે પ્રેમનો માર્ગ અજમાવી જોયો નથી અને પ્રેમ શું છે તે પણ આપણે જાણતા નથી. 'હું'નું કેન્દ્ર, મન, જ્યાં સુધી છે ત્યાંસુધી પ્રેમ શક્ય જ નથી. આ બધું જાણ્યા પછી શું કરવું એ જ એક પ્રશ્ન છે.

આપણા જાગ્રત તેમ જ અજાગ્રત મનના હેતુઓની આપણને જાણ થાય, આપણા નિત્ય જીવનમાં સાવધાનતા આવે તો જરૂર આ આમૂલ પરિવર્તન, ચિત્તનો આ સર્જક આવિર્ભાવ શક્ય બને. જ્યારે આપણે સમજી લઈએ કે નિયમનો, માન્યતાઓ, આદર્શો, ફક્ત 'હું'ને જ પ્રબળ કરે છે અને તેથી એ વ્યર્થ છે, એની આપણને પ્રતિદિન જાણ થાય, એનું સત્ય આપણને સમજાય ત્યારે મન પોતાના વિચારોથી, પોતાના અવલોકનોથી, પોતાના અનુભવોથી, મુક્ત થતું હોય એવી સ્થિતિમાં આપણે આવતા નથી? જ્યાંસુધી મન વિચારોથી જુદું છે, અને એનુ દમન કરવા એ પ્રયત્ન કરે છે ત્યાંસુધી આમૂલ પરિવર્તન થઈ શકે જ નહિ જ્યાંસુધી 'હું' અવલોકનાર છે, અનુભવો મેળવે છે અને એ અનુભવોવડે પ્રબળ બને છે ત્યાંસુધી મૂળભૂત ક્રાંતિ કે સર્જક શક્તિ અસભવિત છે. મન અને વિચાર જુદાં નથી—અને એ એ વચ્ચેનું અંતર પ્રયત્નથી નાબૂદ થઈ શકે નહિ—એ અનુભવ થાય ત્યારે જ સર્જકશક્તિ પ્રકટે છે. કોઈ પણ કલ્પના, કોઈ પણ શાબ્દિક વર્ણન, કોઈ પણ પ્રકારનો વિચાર, 'હું'ને જ પ્રબળ બનાવે છે એમ જ્યારે મન સમજે, જ્યાંસુધી મન અને વિચાર જુદાં છે ત્યાંસુધી મર્યાદા જ છે, દ્વંદ્વનું ઘર્ષણ છે, એમ મન જ્યારે સમજે ત્યારે જ એ જાગ્રત બને છે અને અનુભવથી પોતે કેવી રીતે જુદું પડે છે, કેવી રીતે પોતે પોતાનો અધિકાર જમાવે છે તથા કેવી રીતે પોતે સત્તા શોધે છે એનું એને ભાન થાય છે. આ જાગૃતિમાં કોઈ પણ લક્ષ્ય કે ધ્યેય શોધ્યા વિના જો મન એમાં વધારે ઊંડું ઉતરે તો એક એવી અવસ્થા આવે છે જેમાં મન અને વિચાર એક જ હોય છે. એ અવસ્થાએ કોઈ પ્રયત્ન, કાંઈ થવાપણું, પરિવર્તનની કોઈ ઇચ્છા, રહેતાં નથી. એ અવસ્થાએ 'હું'નો ક્ષય થાય છે કારણકે એ વખતે કાળથી પર હોય એવું પરિવર્તન થાય છે.

મન જ્યારે ખાલી હોય ત્યારે જ સર્જનની શક્યતા છે. પણ ઘણાઓના જીવનમાં જે ઉપલક ખાલીપણું જોવામાં આવે છે તેવું ખાલીપણુ હું કહેવા માગતો નથી. ઘણાઓ ઉપલક ખાલી હોય છે, અને વિક્ષેપની એમની ઇચ્છાદ્વારા એ જણાઈ આવે છે. આપણને આનંદ જોઈએ છે એટલે આપણે પુસ્તકોનો, રેડિયોનો, ભાષણોનો, પ્રમાણોનો આશરો શોધીએ છીએ. મન આ રીતે સદા પોતાને ભરતું જ રહે છે. જે ખાલીપણું, જે અવિચારીપણું કહેવાય એની હું વાત કરતો નથી. પણ જે ખાલીપણું, અસાધારણ વિચારશીલતામાંથી જન્મે છે, ભ્રમ ઉત્પન્ન કરવાની પોતાની શક્તિ મન સમજે અને એનાથી પર થાય ત્યારે જે ખાલીપણું આવે છે તેવા ખાલીપણાની હું વાત કરું છું.

અનુભવ મેળવવા માટે, પોતાને પ્રબળ કરવા માટે, મન રાહ જોતું હોય, અવલોકન કરતું હોય, નિરીક્ષણ કરતું હોય ત્યાંસુધી સર્જક શૂન્યાવસ્થા શક્ય નથી. સઘળા સંકેતો તજી, સઘળા શબ્દો અને એનાં સંવેદનો તજી, મન ખાલી થઈ શકે કે જેથી સંચય કરતો હોય એવો કોઈ અનુભવ કરનાર ન રહે? સઘળા તર્ક, સઘળા અનુભવો, લાદેલી માન્યતાઓ, પ્રમાણો સંપૂર્ણ રીતે તજી શૂન્યાવસ્થા પ્રાપ્ત કરવી મનને માટે શક્ય છે? સ્વાભાવિક છે કે આ પ્રશ્નનો જવાબ તમે નહિ આપી શકો; તમારે માટે એ પ્રશ્નનો જવાબ આપવો અશક્ય છે કારણકે તમે આ હકીકત જાણતા જ નથી, તમે કદી એનો અનુભવ કર્યો નથી. પણ જો હું સૂચન કરી શકું તો, શ્રવણ કરો, એ પ્રશ્ન તમારી આગળ રજૂ કરો, એનું બીજ તમારામાં પડવા દો; જો તમે ખરેખર શ્રવણ કરશો, જો તમે કોઈ પ્રતિક્રિયા નહિ કરો તો એ ફળશે

પરિવર્તન નવાથી જ થાય, જૂનાથી નહિ. જો તમે કોઈ જૂના ચોકઠાને અનુસરશો તો જે કાંઈ ફેરફાર થશે તે જૂનાનુ જ નવું સ્વરૂપ હશે. એમાં કાંઈ નવીન નથી, એમાં કાંઈ સર્જક નથી. મન પોતે જ નવું હોય ત્યારે જ સર્જનનો આવિર્ભાવ થાય; મન જ્યારે ઉપલી ભૂમિકાની જ નહિ પણ ભીતરની પોતાની સઘળી ક્રિયાઓ જોઈ શકે

ત્યારે જ મનનું નવસર્જન થાય. મન જ્યારે પોતાની ક્રિયાઓ સમજે, પોતાની ઇચ્છાઓની, માગણીઓની, પોતાના વેગની, કાર્યોની, પ્રમાણ અને ભયની પોતાની રચનાઓની જ્યારે મનને જાણ થાય, જ્યારે એ નિયમનથી, સંયમથી તથા માન્યતાઓ અને આદર્શોની આશાઓથી ઉત્પન્ન થયેલી પ્રતિક્રિયાને સમજે, આ આખીય ક્રિયાની મનને પૂરેપૂરી જાણ થાય ત્યારે એ સઘળાંને તજી એ નવીન થઇ શકે અને સર્જક રીતે ખાલી થઇ શકે? એ સર્જક અવસ્થાનો અનુભવ કરવાની ઇચ્છા વિના, એના વિષે કોઈ પણ અભિપ્રાય ધરાવ્યા વિના, જો તમે એનો પ્રયોગ કરી જુઓ તો એ બની શકે કે ન બની શકે તે તમે જાણી શકશો. એનો અનુભવ કરવાની જો તમે ઇચ્છા રાખશો તો તમે એનો અનુભવ કરી શકશો પણ તમને જે અનુભવ થશે તે સર્જકશૂન્યતાનો અનુભવ હોય નહિ, એ તો તમારી ઇચ્છાનું જ કલ્પિત રૂપ હશે નવીનનો અનુભવ કરવાની તમારી ઇચ્છા હોય તો એ એક ભ્રાંતિ છે પણ પ્રતિદિન, પ્રતિપળે, જો તમે તમારી પ્રવૃત્તિઓથી વાકેફ થતા જાઓ, તમે એનું નિરીક્ષણ કરતા રહો, અને એક અરીસામાં તમે તમારું મુખ જોતાં હો એવી રીતે તમારી આખી ક્રિયા તપાસતા રહો, તો જેમ જેમ ઊંડા જતા જશો તેમ તેમ શૂન્યાવસ્થાની આ અંતિમ સ્થિતિએ તમે આવી પહોંચશો અને એ અવસ્થામાં જ નવીનનું પ્રાકટ્ય શક્ય છે.

સત્ય, ઈશ્વર અગર જે કહો એનો અનુભવ થઈ શકતો નથી કારણકે અનુભવ કરનાર કાળનું, ભૂતકાળનું, સ્મરણનું, પરિણામ છે અને જ્યાંસુધી અનુભવ કરનાર છે ત્યાંસુધી સત્ય સંભવિત નથી પૃથક્કરણ કરનારથી, અનુભવ કરનારથી અને અનુભવથી મન જ્યારે સંપૂર્ણ રીતે મુક્ત થાય ત્યારે જ સત્ય પ્રકટ થાય છે. આ સ્થિતિએ તમને પ્રશ્નનો જવાબ મળશે, તમારા માગ્યા વિના પરિવર્તન આવે છે, સર્જનશીલ શૂન્યાવસ્થા કેળવી શકાતી નથી, એ તમે જોશો સર્જન અવસ્થાનુ અસ્તિત્વ તો છે જ, એ તો અજાણપણે, તમારા આમંત્રણ વિના, આવે છે; એ અવસ્થામાં જ પુનરુદ્ધાર, નવીનતા, પરિવર્તનની શક્યતા છે.

મુ. ૭. ૧૧

# પ્રશ્નોત્તર

## ૧. અત્યારની મડાગાંઠ

પ્ર : આપ કહો છો કે અત્યારની મડાગાંઠ અપૂર્વ છે. કઈ રીતે એ અસામાન્ય છે?

કૃષ્ણમૂર્તિ : એ તો સ્પષ્ટ છે કે જગતભરમાં અત્યારની મડાગાંઠ, અસામાન્ય અને અપૂર્વ છે. ઇતિહાસના જુદા જુદા યુગોમાં સામાજિક રાષ્ટ્રીય, રાજકીય એમ જુદા જુદા પ્રકારની મડાગાંઠો ઊભી થયેલી છે. મડાગાંઠો આવે છે અને જાય છે; આર્થિક મંદી આવે છે, પરિવર્તન પામે છે અને કોઈ જુદા સ્વરૂપે એ ચાલુ જ રહે છે. આપણે આ જાણીએ છીએ; આ ક્રિયાથી આપણે પરિચિત છીએ. ખરેખર, અત્યારની મડાગાંઠ જુદા જ પ્રકારની છે, નહિ વારૂ? એ જુદા જ પ્રકારની છે એનું પ્રથમ કારણ એ છે કે આપણે પૈસા કે સાકાર વસ્તુઓ સાથે કાર્ય કરી રહ્યા નથી, પણ વિચારો સાથે કાર્ય કરી રહ્યા છીએ. આ મડાગાંઠ અસામાન્ય છે કારણકે એ વિચારના ક્ષેત્રની છે. આપણે વિચારોવડે કજીઆ કરી રહ્યા છીએ, ખૂનને આપણે સાચું ઠેરવી રહ્યા છીએ; જગતમાં દરેક સ્થળે કોઈ સારૂં પરિણામ લાવવા માટે કતલ વ્યાજબી છે એમ આપણે સાબીત કરી રહ્યા છીએ અને એ જ અપૂર્વ છે. અગાઉ અનિષ્ટને અનિષ્ટ તરીકે સ્વીકારવામાં આવતું હતું, ખૂનને ખૂન તરીકે જ સ્વીકારવામાં આવતુ હતું; પણ અત્યારે તો કોઈ ઇષ્ટ પરિણામ લાવવા માટે ખૂન એક સાધન બન્યું છે એકનું કે અનેકનું ખૂન આજ વ્યાજબી મનાય છે કારણકે ખૂન કરનાર કે ખૂન કરનારનો પક્ષ મનુષ્યને કલ્યાણકારી હોય એવું પરિણામ સાધ્ય કરવાનું ખૂન એક સાધન છે એમ સાબીત કરે છે. એટલે કે ભવિષ્યને ખાતર આપણે વર્તમાનનુ બલિદાન આપીએ છીએ અને જ્યાંસુધી મનુષ્યને કલ્યાણકારી નીવડે એવું જ પરિણામ લાવવાનો આપણો સ્પષ્ટ હેતુ હોય ત્યાસુધી આપણે કયા સાધનોનો ઉપયોગ કરીએ છીએ એ મહત્ત્વનુ નથી. માટે જ, કહેવાનો

ધ્વનિ એવો છે કે ખોટાં સાધનોવડે સાચું પરિણામ આવશે અને વિચારોવડે એ ખોટાં સાધનોનો આપણે બચાવ કરીએ છીએ. પૂર્વે જે જુદી જુદી મડાગાંઠો ઊભી થયેલી હતી તેમાં વસ્તુઓ કે વ્યક્તિઓના જ ઉપયોગનો પ્રશ્ન હતો; અત્યારે વિચારોના ઉપયોગનો પ્રશ્ન છે અને એ વધારે અહિતકારક અને હાનિકારક છે કારણકે વિચારોનો ઉપયોગ અતિ વિનાશક છે. અત્યારે આપણે પ્રચારની શક્તિ જાણીએ છીએ અને માણસનું પરિવર્તન કરવા વિચારોના સાધનનો ઉપયોગ કરવો એ આપણી એક સૌથી મહાન આફત છે. જગતમાં આજ આમ જ બની રહ્યું છે. મનુષ્ય મહત્ત્વનો નથી–પદ્ધતિઓ, વિચારો, મહત્ત્વનાં થઈ પડ્યાં છે. માણસનું કાંઈ મહત્ત્વ રહ્યું નથી. જ્યાંસુધી આપણે કોઈ પરિણામ લાવી શકતા હોઈએ ત્યાંસુધી આપણે અસંખ્ય માણસોનો સંહાર કરી શકીએ છીએ અને એ પરિણામને વિચારોવડે આપણે સાચું ઠેરવીએ છીએ અનિષ્ટનો બચાવ કરવા માટે એક ભવ્ય વિચારસરણી આપણે ઊભી કરી છે અને ખરેખર એ બીના અપૂર્વ છે. અનિષ્ટ એ અનિષ્ટ જ છે; એ સારું પરિણામ લાવી શકે જ નહિ વિગ્રહ એ શાંતિ મેળવવાનું સાધન નથી જ. વિગ્રહમાંથી વધારે સારા એરોપ્લેનો જેવા ગૌણ લાભ નીપજે પણ વિગ્રહથી માણસના જીવનમાં શાંતિ આવશે નહિ. વિગ્રહ શાંતિ આણવાનું સાધન છે એમ બુદ્ધિથી આપણે સાબીત કરીએ છીએ; મનુષ્યજીવનમાં બુદ્ધિ જ્યારે સર્વોપરી હોય ત્યારે ભૂતકાળમાં ઊભી ન થઈ હોય એવી મડાગાંઠ એ ઊભી કરે છે.

બીજાં પણ કારણો બતાવે છે કે આ મડાગાંઠ અપૂર્વ છે માણસ ઇન્દ્રિયસુખની વસ્તુઓને, મિલ્કતને, નામને, જ્ઞાતિને અને દેશને, પોતાના કોઈ ચોક્કસ સિક્કાને, જે અસાધારણ મહત્ત્વ આપે છે એ પણ એક કારણ છે. તમે કાં તો મુસલમાન કે હિંદુ, ખ્રિસ્તી કે સામ્યવાદી છો. નામ અને મિલકત, જ્ઞાતિ અને દેશ, અતિશય મહત્ત્વનાં થઈ પડ્યાં છે અને એનો અર્થ એ જ છે કે માણસ ઇન્દ્રિયસુખના મૂલ્યાંકનોમા, હાથવડે કે મનવડે ઉપજાવેલી વસ્તુઓના મૂલ્યાંકનોમા, સપડાયેલો છે હાથથી કે મનથી સર્જાયેલી વસ્તુઓ એટલી બધી મહત્ત્વની થઈ પડી છે કે એમને

લઈને આપણે એકબીજાનો સંહાર અને વિનાશ કરીએ છીએ, એક બીજાનાં ગળાં રહેંસીએ છીએ અને એકબીજાને પરાસ્ત કરીએ છીએ. આપણે એક ભેખડની ટોચે આવી રહ્યા છીએ; આપણું દરેક કાર્ય આપણને એ દિશા તરફ વાળી રહ્યું છે, આપણું દરેક રાજકીય અને આર્થિક કાર્ય આપણને અનિવાર્યપણે એ ભેખડ સમીપ લાવી રહ્યું છે, અને અવ્યવસ્થાવાળી અને મૂંઝવતી એ ખીણ તરફ આપણને એ ઘસડી રહ્યું છે. માટે જ આ મડાગાંઠ અપૂર્વ છે અને એનો ઉકેલ કરવા માટે અપૂર્વ કાર્યની જરૂરી છે આ પરિસ્થિતિમાથી મુક્ત થવા માટે કાળથી પરના કાર્યની, જે કાર્ય કોઈ વિચાર કે પદ્ધતિ પર રચાયલું ન હોય એવા કાર્યની જરૂર છે કારણકે જે કોઈ કાર્ય કોઈ પદ્ધતિ કે વિચાર પર રચાયેલું હોય એ કાર્યમાંથી નિરાશા અનિવાર્યપણે જન્મશે. આવું કાર્ય બીજે રસ્તેથી આપણને પાછું ભેખડ પાસે જ આણે છે. પરિસ્થિતિ અપૂર્વ છે માટે જ કાર્ય પણ અપૂર્વ જ હોવું જોઈએ એનો અર્થ એ છે કે વ્યક્તિનું પરિવર્તન તત્ક્ષણ થવું જોઈએ, એ કાળની ગતિને આધીન ન હોવુ જોઈએ. એ પરિવર્તન કાલે નહિ પણ આજે જ થવું જોઈએ; કારણકે કાલ એ વિનાશનો જ માર્ગ છે. આવતી કાલે હું મારૂં પરિવર્તન કરીશ એમ જો હું ધારતો હોઉં તો હું ગૂંચવાડાને આમંત્રણ આપું છું, હું હજુ પણ વિનાશના ક્ષેત્રમાં જ છું. આજે જ પરિવર્તન થવું શક્ય છે? અત્યારે જ, આજ પળે, પોતાનુ સંપૂર્ણ પરિવર્તન કરવું શક્ય છે? હું કહું છું કે એ શક્ય છે.

આ મડાગાંઠ અસાધારણ છે એટલે એનો ઉકેલ કરવા આપણી વિચારણામા પરિવર્તન થવું જોઈએ એ જ મુખ્ય બાબત છે; અને આ પરિવર્તન કોઈ બીજાદ્વારા, કોઈ પુસ્તકદ્વારા, કોઈ સંસ્થાદ્વારા, થઈ શકે નહિ એ પરિવર્તન આપણી દ્વારા જ, આપણા હરેકની દ્વારા જ, થવું જોઈએ. આમ થશે ત્યારે જ એક નવો સમાજ, આ ભયથી, અને એકત્ર થતાં આ અસાધારણ વિનાશક બળોથી મુક્ત હોય એવી એક નવી રચના, આપણે રચી શકીશું; જ્યારે તમોને તમારા હરેક વિચારની, કાર્યની તથા તમારી હરેક વૃત્તિની જાણ થવા માંડે ત્યારેજ આ પરિવર્તન થઈ શકે છે।

## ૨. રાષ્ટ્રવાદ

પ્ર : રાષ્ટ્રવાદ જાય ત્યારે શું આવે?

કૃષ્ણમૂર્તિ : દેખીતું જ છે કે સમજ. પણ હું ધારું છું કે આ પ્રશ્નનો ધ્વનિ એ નથી. કહેવાનો હેતુ એ છે કે રાષ્ટ્રવાદને સ્થાને બીજું શું દાખલ કરી શકાય? એકને સ્થાને બીજાને દાખલ કરવાના કોઈ પણ કાર્યથી સમજ પ્રાપ્ત થતી નથી. એક ધર્મને છોડી જો હું બીજો ધર્મ સ્વીકારું, અગર એક રાજકીય પક્ષ છોડી કોઈ બીજામાં સામેલ થાઉં તો સતત એકને સ્થાને બીજાને દાખલ કરવાનું મારું આ કાર્ય સમજહીન દશાનું સૂચન કરે છે.

રાષ્ટ્રવાદ કેવી રીતે જાય છે? એના સઘળા સંદર્ભોને સમજવાથી, એને તપાસવાથી, આંતરિક અને બાહ્ય કાર્યમાં એના રહસ્યની જાણ મેળવવાથી જ એ જાય છે. બહારની દૃષ્ટિએ એ લોકોમાં ભેદભાવ, વર્ગીકરણો, વિગ્રહો અને વિનાશ, આણે છે અને જે કોઈ માણસ નિરીક્ષણ કરતો હોય એને આ વાત સ્પષ્ટ સમજાય છે. અંદરની દૃષ્ટિએ ચિત્તથી, કોઈ વધારે મહાન સાથે, દેશ સાથે, વિચાર સાથે, એકરૂપ થવાની ક્રિયા દેખીતી રીતે અહમ્‌ના વિસ્તારનો જ એક પ્રકાર છે કોઈ નાના ગામડામાં કે મોટા શહેરમાં કે ગમે ત્યાં રહેતો હોવાથી મારું કોઈ મહત્ત્વ નથી; પણ જો કોઈ મહાનની સાથે, કોઈ દેશ સાથે, હું એકરૂપ થાઉં, હું હિંદુ છું એમ કહું તો એથી મારો અહંકાર વધે છે, એથી મને સંતોષ, કીર્તિ અને સમૃદ્ધિ મળે છે; અને અહમ્‌નો વિસ્તાર જરૂરનો છે એવું માનનારાઓ માટે વધારે મહાન સાથેની આ એકરૂપતા જે એમના ચિત્તની જરૂરીઆત છે તે લોકો વચ્ચે ઘર્ષણ અને કલહ ઉત્પન્ન કરે છે. આ રીતે રાષ્ટ્રવાદ બહારનું ઘર્ષણ ઉત્પન્ન કરે છે એટલું જ, નહિ પણ અંદરની નિષ્ફળતા ઉત્પન્ન કરે છે. જ્યારે માણસ રાષ્ટ્ર-

વાદને સમજે છે, રાષ્ટ્રવાદની આખી ક્રિયાને સમજે છે, ત્યારે રાષ્ટ્રવાદ રહેતો નથી. વિવેકબુદ્ધિથી, સંભાળપૂર્વક અવલોકન કરવાથી, રાષ્ટ્ર-વાદ અને દેશભક્તિની આખી ક્રિયાનો ઊંડી રીતે વિચાર કરવાથી, રાષ્ટ્રવાદની સમજ આવે છે. એ પ્રકારની વિચારણામાંથી સમજ પ્રાપ્ત થાય છે, પછી રાષ્ટ્રવાદને સ્થાને કશાને દાખલ કરવાનું રહેતું જ નથી. રાષ્ટ્રવાદને સ્થાને તમે ધર્મને દાખલ કરો એ જ પળે ધર્મ અહમ્‌ના વિસ્તારનું બીજું સાધન બને છે, ચિત્તની ચિંતાઓનું બીજું કારણ બને છે, માન્યતાદ્વારા પોતાને જ પોષવાનું સાધન બને છે. માટે જ એકને બદલે બીજાને દાખલ કરવાની રીત ગમે તેટલી ઉમદા પ્રકારની હોય છતાં એ અજ્ઞાનનો જ એક પ્રકાર છે. કોઈ માણસ બીડી પીવાને બદલે સોપારી ખાવાની ટેવ દાખલ કરે એના જેવું એ છે. પણ જો કોઈ માણસ બીડી પીવાના આખા પ્રશ્નને, ટેવોના, સંવેદનોના, ચિત્તની-માગણીઓ વગેરેના આખાય પ્રશ્નને સમજે તો બીડી પીવાની વૃત્તિ જતી રહે છે. સમજનો વિકાસ થાય, સમજ કાર્ય કરે, ત્યારે જ કોઈ પણ વસ્તુ સમજાય છે અને જ્યારે એકને સ્થાને બીજાને દાખલ કરવાની રીત હોય ત્યારે સમજ કાર્યકરતી નથી. એકને સ્થાને બીજાને દાખલ કરવાની રીત એ તો પોતાની જાતને ખુશ કરવાનો જ પ્રકાર છે, અમુક કરવાને અને અમુક નહિ કરવાને પોતાની જાતને લલચાવવાનો જ પ્રકાર છે. ફક્ત જ્યારે સમજ આવે ત્યારે જ રાષ્ટ્રવાદ, એનું વિષ, એનું દુઃખ અને એનો વિશ્વકલહ નાબૂદ થાય. માત્ર પરીક્ષાઓ પસાર કરવાથી અને પુસ્તકોનો અભ્યાસ કરવાથી સમજ આવતી નથી પ્રશ્નો જેમ જેમ ઉપ-સ્થિત થતા જાય તેમ એમને આપણે સમજીએ ત્યારે સમજ આવે છે. પ્રશ્નને એના બહારના અને અંદરના ભાગને, ચિત્તના સંદર્ભોને, એની જુદી જુદી ભૂમિકાએ સમજવામાં આવે ત્યારે એ ક્રિયાથી સમજ પ્રાપ્ત થાય છે. માટે જ સમજ છે ત્યાં એકને બદલે બીજાને દાખલ કરવાની રીત હોતી નથી; અને જ્યાં સમજ છે ત્યાં રાષ્ટ્રવાદ કે દેશભક્તિ જે અજ્ઞાનનો જ એક પ્રકાર છે તે અલોપ થાય છે.

## ૩. આધ્યાત્મિક ગુરુઓ

પ્રઃ આપ કહો છો કે ગુરુઓ બીનજરૂરી છે, પણ ફક્ત ગુરુ પાસેથી જ મળી શકે એ ડહાપણ ભરેલી મદદ અને દોરવણી વિના સત્ય કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ?

કૃષ્ણમૂર્તિ: ગુરુ જરૂરના છે કે નહિ એ પ્રશ્ન છે. સત્ય કોઈ અન્યનીદ્વારા પ્રાપ્ત કરી શકાય ? કેટલાક કહે છે કે એ પ્રાપ્ત થઈ શકે અને કેટલાક કહે છે કે એ પ્રાપ્ત થઈ શકે નહિ આપણે આ બાબતનું સત્ય જાણવા માગીએ છીએ; બીજાના અભિપ્રાય વિરૂદ્ધ મારો અભિપ્રાય શું છે એ જાણવા માગતા નથી તમારે ગુરુ હોવા જોઈએ કે ન હોવા જોઈએ એ કોઈના અભિપ્રાયનો પ્રશ્ન નથી. આ બાબતનું સત્ય કોઈ પણ અભિપ્રાય પર અવલંબતું નથી, પછી એ અભિપ્રાય ગમે એવડો મહાન, વિદ્વતાભર્યો, લોકપ્રિય કે વ્યાપક હોય. આ બાબતનું સત્ય આપણે ખરેખર શોધી કાઢવું રહ્યું.

પ્રથમ તો આપણે ગુરુ શા માટે જોઈએ ? આપણે કહીએ છીએ કે આપણે સંદિગ્ધ છીએ અને ગુરુ આપણને મદદ કરે છે માટે ગુરુ હોવા જોઈએ; સત્ય શું છે એ આપણને બતાવશે, સમજ પ્રાપ્ત કરવામાં આપણને એ મદદ કરશે, જીવન વિષે આપણે જાણીએ છીએ એનાથી એ વધારે જાણે છે, જીવનમાં શિક્ષણ આપનાર ગુરુની અને એક પિતાની એ ગરજ સારશે એમનો અનુભવ વિશાળ છે જ્યારે આપણો અનુભવ અલ્પ છે; પોતાના વધારે મહાન અનુભવને લઈને આપણને એ મદદ કરશે વગેરે વગેરે આપણે કહીએ છીએ. એટલે મૂળ વાત એ છે કે તમે સંદિગ્ધ છો માટે ગુરુ પાસે જાઓ છો. જો તમે સ્પષ્ટ રીતે સમજી શક્તા હોત તો તમે ગુરુ પાસે જાત નહિ. દેખીતું છે કે જો તમે અત્યંત સુખી હોત, જો તમારા જીવનમાં પ્રશ્ન ન હોત, જો તમે જીવનને સંપૂર્ણ રીતે

સમજતા હોત, તો તમે કોઈ પણ ગુરુ પાસે જાત નહિ. હું આશા રાખું છું કે તમે આનું રહસ્ય સમજો છો. તમે સંદિગ્ધ છો માટે જ તમે કોઈ ગુરુને પકડો છો એ તમને જીવનનો કોઈ માર્ગ બતાવે, તમારી મૂંઝવણ દૂર કરે અને તમે સત્યને શોધી શકો એટલા માટે તમે ગુરુ પાસે જાઓ છો. તમે સંદિગ્ધ છો માટે કોઈ ગુરુને પસંદ કરો છો અને તમે માગો છો એ એ આપશે એવી તમે આશા સેવો છો. એનો અર્થ એ છે કે તમારી માગણી સંતોષે એવા ગુરુને તમે પસંદ કરો છો; તમને એ જે સંતોષ આપે તે પ્રમાણે તમે એમને પસંદ કરો છો અને તમારી પસંદગીનો આધાર તમારા સંતોષ પર રહેલો છે. જે ગુરુ એમ કહેતા હોય કે સ્વાવલંબી બનો એમને તમે પસંદ કરતા નથી. તમે તમારા બદ્ધમત પ્રમાણે એમને પસંદ કરો છો. તમને મળતા સંતોષ મુજબ તમે તમારા ગુરુ પસંદ કરો છો એટલે તમે સત્યને શોધતા નથી પણ તમારા ગૂંચવાડામાંથી મુક્ત થવાનો માર્ગ શોધો છો અને આ માર્ગને તમે ખોટી રીતે સત્ય કહો છો.

ગુરુ આપણો ગૂંચવાડો દૂર કરી શકે એ વિચાર આપણે પ્રથમ તપાસીએ. ગૂંચવાડો આપણા પ્રત્યાઘાતોનું જ પરિણામ હોવાથી કોઈ બીજો માણસ આપણો ગૂચવાડો દૂર કરી શકે? આપણે એ ઉત્પન્ન કર્યો છે. આ દુઃખ, જીવનની સઘળી ભૂમિકાએ બહારનો અને અંદરનો આ (કલહ) કોઈ બીજાએ ઉત્પન્ન કર્યો હોય એમ તમે માનો છો? આપણને આપણા પોતા વિષેનું જ્ઞાન ન હોવાનુ જ એ પરિણામ છે. આપણે આપણી જાતને, આપણાં ઘર્ષણોને, આપણા પ્રત્યઘાતોને, આપણાં દુખોને સમજતા નથી એટલે આપણે કોઈ ગુરુ પાસે જઈએ છીએ અને આપણે આશા રાખીએ છીએ કે એ ગૂંચવાડામાંથી આપણને એ મુક્ત કરશે. વર્તમાન સાથેના આપણા સબંધમા જ આપણે આપણી જાતને સમજી શકીએ અને એ સંબંધ પોતે જ આપણો ગુરુ છે, અન્ય કોઈ નહિ. જો હુ એ સંબધને ન સમજું તો ગુરુ જે કાંઈ કહે એ વ્યર્થ છે કારણકે જો મિલકત સાથેનો, વ્યક્તિઓ સાથેનો, વિચારો સાથેનો, મારો સબંધ હું

ન સમજું તો મારી અંદર રહેલા ઘર્ષણને કોણ દૂર કરી શકે ? એ ઘર્ષણ દૂર કરવા માટે મારે જાતે જ એને સમજવું જોઈએ એટલે કે અન્યના સંબંધમાં હું કેવો છું એની મને જાણ થવી જોઈએ. વાકેફ થવા માટે કોઈ ગુરુની જરૂર નથી. જો હું મારી જાતને જ ન ઓળખતો હોઉં તો ગુરુનો શો ઉપયોગ છે? જેઓ સંદેહમાં છે અને તેથી જેમની પસંદગી પણ સંદેહવાળી છે એવાઓ જેમ કોઈ રાજકીય નેતાને પસંદ કરે છે એવી રીતે હું કોઈ ગુરુને પસંદ કરું છું. હું મારા સંદેહ મુજબ જ એમને પસંદ કરું છું માટે જ રાજકીય નેતાની જેમ એ પણ સંદિગ્ધ છે.

કોણ સાચું છે–હું સાચો છું કે જેઓ ગુરુ જરૂરના છે એમ કહેતા હોય એ સાચા છે—એ મહત્ત્વનું નથી; ગુરુની તમને શા માટે જરૂર છે એ શોધી કાઢવું એ મહત્ત્વનું છે. ગુરુઓ, અનેક પ્રકારનાં શોષણ કરે છે પણ એ અસ્થાને છે તમે સારો વિકાસ કરી રહ્યા છો એમ તમને કોઈ કહે તો એથી તમને સંતોષ મળે છે પણ તમને ગુરુની શા માટે જરૂર છે એ શોધી કાઢવું એમાં જ ખરી ચાવી સમાયલી છે. બીજો કોઈ માણસ તમને માર્ગદર્શન કરાવે પણ તમારે ગુરુ હોય છતાંય સઘળું કાર્ય તો તમારે જ કરવું પડે છે એ હકીકત તમારે સ્વીકારવી નથી માટે જ તમે તમારી જવાબદારી ગુરુને સોંપો છો. જ્યારે ચિત્તનુ એક અંશ જેટલું પણ જ્ઞાન થાય ત્યારે ગુરુનો કોઈ ઉપયોગ રહેતો નથી. કોઈ પણ ગુરુ, કોઈ પણ પુસ્તક કે કોઈ પણ ધર્મગ્રંથ તમને સ્વજ્ઞાન ( ચિત્તનું જ્ઞાન ) આપી શકે નહિ અન્યના સંબંધમાં તમે કેવા છો એની જાણ થાય ત્યારે જ એ પ્રાપ્ત થાય છે. જીવન એટલે જ સંબંધ, એ સંબંધને ન જાણવો એ ઘર્ષણનું એક કારણ છે. મિલકત પ્રત્યે તમારો સાચો સંબંધ તમે ન સમજો તો ઘર્ષણ અવશ્ય આવશે જ અને સમાજમાં એ ઘર્ષણ વધારશે. તમારી અને તમારી પત્ની વચ્ચેનો, તમારી અને તમારા સંતાન વચ્ચેનો, સંબંધ તમે ન સમજો તો એ સંબધમાંથી નીપજતું ઘર્ષણ અન્ય કોઈ કેવી રીતે દૂર કરી શકશે ? એવી જ રીતે વિચારોનું, માન્યતાઓ વગેરેનું સમજવું. વ્યક્તિઓ, વસ્તુઓ અને વિચારો સાથેના તમારા

સંબંધોમાં તમે સંદિગ્ધ હોવાથી તમે ગુરુને શોધો છો. જો એ સાચા ગુરુ હશે તો એ કહેશે કે તમારી જાતને સમજો. સઘળી ગેરસમજનું અને સઘળા ઘર્ષણનું મૂળ તમે જ છો અને અન્યના સંબંધમાં તમે તમારી જાતને સમજો તો જ એ ઘર્ષણ તમે દૂર કરી શકશો.

કોઈ અન્યની દ્વારા તમે સત્ય પ્રાપ્ત કરી શકો નહિ. કેવી રીતે કરી શકો ? સત્ય કોઈ સ્થિતિચુસ્ત બાબત નથી; એને કોઈ ચિરસ્થાયી નિવાસસ્થાન નથી; એ કોઈ અંત કે ધ્યેય નથી. બલ્કે, એ જીવંત, વેગવંત, ચંચળ, સચેત છે. એ ધ્યેય કેવી રીતે હોઈ શકે ? સત્ય એ જો કોઈ સ્થાયી બિંદુ હોય તો એ સત્ય રહેતું નથી, પછી તો એ ફક્ત કોઈના અભિપ્રાયની જ બાબત છે સત્યને આપણે જાણતા નથી અને જે મન સત્યને શોધે છે એ મન સત્યને કદી પ્રાપ્ત કરી શકે નહિ કારણકે મન એ જ્ઞાતનું–જાણીતી બાબતોનું બનેલું છે, એ કાળનું, ભૂતકાળનું, પરિણામ છે. આ તમે તમારી જાતે જોઈ શકો છો. મન એ જ્ઞાતને સમજવાનું સાધન છે માટે જ એ અજ્ઞાતને સમજી શકે નહિ; એ તો માત્ર જ્ઞાતથી જ્ઞાત બાબતો તરફ જ જઈ શકે. જ્યારે મન સત્યને, જે સત્યને એણે પુસ્તકોમાં વાંચ્યું છે એ સત્યને, શોધે છે ત્યારે એ 'સત્ય' મનની જ રચના છે, કારણકે એ વેળા મન ફક્ત જ્ઞાત બાબતોને જ શોધે છે, અગાઉની જ્ઞાત બાબત કરતાં વધારે સંતોષકારક જ્ઞાત બાબતને જ શોધે છે. મન જ્યારે સત્યને શોધે છે ત્યારે એ સત્યને નહિ પણ પોતાની જ રચનાને શોધે છે. છેવટે તો આદર્શ એ પણ મન રચિત છે, એ કાલ્પનિક, અસત્ય છે. જે છે એ જ સત્ય છે. એનાથી ઉલટી વાત સત્ય નથી. પણ જે મન સત્યને, પ્રભુને, શોધે છે તે જ્ઞાતને શોધી રહ્યું છે. જ્યારે તમે પ્રભુનો વિચાર કરો છો ત્યારે તમારો પ્રભુ તમારા વિચારનુ રૂપ છે, સામાજિક અસરોનું પરિણામ છે. તમે માત્ર જ્ઞાતનો જ વિચાર કરી શકો; અજ્ઞાતનો તમે વિચાર કરી શકો નહિ, સત્યનુ તમે ચિંતન કરી શકો નહિ. જે પળે તમે અજ્ઞાતનો વિચાર કરો છો તે જ પળે એ મનરચિત જ્ઞાત બની રહે છે. ઈશ્વરનો કે સત્યનો વિચાર થઈ શકે નહિ જો તમે એનો વિચાર

કરો તો એ સત્ય નથી. સત્યને શોધી શકાય નહિ; એ તમારી પાસે આવે છે. જે જાણીતી બાબત હોય તેની પાછળ જ તમે જઈ શકો. જ્ઞાતનું, જ્ઞાતના પરિણામોનું, મનને આવરણ ચઢ્યું ન હોય ત્યારે જ સત્ય પ્રગટ થાય છે. દરેક પાંદડામાં, દરેક આંસુમાં સત્ય રહેલું છે; ક્ષણે ક્ષણે એને ઓળખવું પડે છે. કોઈ પણ તમને સત્ય પ્રતિ લઈ જઈ શકે નહિ; અને જો કોઈ તમને સત્ય પ્રતિ દોરી જાય તો એ માત્ર જ્ઞાત જ હોઈ શકે.

જે મન જ્ઞાતથી મુક્ત છે તે મનમાં જ સત્યનો આવિર્ભાવ થાય. જે અવસ્થામાં જ્ઞાત હોતું નથી, જ્ઞાત કાર્ય કરતું નથી તે અવસ્થામાં જ સત્ય પ્રકટ થાય છે. મન એ જ્ઞાતની વખાર છે, જ્ઞાતનું પરિણામ છે. અજ્ઞાત પ્રકટ થાય એવી મનની અવસ્થા આવવા માટે મને પોતાનાથી, ભૂતકાળના પોતાના દૃશ્ય અને અદૃશ્ય અનુભવોથી, પોતાના પ્રત્યાઘાતોથી, પોતાની પ્રતિક્રિયાઓથી, પોતાની રચનાથી વાકેફ થવું જોઈએ જ્યારે સંપૂર્ણ સ્વજ્ઞાન થાય ત્યારે જ્ઞાતનો અંત આવે છે, ત્યારે મન સંપૂર્ણ રીતે જ્ઞાતથી મુક્ત હોય છે. ત્યારે જ સત્ય વણ આમંત્રે આવે છે. સત્ય તમારૂં કે મારૂં નથી. તમે એની આરાધના કરી શકો નહિ. જે પળે એ જાણીતું છે તે જ પળે એ અસત્ય છે. સંકેત એ સત્ય નથી, મૂર્તિ એ સત્ય નથી, પણ જ્યારે ચિત્તની સમજ થાય, અહમ્‌નો લય થાય, ત્યારે જ અનાદિતા આવે છે.

# ૪. જ્ઞાન

પ્ર  આપની પાસેથી મને સ્પષ્ટ રીતે જાણવાનું મળે છે કે વિદ્વતા અને જ્ઞાન એ અંતરાયો છે  એ શેને માટે અતરાયો છે?

કૃષ્ણમૂર્તિ : સ્પષ્ટ વાત છે કે જ્ઞાન અને વિદ્વતા એ નવીનતાને, કાલાતીતને, અનાદિ અનંતને સમજવામાં અંતરાય રૂપ છે. સંપૂર્ણ શાસ્ત્રીયપદ્ધતિની ખીલવણી કરવાથી તમે સર્જક બનતા નથી. અદ્‌ભુત રીતે ચિત્ર ચીતરતાં તમને આવડે, એનું કૌશલ્ય તમે મેળવ્યું હોય છતાં પણ તમે સર્જક ચિત્રકાર ન પણ હો. તમને કાવ્યો લખતાં આવડે અને કૌશલ્યની દૃષ્ટિએ એ સંપૂર્ણ હોય છતાં તમે કવિ ન પણ હો. કવિ થવું એટલે નવીનતાને ગ્રહણ કરવા શક્તિવાન થવું, નવીન અને અપરિચિત પ્રત્યે અર્થગ્રાહી થવું. ખરૂં ને? જ્ઞાન અને વિદ્વતાનો આપણામાંથી ઘણાખરાને છંદ લાગ્યો છે અને આપણે ધારીએ છીએ કે જ્ઞાન સ પાદન કરવાથી આપણે સર્જક બનીશું. જે મન જ્ઞાન અને વિગતોથી ભરેલું છે અને એમા સપડાયલું છે તે મન કોઈ નવીન અણુચિંતવી, સ્વતઃસિદ્ધ વસ્તુને ગ્રહણ કરવા શક્તિવાન છે? જો તમારૂં મન જ્ઞાનથી ભરેલું હોય તો અજ્ઞાતને ગ્રહણ કરવાનો એનામાં અવકાશ છે? ખરેખર જ્ઞાન જ્ઞાત બાબતો વિષેનું જ હોય છે અને એ જ્ઞાતવડે આપણે અજ્ઞાતને, અમર્યાદિતને સમજવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

આપણામાંથી ઘણાખરાના જીવનમાં બને છે એવી એક સામાન્ય બાબતનો દાખલો લઈએ. જેઓ ધાર્મિક છે—અત્યારે એ શબ્દનો ગમે એ અર્થ થતો હોય—એઓ ઈશ્વર શું છે એની કલ્પના કરે છે અગર ઈશ્વર શું છે એનો વિચાર કરવા પ્રયત્ન કરે છે એમણે અસંખ્ય પુસ્તકો વાંચ્યા છે, અનેક સ તોના, પૂર્ણ પુરૂષોના, મહાત્માઓ વગેરેના અનુભવો વિષે વાંચ્યું છે અને બીજાનો અનુભવ કેવો હશે એની કલ્પના કરવા,

કરો તો એ સત્ય નથી. સત્યને શોધી શકાય નહિ; એ તમારી પાસે આવે છે. જે જાણીતી બાબત હોય તેની પાછળ જ તમે જઈ શકો. જ્ઞાતનું, જ્ઞાતના પરિણામોનું, મનને આવરણ ચઢ્યું ન હોય ત્યારે જ સત્ય પ્રગટ થાય છે. દરેક પાંદડામાં, દરેક આંસુમાં સત્ય રહેલું છે; ક્ષણે ક્ષણે એને ઓળખવું પડે છે. કોઈ પણ તમને સત્ય પ્રતિ લઈ જઈ શકે નહિ; અને જો કોઈ તમને સત્ય પ્રતિ દોરી જાય તો એ માત્ર જ્ઞાત જ હોઈ શકે.

જે મન જ્ઞાતથી મુક્ત છે તે મનમાં જ સત્યનો આવિર્ભાવ થાય. જે અવસ્થામાં જ્ઞાત હોતું નથી, જ્ઞાત કાર્ય કરતું નથી તે અવસ્થામાં જ સત્ય પ્રકટ થાય છે. મન એ જ્ઞાતની વખાર છે, જ્ઞાતનું પરિણામ છે. અજ્ઞાત પ્રકટ થાય એવી મનની અવસ્થા આવવા માટે મને પોતાનાથી, ભૂતકાળના પોતાના દૃશ્ય અને અદૃશ્ય અનુભવોથી, પોતાના પ્રત્યાઘાતોથી, પોતાની પ્રતિક્રિયાઓથી, પોતાની રચનાથી વાકેફ થવું જોઈએ. જ્યારે સંપૂર્ણ સ્વજ્ઞાન થાય ત્યારે જ્ઞાતનો અંત આવે છે, ત્યારે મન સંપૂર્ણ રીતે જ્ઞાતથી મુક્ત હોય છે. ત્યારે જ સત્ય વણ આમંત્રે આવે છે. સત્ય તમારું કે મારું નથી. તમે એની આરાધના કરી શકો નહિ. જે પળે એ જાણીતું છે તે જ પળે એ અસત્ય છે સંકેત એ સત્ય નથી, મૂર્તિ એ સત્ય નથી, પણ જ્યારે ચિત્તની સમજ થાય, અહમ્‌નો લય થાય, ત્યારે જ અનાદિતા આવે છે.

## ૪. જ્ઞાન

પ્ર· આપની પાસેથી મને સ્પષ્ટ રીતે જાણવાનું મળે છે કે વિદ્વતા અને જ્ઞાન એ અંતરાયો છે એ શેને માટે અતરાયો છે?

કૃષ્ણમૂર્તિ : સ્પષ્ટ વાત છે કે જ્ઞાન અને વિદ્વતા એ નવીનતાને, કાલાતીતને, અનાદિ અનંતને સમજવામાં અંતરાય રૂપ છે. સંપૂર્ણ શાસ્ત્રીયપદ્ધતિની ખીલવણી કરવાથી તમે સર્જક બનતા નથી. અદ્ભુત રીતે ચિત્ર ચીતરતાં તમને આવડે, એવું કૌશલ્ય તમે મેળવ્યું હોય છતાં પણ તમે સર્જક ચિત્રકાર ન પણ હો. તમને કાવ્યો લખતાં આવડે અને કૌશલ્યની દૃષ્ટિએ એ સપૂર્ણ હોય છતાં તમે કવિ ન પણ હો. કવિ થવુ એટલે નવીનતાને ગ્રહણ કરવા શક્તિવાન થવું, નવીન અને અપરિચિત પ્રત્યે અર્થગ્રાહી થવું. ખરૂં ને? જ્ઞાન અને વિદ્વતાનો આપણામાંથી ઘણાખરાને છંદ લાગ્યો છે અને આપણે ધારીએ છીએ કે જ્ઞાન સ પાદન કરવાથી આપણે સર્જક બનીશું. જે મન જ્ઞાન અને વિગતોથી ભરેલુ' છે અને એમા સપડાયલું છે તે મન કોઈ નવીન અણચિંતવી, સ્વતઃસિદ્ધ વસ્તુને ગ્રહણ કરવા શકિતવાન છે? જો તમારૂં મન જ્ઞાનથી ભરેલુ હોય તો અજ્ઞાતને ગ્રહણ કરવાનો એનામાં અવકાશ છે? ખરેખર જ્ઞાન જ્ઞાત બાબતો વિષેનું જ હોય છે અને એ જ્ઞાતવડે આપણે અજ્ઞાતને, અમર્યાદિતને સમજવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

આપણામાંથી ઘણાખરાના જીવનમાં બને છે એવી એક સામાન્ય બાબતનો દાખલો લઈએ જેઓ ધાર્મિક છે—અત્યારે એ શબ્દનો ગમે એ અર્થ થતો હોય—એઓ ઈશ્વર શુ છે એની કલ્પના કરે છે અગર ઈશ્વર શું છે એનો વિચાર કરવા પ્રયત્ન કરે છે. એમણે અસંખ્ય પુસ્તકો વાચ્યાં છે, અનેક સ તોના, પૂર્ણ પુરૂષોના, મહાત્માઓ વગેરેના અનુભવો વિષે વાચ્યુ છે અને બીજાનો અનુભવ કેવો હશે એની કલ્પના કરવા,

અથવા એ અનુભવનો ભાવ અનુભવવા પ્રયત્ન કરે છે એટલે કે જ્ઞાતથી અજ્ઞાતને સમજવા તમે પ્રયત્ન કરો છો. તમે એ કરી શકો ખરા? જે જાણી શકાય એમ નથી એનો તમે વિચાર કરી શકો? તમે તો જે કાંઈ જાણતા હો એનો જ વિચાર કરી શકો. પણ જગત-ભરમાં અત્યારે આ અસાધારણ વિક્રિયા થઈ રહી છે. આપણે ધારીએ છીએ કે જો વધારે માહિતીઓ હોય, વધારે પુસ્તકો હોય, વધારે વિગતો હોય, વધારે છાપેલું સાહિત્ય હોય, તો આપણે જ્ઞાન પ્રાપ્ત કરી શકીશું.

જે જ્ઞાતની રચના નથી એને સમજવા માટે જ્ઞાતની ક્રિયાને સમજદ્વારા પડતી મૂકવી પડશે. મન શા માટે હમેશાં જ્ઞાતને વળગી રહે છે? મન હમેશાં નિશ્ચિતપણાને, સલામતીને, શોધી રહ્યું છે એ એનું કારણ નથી? મનનો સ્વભાવ જ કાળબદ્ધ, જ્ઞાતબદ્ધ છે. જે મનનાં મંડાણ કાળ પર, ભૂતકાળ પર છે તે મન કાળથી અબાધિતનો અનુભવ કેવી રીતે કરી શકે? એ અજ્ઞાતની કલ્પના કરી શકે, એને સિદ્ધાંતનું રૂપ આપી શકે, એનું ચિત્ર ખડું કરી શકે પણ એ બધુ અસંગત છે. જ્યારે જ્ઞાતને સમજવામાં આવે, એનો લય થાય, એને દૂર કરવામાં આવે, ત્યારે જ અજ્ઞાત પ્રકટ થાય. આ અતિશય મુશ્કેલ છે કારણ કે તમને કશાનો પણ અનુભવ થાય એ જ પળે મન એને જ્ઞાતની ભાષામાં સમજી લે છે અને એને ભૂતકાળની મર્યાદામાં આણી મૂકે છે. દરેક અનુભવને જ્ઞાતની ભાષામા રજૂ કરવામાં આવે છે, એનું નામકરણ થાય છે, એને પદ્ધતિસર ગોઠવવામાં આવે છે અને એને યાદ રાખવામાં આવે છે એ તમે જોયુ છે કે કેમ એ હું જાણતો નથી. એટલે જ્ઞાન એ જ્ઞાતની ક્રિયા છે અને એ તો સ્પષ્ટ છે કે આવું જ્ઞાન, આવી વિદ્વતા, વિઘ્નરૂપ છે.

ધારો કે તમે ધર્મનુ કે માનસશાસ્ત્રનુ કોઈ પણ પુસ્તક વાંચ્યું નથી અને જીવનનો અર્થ, જીવનનું રહસ્ય તમારે શોધવાનાં છે. તમે એ કાર્ય કેવી રીતે કરશો? ધારો કે સિદ્ધ પુરુષો, ધાર્મિક સસ્થાઓ, બુદ્ધ કે ક્રાઈસ્ટ નથી અને તમારે શરૂઆતથી જ શરૂ કરવાનુ છે તો તમે કેવ રીતે એ કાર્ય કરશો? પ્રથમ તો, તમારે તમારી વિચારક્રિયા સમજવ

પડશે. નહિ વારુ? અને તમારા વિચારોને ભવિષ્યમાં લંબાવી તમને સંતોષ આપે એવા ઈશ્વરને તમારે ઉત્પન્ન કરવો ન જોઈએ. એમ કરો એ તો અતિશય બાલિશ કહેવાય. એટલે પ્રથમ તમારા વિચારની ક્રિયા તમારે સમજવી પડે. કોઈ પણ નવી વસ્તુને શોધવાનો આ જ માર્ગ છે. નહિ વારુ?

જ્યારે આપણે કહીએ છીએ કે વિદ્વતા કે જ્ઞાન અંતરાયરૂપ, વિઘ્નરૂપ છે ત્યારે એમાં આપણે મોટર કે યંત્ર ચલાવવા જેવા જ્ઞાનનો કે એ જ્ઞાનમાંથી પ્રાપ્ત થતી પ્રવીણતાનો સમાવેશ કરતા નથી. આપણા લક્ષમાં કોઈ બીજી જ વસ્તુ છે. જ્ઞાન કે વિદ્વતાનો ભંડાર સર્જક સુખની ભાવના લાવી શકે નહિ એ કહેવાનો આપણો આશય છે. સાચા અર્થમાં સર્જનશીલ થવું એટલે પળે પળે ભૂતકાળમાંથી મુક્ત થવું કારણકે ભૂતકાળ જ વર્તમાનને નિરંતર ઢાંકે છે. ફક્ત માહિતીઓને, અન્યના અનુભવોને, કોઈ ગમે એવડો મહાન હોય પણ એના વચનોને વળગી રહેવું અને તમારાં કાર્યો એને અનુરૂપ કરવા પ્રયત્ન કરવો–આ સઘળું જ્ઞાન છે. એમ નથી? પણ કોઈ નવી વસ્તુને શોધવા માટે તમારે જાતે જ શરૂઆત કરવી જોઈએ; ખાસ કરીને સઘળું જ્ઞાન સંપૂર્ણ રીતે દૂર કરી તમારે શોધ કરવા નીકળી પડવું જોઈએ કારણ કે જ્ઞાન અને માન્યતાઓ દ્વારા અનુભવો થાય એ સહેલું છે પણ એ અનુભવો ફક્ત મનની રચનાનાં જ પરિણામો છે અને તેથી જ એ તદ્દન અસત્ય અને જૂઠા છે. નવીન વસ્તુને જો તમારે તમારી મેળે જ શોધવી હોય તો ભૂતકાળનો, ખાસ કરીને જ્ઞાનનો, બીજાના જ્ઞાનનો બોજો ઉપાડવો એનો કોઈ અર્થ નથી. તમે જ્ઞાનને સ્વરક્ષણ અને સલામતીના સાધન તરીકે વાપરો છો અને બુદ્ધને, ક્રાઈસ્ટને કે અન્ય કોઈને થયેલા અનુભવ તમને થયા છે એની તમે ખાતરી માગો છો પણ જ્ઞાનદ્વારા જે માણસ હમેશાં પોતાનું રક્ષણ કરી રહ્યો છે તે ખરેખર સત્યશોધક નથી.

સત્યની શોધ માટે કોઈ માર્ગ નથી. એ સમુદ્રનો પરવાનો કોઈ એકને આપી દીધો નથી એ નાઉમેદ થવા જેવું કે સાહસિક થવા જેવું

નથી. જ્યારે તમે કોઈ નવી વસ્તુ શોધવાં માગતા હો, તમે કોઈ પણ વસ્તુ સાથે પ્રયોગ કરતા હો, ત્યારે તમારૂં મન શાંત થવું જોઈએ નહિ વારુ? જો તમારૂં મન જ્ઞાનથી, વિગતોથી ભરેલું હોય તો નવા અનુભવને એ અંતરાય રૂપ નીવડે છે. આપણા બધાની એક મુસીબત એ છે કે મન એટલું બધું રહસ્યવાળું થઈ પડયું છે કે એ નવા અનુભવને, જ્ઞાતની સાથે પણ જે અસ્તિત્વ ધરાવી શકે એને અંતરાયરૂપ નીવડે છે. આ રીતે જેઓ શોધવા માગે છે, કાળથી અબાધિત છે એને જેઓ સમજવા માગે છે એમને માટે જ્ઞાન અને વિદ્વતા અંતરાયરૂપ છે.

## ૫. નિયમન

પ્ર : મનુષ્યમાં રહેલી પાશવ વૃત્તિઓને હળવી કરવા સઘળા ધર્મોમાં કોઈ એક પ્રકારના સ્વનિયમન પર ભાર મૂકવામાં આવ્યો છે. સંતો અને અપરોક્ષ જ્ઞાનવાદીઓ કહે છે કે સ્વનિયમન દ્વારા અમે પ્રભુપદ પ્રાપ્ત કર્યું છે આપ હવે એમ કહેતા જણાવ છો કે આવાં નિયમન પ્રભુના સાક્ષાત્કાર માટે વિઘ્નકર્તા છે. મને કાંઈ સમજ પડતી નથી આ બાબતમા કોણ સાચું ?

કૃષ્ણમૂર્તિ : આ બાબતમાં કોણ સાચું એ પ્રશ્ન નથી. કોઈ સંતના કે હિંદુસ્તાનમાંથી કે અન્ય કોઈ સ્થળેથી–અને જેમ વિદેશી એમ વધારે સારૂં–આવેલી વ્યક્તિના અભિપ્રાય પ્રમાણે નહિ પણ આ બાબતનું સત્ય આપણી મેળે શોધી કાઢવું એ વધારે મહત્ત્વનું છે

એક કહે છે કે નિયમન જરૂરનું છે, બીજો કહે છે કે નિયમન જરૂરનું નથી આ બેની વચમાં તમે સપડાયેલા છો. સામાન્ય રીતે એમ બને છે કે જે વધારે સગવડભર્યું, વધારે સંતોષ આપનારૂં, હોય એ તમે પસંદ કરો છો તમને કોઈ વ્યક્તિ, એનો દેખાવ, એની વિલક્ષણતા, એનો પક્ષપાત વગેરે ગમે છે. આ સઘળાંને બાજુએ મૂકી આ પ્રશ્નને સીધી રીતે તપાસીએ અને આ બાબતનું સત્ય આપણી જાતે શોધી કાઢીએ આ પ્રશ્નમા ઘણી બાબતો સમાયેલી છે એટલે આપણે એને સંભાળપૂર્વક અને પ્રયોગરૂપે તપાસવી પડશે.

આપણે શું કરવું એ આપણને કોઈ પ્રમાણભૂત વ્યક્તિ કહે એમ ઘણાઓ ઇચ્છે છે. આપણા વર્તન માટે માર્ગદર્શનની આપણે આશા રાખીએ છીએ કારણકે આપણે વધારે દુઃખ ન ભોગવીએ પણ સલામત રહીએ એવી આપણી સહજ વૃત્તિ છે કોઈએ સુખ, આનંદ અગર જે કહો એનો અનુભવ કર્યો હોય એમ કહેવામાં આવે છે અને

એ અવસ્થા પ્રાપ્ત કરવા માટે આપણે શું કરવું જોઈએ એ આપણને એ કહેશે એની આશા રાખીએ છીએ આપણી માગણી આ જ છે. એવું જ સુખ, એવી જ અંદરની શાંતિ, એવો જ અંદરનો આનંદ આપણને જોઈએ છીએ અને ગૂંચવાડાની આ ગાંડી દુનિયામાં આપણે શું કરવું જોઈએ એ કોઈ કહે એ આપણે માગીએ છીએ. આપણા ઘણાની મૂળ વૃત્તિ આવી જ છે અને એ વૃત્તિ મુજબ આપણે આપણા કાર્યો કરીએ છીએ. ઈશ્વર, સર્વોત્તમ, નામાતીત, શબ્દાતીત છે તે શું નિયમનથી, કાર્યના કોઈ ચોક્કસ નમૂનાનું અનુસરણ કરવાથી, પ્રાપ્ત થાય છે? આપણે કોઈ ચોક્કસ અંત કે ધ્યેય પ્રાપ્ત કરવા માગીએ છીએ અને અભ્યાસથી, નિયમનથી, દમનથી કે સ્વચ્છંદીપણાથી, વૃત્તિઓને ઉન્નત કરવાથી કે એક વૃત્તિને સ્થાને બીજીને દાખલ કરવાથી આપણે જે શોધી રહ્યા છીએ તે આપણને પ્રાપ્ત થશે એમ આપણે માનીએ છીએ.

નિયમનની પાછળ શું રહેલું છે? જો આપણે નિયમન પાળતા હોઈએ તો એ શા સારૂ પાળીએ છીએ? નિયમન અને સમજ સાથે હોઈ શકે ખરાં? ઘણા માણસો એવું માને છે કે કોઈ પણ નિયમન વડે આપણી ગંદી પ્રવૃત્તિને, આપણા પશુ સ્વભાવને, દબાવવો કે સંયમમાં રાખવો જોઈએ નિયમનવડે એ પશુ સ્વભાવને, એ ગંદી પ્રવૃત્તિને, સંયમમાં રાખી શકાય? આપણે માટે નિયમનનો શો અર્થ છે? નિયમન એટલે બદલો આપે, આપણી વાંચ્છેલી વસ્તુ આપે, પછી એ હકાર કે નકાર હોય, એવું કાર્ય. નિયમન એટલે કાર્યનો એક એવો નમૂનો જેનો ખંતથી, પરિશ્રમથી, અમલ કરવામાં આવે તો મારે જોઈતી હોય એ વસ્તુ અંતે મને મળે એ કાર્ય દુઃખમય હોય પણ એ વસ્તુ મેળવવા માટે એ દુઃખમાંથી પસાર થવા હુ રાજી છું. અહમ્ જે જુલમી, સ્વાર્થી, દંભી, ચિંતાતુર, ભય ભરેલો છે એ અહમ્ આપણા પાશવ સ્વભાવનું કારણ છે અને એને બદલવા, દબાવવા, નાબૂદ કરવા આપણે માગીએ છીએ. એ કાર્ય કેવી રીતે કરી શકાય? એ કાર્ય નિયમનથી થઈ શકે કે એ અહમ્‌ના ભૂતકાળની, એ અહમ્ શુ છે એની, એ કેવી રીતે અસ્તિત્વમા

આવ્યો છે એની સાચી સમજ મેળવવાથી થઈ શકે? માણસમાં રહેલા પાશવ સ્વભાવને આપણે દબાણથી કે સમજથી નાબૂદ કરી શકીશું? સમજ એ નિયમનનો સવાલ છે? સંતોએ અને બીજાઓએ જે કાંઈ કહ્યું હોય એ ક્ષણવાર આપણે ભૂલી જઈએ. આ પ્રશ્નને આપણે પ્રથમ વાર જ તપાસતા હોઈએ એમ એ બાબત આપણે આપણી જાતે જ તપાસીએ. એમ કરીએ તો જ બીજાઓએ જે કહ્યું હોય એનાં અવતરણો જ નહિ પણ સર્જનાત્મક હોય એવું કાંઈક અંતે આપણે પ્રાપ્ત કરી શકીએ. બીજાનાં અવતરણો વ્યર્થ અને નકામા છે.

પ્રથમ આપણે કહીએ છીએ કે આપણામાં સારા અને નરસા વચ્ચે, લોભ અને નિર્લોભ વગેરે વચ્ચે મંથન છે હું લોભી છું, એનાથી મને દુઃખ થાય છે. એ લોભને દૂર કરવા મારે નિયમન પાળવું જોઈએ. એનો અર્થ એ જ કે જે કોઈ મથન, દુઃખ ઉત્પન્ન કરે અને આ પ્રસંગે જે લોભ છે એ મથનના કોઈ પણ પ્રકારનો મારે સામનો કરવો જોઈએ. પછી હું કહું છું કે એ સમાજ વિરૂદ્ધનું, અનૈતિક છે. એ પવિત્ર નથી વગેરે વગેરે—એનો સામનો કરવા માટે જે અનેક ધાર્મિક અને સામાજિક કારણો આપણે રજૂ કરીએ છીએ એ સઘળાં આપણે રજૂ કરીએ છીએ. દમનવડે શું આપણે લોભને દૂર કરી શકીએ છીએ કે નાબૂદ કરી શકીએ છીએ? પ્રથમ તો દમનમા, લોભને દૂર કરવામાં, એનો સામનો કરવામા રહેલી ક્રિયા તપાસીએ જ્યારે તમે લોભનો સામનો કરો છો ત્યારે શું બને છે? લોભનો સામનો કરનાર કઈ વસ્તુ છે? એ જ પ્રથમ પ્રશ્ન છે, ખરૂં ને? તમે લોભનો સામનો શા માટે કરો છો અને મારે લોભથી મુક્ત થવું જોઈએ એમ કહેનાર વ્યક્તિ કોણ? જે વ્યક્તિ કહે છે કે મારે મુક્ત થવું જોઈએ એ પણ લોભ જ છે એમ નથી? અત્યારપર્યંત લોભથી એને ફાયદો થયો છે પણ હવે એ દુ.ખકર લાગે છે માટે એ કહે છે કે મારે આને દૂર કરવો જોઈએ એને દૂર કરવાનો આશય એ પણ લોભની જ ક્રિયા છે કારણકે પોતે જે નથી એ થવાની એની ઇચ્છા છે. હવે નિર્લોભ ફાયદાકારક છે માટે હું નિર્લોભી થવા

પ્રયત્ન કરૂં છું પણ એની પાછળનો હેતુ, ઈરાદો, કાંઈક થવાનો જ છે, નિર્લોભી થવાનો છે અને ખરેખર એ લોભ જ છે. અને એ અહમ્‌ના નકાર સ્વરૂપને મહત્ત્વ આપે છે.

આપણને જણાય છે કે લોભી થવું એ દુઃખકર છે. એનાં કારણો ઘણાં છે અને એ દેખીતાં છે. જ્યાંસુધી લોભી થવું ફાયદાકારક છે ત્યાં સુધી કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. જુદી જુદી રીતે સમાજ આપણને લોભી થવા ઉત્તેજન આપે છે; એવી જ રીતે ધર્મો પણ જુદી જુદી રીતે આપણને ઉત્તેજન આપે છે. જ્યાંસુધી એ લાભદાયક છે, જ્યાંસુધી એ દુઃખકર નથી, ત્યાંસુધી એ મેળવવા આપણે પ્રયત્ન કરીએ છીએ પણ જ્યારે એ દુઃખકર થઈ પડે છે ત્યારે આપણે એનો સામનો કરીએ છીએ. એ સામનાને આપણે લોભ દૂર કરવાનું નિયમન કહીએ છીએ; પણ સામનાથી, વૃત્તિને ઉન્નત કરવાથી, દબાણથી, આપણે લોભથી મુક્ત થઈ શકીએ છીએ? જે અહમ્ લોભથી મુક્ત થવાની ઇચ્છા રાખે છે એનું કોઈ પણ કાર્ય લોભ જ છે માટે જ લોભ પરત્વેનું મારૂં કોઈ પણ કાર્ય, મારો કોઈ પણ પ્રત્યાઘાત, આ પ્રશ્નનુ નિરાકરણ કરી શકે નહિ એ દેખીતું જ છે.

કોઈ પણ વસ્તુને સમજવા માટે, ખાસ કરીને જે હું જાણતો ન હોઉં, મારૂં મન જેને સમજી ન શકે અને પ્રશ્ન પૂછનાર જેને ઈશ્વર કહે છે એને સમજવા માટે પ્રથમ તો શાંત મન, નિશ્ચિંત મન, હોવુ જોઈએ. જીવનનો, સંબંધનો કે કોઈ પણ પ્રકારનો વિકટ પ્રશ્ન સમજવા માટે મનમાં ચોક્કસ પ્રકારની ઊંડી શાંતિ હોવી જોઈએ. એ ઊંડી શાંતિ કોઈ પણ પ્રકારના દમનથી આવે છે? બાહ્ય મન દબાણ કરી શાંત થાય પણ એવી શાંતિ વિનાશની અને મૃત્યુની શાંતિ છે. એનામાં અનુકૂળ થવાની, સરળ થવાની, ગ્રહણ કરવાની, શક્તિ નથી. માટે સામનો કરવાથી પ્રશ્નનો ઉકેલ થતો નથી.

આને સમજવા માટે સમજ (જ્ઞાન) જોઈએ. દબાણથી મન મંદ થાય છે એ સમજવું એ સમજની શરૂઆત છે. નહિ વારુ? નિયમન

એ ભયને લઈ ને કાર્યના કોઈ નમૂનાનું અનુસરણ કરવા જેવું છે એ સમજવું એ સમજ પ્રાપ્તિનો આરંભ છે. આપણને જે જોઈએ છે એ નહિ મળવાનો ભય આપણા નિયમનની પાછળ રહેલો છે જ્યારે તમે તમારા મનનું, તમારા જીવનનું, નિયમન કરો છો ત્યારે શું બને છે? એ મન સચેત નહિ, અનુકૂળ નહિ પણ જડ અને નિષ્ઠુર બને છે. નથી બનતું? નિયમન કરેલા માણસોને—જો એવા માણસો હોય તો—તમે નથી ઓળખતા? એ કાર્યનું પરિણામ વિનાશ જ છે. અંદરનું મ થન, દૂર કરવામાં, છુપાવવામાં આવે છે પણ અંદર એ મ થન જલતું જ રહે છે.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે નિયમન જે ફક્ત સામનો જ છે, એ ટેવને ઉત્પન્ન કરે છે અને ટેવથી સમજ આવી શકે નહિ એ સ્પષ્ટ છે. ટેવ અને અભ્યાસ કદી પણ સમજ આપી શકતાં નથી આખો દિવસ પિયાનો વગાડી તમારી આંગળીઓ વડે, તમારા હાથવડે, કાંઈક કરવા માટે તમે હોશિયાર બની શકો. પણ એ હાથનું સંચાલન કરવા માટે સમજ જોઈએ અને અત્યારે આપણે એ સમજનો પ્રશ્ન વિચારી રહ્યા છીએ.

તમે જેને સુખી માનતા હો કે જેણે સિદ્ધિ પ્રાપ્ત કરી છે એમ તમે માનતા હો એવી કોઈ વ્યક્તિને તમે જુઓ છો. એ વ્યક્તિ કોઇ ચોક્કસ વસ્તુઓ કરે છે અને તમારે એ સુખ જોઈએ છે એટલે તમે એનું અનુકરણ કરો છો. આ અનુકરણને તમે નિયમન કહો છો. નહિ વારુ? બીજા પાસે જે છે એ મેળવવા માટે આપણે અનુકરણ કરીએ છીએ તમે માનો છો કે એ સુખી છે અને સુખી થવા માટે તમે એની નકલ કરો છો. સુખ નિયમન દ્વારા મળે છે? કોઈ નિયમ પ્રમાણે વર્તવાથી, ચોક્કસ પ્રકારનું નિયમન કરવાથી, કોઈ મુકરર વર્તન કરવાથી, તમે કદી પણ મુક્ત થશો? ખરેખર શોધ કરવા માટે સ્વતંત્રતા હોવી જોઇએ. જો તમારે કાંઈ પણ શોધવું હોય તો અંદરથી તમે સ્વતંત્ર હોવા જોઈએ એ ઉઘાડી વાત છે. તમે જેને નિયમન કહો છો એવા કોઈ ચોક્કસ માર્ગે તમારા મનને ઘડવાથી તમે સ્વતંત્ર બનો છો? તમે

સ્વતંત્ર નથી જ એ તો દેખીતું છે. તમે તો કેવળ પુનરાવર્તન કરતા યંત્ર જેવા, કોઈ ચોક્કસ નિર્ણય પ્રમાણે, કોઈ ચોક્કસ વર્તન પ્રમાણે પ્રત્યાઘાત કરનારા જ છો મુક્ત અવસ્થા નિયમનદ્વારા ન આવી શકે. સમજ આવે તો જ સ્વતંત્રતા, મુક્ત અવસ્થા આવી શકે; અને જે પળે તમે સમજો કે દમનનો બહારનો કે અંદરનો કોઈ પણ પ્રકાર, મુક્તિ આપી શકે નહિ તે જ પળે સમજ જાગૃત થાય છે અગર તમને સમજ પ્રાપ્ત થાય છે.

પ્રથમ જરૂરીઆત સ્વતંત્રતાની છે અને એ નિયમનરૂપે નહિ. ફક્ત સદ્‌ગુણ જ એ સ્વતંત્રતા આપે છે. લોભ એ ગૂંચવાડો છે; ક્રોધ એ ગૂંચવાડો છે; કટુ લાગણી એ ગૂંચવાડો છે. જ્યારે તમે આ સમજો ત્યારે જ એમાંથી તમે મુક્ત થાઓ છો. તમે એમનો સામનો કરતા નથી પણ તમને સમજાય છે કે ફક્ત સ્વતંત્રતા હોય તો જ તમે કાંઈ શોધી શકો અને કોઈ પણ પ્રકારનું દબાણ એ સ્વતંત્રતા નથી અને તેથી જ એનાથી શોધ થઈ શકે નહિ સદ્‌ગુણ તમને સ્વતંત્રતા આપે છે જે માણસ સદ્‌ગુણી નથી એ મૂંઝાયેલો છે, જો ગૂંચવાડો હોય તો તમે કાંઈ પણ કેવી રીતે શોધી શકો ? આ રીતે સદ્‌ગુણ એ નિયમનનું અંતિમ પરિણામ નથી પણ સદ્‌ગુણ એ સ્વતંત્રતા છે અને જે કોઈ કાર્ય સદ્‌ગુણી ન હોય અને એથી જ જે સાચું નથી એ કાર્યદ્વારા સ્વતંત્રતા આવી શકે નહિ. આપણી મુસીબત એ છે કે આપણામાંથી ઘણાએએ ઘણું વાંચ્યું છે, ઘણાએએ ઘણાં બાહ્ય નિયમોનું પાલન કર્યું છે— કોઈ ચોક્કસ વખતે સવારમાં વહેલા ઉઠવું, અમુક આસન પ્રમાણે બેસવું, મનને કોઈ ચોક્કસ રીતે એકાગ્ર રાખવું વગેરે વગેરે જાતનાં નિયમનો તમે જાણો છો. આમ કરવાનુ કારણ એ છે કે તમને કહેવામાં આવ્યું છે કે જો તમે આ પ્રમાણે થોડાંક વર્ષો સુધી વર્તશો તો એને અંતે તમે ઈશ્વરને પ્રાપ્ત કરી શકશો. આ કદાચ હું કઢંગી રીતે કહેતો હોઈશ પણ આપણા વિચારનો પાયો આ છે. ખરેખર, ઈશ્વર કાંઈ આવી સહેલી રીતે પ્રાપ્ત થતા નથી હું આ કરૂં અને તમે મને પેલી ચીજ આપો એના જેવી ઈશ્વર કોઈ બજારૂ ચીજ નથી.

આપણામાંથી મોટો વર્ગ બહારની અસરોથી, ધર્મના સિદ્ધાંતો અને ધર્મની માન્યતાઓથી તથા કોઈ સ્થાન પ્રાપ્ત કરવાની, કાંઈ મેળવવાની, આપણી આંતરિક માગણીથી એટલો બધો મર્યાદિત થયેલો છે કે નિયમનનો વિચાર કર્યા વિના આ પ્રશ્નનો નવી રીતે વિચાર કરવો આપણે માટે મુશ્કેલ કાર્ય છે. આપણી ઇચ્છાઓને લઈને આપણી અસરો વગેરેને લઈ ને, એ મનને કેવી રીતે મર્યાદિત અને સાંકડુ બનાવે છે અને એને કોઈ ચોક્કસ કાર્ય કરવા કેવી રીતે દબાણ કરે છે— નિયમનના આ સઘળા સંદર્ભો આપણે પ્રથમ સ્પષ્ટ રીતે સમજવા જોઈએ. મન જો મર્યાદિત હોય અને મર્યાદાની એ ક્રિયા ગમે એવી 'સદ્ગુણી' હોય છતાં એ મન સ્વતંત્ર થઈ શકે નહિ અને તેથી જ એ સત્યને સમજી શકે નહિ. પ્રભુ, સત્ય કે જે કહો એ જો સ્વતંત્રતા હોય તો જ પ્રકટ થાય છે અને ભયથી અમુક કરવાનું કે નહિ કરવાનું દબાણ હોય ત્યાં સ્વતંત્રતા નથી જો તમે કોઈ અંતિમ પરિણામને શોધી રહ્યા હો તો એમાં સ્વતંત્રતા નથી કારણ કે તમે એ અંત સાથે બંધાયલા છો. તમે કદાચ ભૂતકાળથી મુક્ત હશો પણ તમે ભવિષ્યના પંજામાં છો અને એ કાર્ય સ્વતંત્રતા કહેવાય નહિ સ્વતંત્રતા હોય તો જ કાંઈ શોધ થઈ શકે : નવા વિચારની, નવી લાગણીની, નવા દર્શનની. દબાણ પર રચાયલો નિયમનનો કોઈ પણ પ્રકાર સ્વતંત્રતા આપી શકે નહિ, પછી એ સ્વતંત્રતા રાજકીય હોય કે ધાર્મિક હોય. અને નિયમન એટલે કોઈ પણ લક્ષ્ય સાધ્ય કરવા માટે કરવામાં આવતા કાર્યનું અનુકરણ એટલે એ નિયમન બંધનકર્તા છે માટે જ મન કદી પણ સ્વતંત્ર થઈ શકે નહિ. એતો ગ્રામોફોનની રેકર્ડ માફક પોતાના ચીલામાં જ કાર્ય કરી શકે.

આ રીતે, અભ્યાસથી, ટેવથી, કોઈ પણ ચોક્કસ નમૂનાની ખીલવણીથી મન જે મેળવવા માગતું હોય એજ પ્રાપ્ત કરી શકે માટે જ એ સ્વતંત્ર નથી; માટે જ એ અમર્યાદિતનો અનુભવ કરી શકે નહિ. તમે લોકમતને અનુકૂળ થવા શા માટે નિયમન પાળો છો, તમે

સંતસાધુઓના મતનું શા માટે અનુસરણ કરો છો' મંતોના કે તમારા પાડોશીઓના અભિપ્રાય પ્રમાણે વર્તવા તમે શા માટે પ્રયત્ન કરો છો—આ આખીય ક્રિયાની જાણ થવી તથા કાંઈપણ કરવામાં કે નહિ કરવામાં, વૃત્તિઓનું દબાણ કરવામાં કે એમને ઉન્નત કરવામાં કોઈ મુકરર નમૂનાનું અનુસરણ જ રહેલું છે એ સઘળી ક્રિયાની જાણ થવી એજ સ્વતંત્રતાની શરૂઆત છે અને એમાંથી જ સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે. કોઈ વિચાર પ્રમાણે વર્તવું એ સદ્‌ગુણ નથી. દાખલા તરીકે નિર્લોભને લક્ષ્ય રાખી કાર્ય કરવામાં આવતું હોય તો એ સદ્‌ગુણ નથી. એટલે કે જો તમને એવું ભાન રહેતું હોય કે તમે નિર્લોભી છો તો તમે સદ્‌ગુણી કહેવાઓ ? નિયમનદ્વારા આપણે આમ જ કરી રહ્યા છીએ.

નિયમન, અનુસરણ, અભ્યાસ, આપણો અહમ્ કાંઈક છે એના પર જ ભાર મૂકે છે. મન નિર્લોભનું પાલન કરે છે અને તેથી પોતે નિર્લોભી છે એ ભાનમાંથી એ મુક્ત નથી. માટે જ એ ખરેખર નિર્લોભી નથી. એણે તો માત્ર નિર્લોભનો એક નવો વાઘો ધારણ કર્યો છે. આ સઘળી ક્રિયા આપણે જોઈ શકીએ છીએ—કોઈ પરિણામ મેળવવાની ઇચ્છા, કોઈ નમૂનાનું અનુસરણ, એના અનુસરણથી સલામત થવાની ઇચ્છા,—આ સઘળીય જ્ઞાતમાંથી જ્ઞાત તરફ જવાની ક્રિયા છે અને એ સઘળી મનને મર્યાદિત કરતી ક્રિયાના ક્ષેત્રમાં જ છે. આ સમજવું, એની જાણ થવી, એ સમજની શરૂઆત છે. અને સમજ તો સદ્‌ગુણીય નથી ને અસદ્‌ગુણીય નથી. એને સદ્‌ગુણ અ-સદ્‌ગુણના ચોકઠામાં ગોઠવી શકાય નહિ. સમજ સ્વતંત્રતા આપે છે અને એ સ્વચ્છંદીપણું પણ નથી કે અવ્યવસ્થા પણ નથી. આ સમજ વિના સદ્‌ગુણ આવે નહિ; સદ્‌ગુણથી સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે અને સ્વતંત્રતા હોય તો સત્યનો આવિર્ભાવ થાય છે. આ આખી ક્રિયાને જો તમે સમજો તો તમને જણાશે કે ઘર્ષણનો અંત આવ્યો છે. આપણે ઘર્ષણમાં છીએ અને એ ઘર્ષણમાંથી છટકી જવા આપણે ઇચ્છીએ છીએ એટલે જ આપણે અનેક પ્રકારના નિયમનો, અનેક પ્રકારના ત્યાગ અને અનેક પ્રકારની ગોઠવણો સ્વીકારીએ

છીએ. ઘર્ષણની ક્રિયા જ્યારે આપણે સમજીએ છીએ ત્યારે નિયમનનો પ્રશ્ન રહેતો જ નથી કારણકે પછી તો આપણે પળે પળે ઘર્ષણની ક્રિયાને સમજીએ છીએ. એમાં પુષ્કળ સાવધાનતાની, તમારી જાતને આખો વખત તપાસવાની જરૂર પડે છે. આમાં વિચિત્ર વાત તો એ છે કે તમે આખો વખત તમારી જાતને તપાસતા ન હો છતાં એકવાર જો એ કાર્ય કરવા ઇચ્છા રાખો તો અંદરથી નોંધ કરવાની ક્રિયા ચાલુ જ રહે છે. તમારી અંદરની ચેતના આખો વખત એના ચિત્રો લેતી હોય છે અને જે પળે તમે શાંત થાઓ છો તે પળે એ અંદરની ચેતના એ ચિત્રને પ્રકટ કરે છે.

માટે જ એમાં નિયમનનો પ્રશ્ન નથી દબાણથી ગ્રાહકતા આવતી નથી બાળકને કાંઇક કરવા તમે ફરજ પાડો, તમે એને એક ખૂણામાં બેસાડી મૂકો, અને એ કદાચ શાંત પડે. પણ અંદરથી એ કદાચ ઉકળતું હોય છે, બહાર નાસી જવા એ બારીમાથી ડોકિયાં કરતુ હોય છે કે કે અન્ય કાંઈ કરતું હોય છે. આવું જ આપણે હજુ કરી રહ્યા છીએ. માટે નિયમનના પ્રશ્નનુ, કોણ સાચુ અને કોણ ખોટું એનુ, નિરાકરણ તમે જ કરી શકો.

વળી તમે જોશો કે ભૂલ કરવાનો આપણને ભય છે કારણકે આપણે સફળ થવું છે. નિયમનની વૃત્તિની પાછળ ભય રહેલો છે પણ જે અજ્ઞાત છે એ ભયની જાળમાં સપડાતો નથી. બલ્કે અજ્ઞાતને તો સ્વતંત્રતા જોઇએ છે, તમારા મનની કોઇ રચના જોઇતી નથી, માટે મનની શાંતિ આવશ્યક છે. મનને જ્યારે એવું ભાન હોય કે હું શાંત છું ત્યારે એ શાંત હોતું જ નથી; મનને જ્યારે એવું ભાન હોય કે હુ નિર્લોભી છું, લોભથી મુક્ત છુ, ત્યારે નિર્લોભના નવા વેશમાં એ પોતાને જુએ છે પણ એ શાંત નથી. માટે આ પ્રશ્નમાં નિયામક અને નિયંત્રિતને આપણે સમજવા પડશે. આ બંને જુદા નથી પણ એક જ છે. નિયામક અને નિયંત્રિત અભિન્ન છે.

## ૬ : એકલતા

પ્ર૦ હું ઘણો જ એકલવાયો છું એમ મને સમજાતું જાય છે. મારે શું કરવું?

કૃષ્ણમૂર્તિ : પ્રશ્ન પૂછનાર પોતે એકલતા શાથી અનુભવે છે એ એ જાણવા માગે છે. એકલતા શું છે એ તમે જાણો છો? અને એની તમોને જાણ છે? તમે એ જાણતા હો એમાં મને શંકા છે કારણ કે પ્રવૃત્તિઓમાં, પુસ્તકોમાં, સંબંધોમાં, વિચારોમાં, આપણે આપણું જીવન ગૂંગળાવી નાખ્યું છે અને એકલતાની જાણ થવામાં એ ખરેખર વિઘ્નકર્તા છે એકલતા એટલે શું? આપણે ખાલી છીએ, આપણી પાસે કાંઈ જ નથી, આપણે અતિશય અનિશ્ચિત છીએ, કોઈ પણ જગ્યાએ આપણને આધાર નથી એવો ભાવ એ એકલતા છે. એ નાઉમેદી કે નિરાશા નથી પણ ખાલીપણાની, શૂન્યની, નિષ્ફળતાની લાગણી છે. સુખી અને દુખી, જેઓ ઘણા પ્રવૃત્ત છે અને જેઓ જ્ઞાનને વરેલા છે એ સઘળાઓએ આ લાગણી અનુભવી છે એવી મારી ખાતરી છે. આ સઘળાઓ આ લાગણી જાણે છે. અપાર દુ:ખની, ઢાંકવા પ્રયત્ન કરીએ છતાં ઢાંકી ન શકાય એવી વેદનાની એ લાગણી છે.

ખરેખર શું બની રહ્યું છે, જ્યારે તમે એકલાપણું અનુભવો છો ત્યારે તમે શું કરો છો એ પ્રશ્નને આપણે તપાસીએ. તમારી એકલતાની લાગણીમાંથી નાસી જવા, પુસ્તકમાં મન પરોવવા, કોઈ નેતાનું અનુસરણ કરવા, સિનેમામાં જવા, સામાજિક પ્રવૃત્તિમાં ભાગ લેવા, પૂજા કે પ્રાર્થના કરવા, ચિત્ર ચીતરવા કે એકલતા વિષે કાવ્ય લખવા, તમે પ્રયત્ન કરો છો જીવનમાં આમ જ બની રહ્યું છે. એકલતાનું, એના દુ:ખનું, એના અસાધારણ અને અથાગ ભયનુ ભાન થતા તમે એમાંથી છટકબારી શોધો છો અને એ છટકબારી વધારે મહત્ત્વની થઈ પડે છે

અને એથી જ તમારી પ્રવૃત્તિઓ, તમારૂં જ્ઞાન, તમારા દેવો, તમારો રેડિયો મહત્ત્વનાં થઈ પડે છે જયારે તમે ગૌણ વસ્તુઓને મહત્ત્વ આપો છો ત્યારે એ તમોને દુઃખ અને ગૂંચવાડા પ્રતિ જ લઈ જાય છે; ગૌણ વસ્તુઓ ઇન્દ્રિયભોગની જ વસ્તુઓ છે અને આ વસ્તુઓ પર રચાયલી આધુનિક સંસ્કૃતિ તમોને આ છટકબારી પૂરી પાડે છે—એ છટકબારી તમારા ધંધાદ્વારા, કુટુંબદ્વારા, કીર્તિદ્વારા, અભ્યાસદ્વારા. ચિત્રકળાદ્વારા વગેરે દ્વારા હોય! આપણી આખી સંસ્કૃતિ આવી છટક-બારીપર રચાયલી છે. આપણી સસ્કૃતિનો એ પાયો છે અને એ સાચી હકીકત છે.

તમે કદી એકલા રહેવા પ્રયત્ન કર્યો છે? જયારે એ પ્રયત્ન તમે કરો ત્યારે તમને લાગશે કે એકલા રહેવું કેટલું મુશ્કેલ છે તથા એકલા રહેવા માટે આપણે કેટલા બધા સમજશીલ હોવા જોઈએ કારણકે મન આપણને એકલા રહેવા દેતું જ નથી. મન અશાંત બને છે, એ છટક બારીઓમાં રોકાય છે એટલે આપણે શું કરી રહ્યા છીએ? આપણે જાણીતી બાબતોથી એ અસાધારણ ખાલીપણાને ભરવા પ્રયત્ન કરી રહ્યા છીએ કાર્યમાં કેમ રોકાયલા રહેવું, સમાજમાં કેમ ભાગ લેવો એ આપણે શોધી કાઢીએ છીએ, કેમ અભ્યાસ કરવો, કેમ રેડિયો વગાડવો, એ આપણને આવડે છે અનેક પ્રકારના જ્ઞાનથી, સંબંધોથી કે અનેક પ્રકારની વસ્તુઓથી એ શૂન્યપણાને—ખાલીપણાને—ભરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. એમ નથી કરતા? આપણી ક્રિયા આવી છે, આપણું જીવન આવું છે. હવે તમે શું કરી રહ્યા છો એ તમે સમજો ત્યારે પણ તમે એમ માનો છો કે તમે એ ખાલીપણાને ભરી શકશો? આ ખાલીપણાને ભરવા તમે હરેક ઈલાજ અજમાવ્યો છે. તમે એમાં સફળ થયા છો? તમે સિનેમા અજમાવી જોયો પણ એમાં તમે સફળ થયા નહિ એટલે તમે ગુરુઓ, પુસ્તકો કે સામાજિક પ્રવૃત્તિઓનો આશરો લીધો. એ ખાલીપણાને ભરવા તમે સફળ થયા છો કે તમે માત્ર એને ઢાંકી દીધુ છે? જો તમે એને ઢાંકી જ દીધુ હશે તો એ દૂર થયું નથી;

માટે જ એ પાછું પ્રકટ થશે. જો તમે એમાંથી સપૂર્ણ રીતે છટકી શકયા હશો તો તમે એનાથી વિમુખ થયા છો કે અતિશય મંદ બન્યા છો. દુનિયામાં આમ જ બની રહ્યું છે.

આ ખાલીપણાને, આ શૂન્યપણાને ભરી શકાય? જો એને ન જ ભરી શકાય તો એમાંથી આપણે છટકી શકીએ કે નાસી શકીએ? જો આપણે અનુભવ કર્યો હોય અને એક છટકબારીથી કાર્ય સધાયું ન હોય તો બીજી બધી છટકબારીઓ પણ વ્યર્થ છે એમ ન કહેવાય? તમે એ ખાલીપણાને એક યા બીજી રીતે ભરો એ બીન મહત્ત્વનું છે. કહેવાતું ધ્યાન એ પણ એક છટકબારી જ છે. અને તમે છટકવાની રીતો બદલો એની કશી કિંમત નથી.

તો પછી આ એકલાપણા માટે કયો માર્ગ શોધશો? જ્યારે તમે એમાંથી છટકી જતા અટકો ત્યારે જ શું કરવું એ તમને જણાશે. એમ નહિ? જે છે એને સ્વીકારવા તમે રાજી હો અને એનો અર્થ એ જ કે તમારે રેડિયોનો આશરો લેવો નહિ એટલે કે સંસ્કૃતિ પ્રતિ તમારે પીઠ ફેરવવી–તો જ એ એકલાપણાનો અંત આવે છે કારણ કે એનું સંપૂર્ણ પરિવર્તન થઈ ચૂકયું છે. હવે એ એકલવાયાપણું નથી. જે છે એને જો તમે સમજો તો જે છે એ જ સત્ય છે. પણ મન હમેશાં વર્તમાન સ્થિતિથી દૂર નાસે છે એમાંથી છટકી જાય છે, એને સમજવાની ના પાડે છે માટે જ એ પોતાના અંતરાયો ઊભા કરે છે. આપણે વસ્તુને એના યથાર્થ સ્વરૂપમાં જોઈ શકીએ એમાં અંતરાય કરનારાં ઘણાં વિઘ્નો છે, માટે જ જે છે એને આપણે સમજી શકતા નથી અને તેથી આપણે સત્યથી દૂર જઈએ છીએ જે છે એને નહિ સમજવા માટે જ મને આ બધા અંતરાયો ઉત્પન્ન કર્યા છે જે છે એને જોવા માટે ઘણી જ શકિત અને કાર્યની સાવધાનતા જોઈએ છે એટલુ જ નહિ પણ તમે જે કાંઈ પ્રાપ્ત કર્યું હોય, તમારૂં બેન્કનું ખાતું, તમારી કીર્તિ અને જે સઘળાને આપણે સંસ્કૃતિ કહીએ છીએ એ સઘળા પ્રતિ તમારે પીઠ ફેરવવી જોઈએ. જે છે એને જ્યારે તમે સમજો ત્યારે એકલવાયાપણું કેવી રીતે પરિવર્તન પામ્યું છે એ તમને જણાશે.

## ૭. દુઃખ

પ્ર· વેદના અને દુ·ખનું રહસ્ય શું?

કૃષ્ણમૂર્તિ · જ્યારે તમે દુઃખ અનુભવો છો, જ્યારે તમને વેદના થાય છે, ત્યારે એનું રહસ્ય શું? શારીરિક વેદનાનું કોઈ એક રહસ્ય છે પણ આપણે તો કદાચ ચિત્તની વેદના અને ચિત્તના દુઃખની વાત કરી રહ્યા છીએ અને જુદી જુદી ભૂમિકા પર એનું જુદું જુદું રહસ્ય છે દુઃખનું રહસ્ય શું? તમે શા માટે દુઃખનું રહસ્ય જાણવા માગો છો? એનું રહસ્ય નથી એમ મારા કહેવાનો અર્થ નથી. આપણે એ શોધી કાઢીશું પણ એ શોધવાની ઇચ્છા આપણને શા માટે થાય છે? તમે શા માટે દુઃખી થાઓ છો એ શોધી કાઢવા શા માટે ઇચ્છો છો? જ્યારે તમે તમારી આગળ આ પ્રશ્ન મૂકો કે 'હું શા માટે દુઃખી થાઉં છું?' અને તમે જ્યારે એ દુ ખનું કારણ શોધી રહ્યા હો ત્યારે તમે દુઃખમાંથી છટકી રહ્યા નથી? જ્યારે હું દુઃખનું રહસ્ય શોધુ ત્યારે હું એનાથી દૂર ભાગતો કે છટકી જતો નથી? સાચી વાત એ છે કે હું દુ.ખી છું પણ જે પળે એમાં મનની ક્રિયા દાખલ કરૂં અને કહું કે 'આ દુઃખ શા માટે?' ત્યારે મેં દુઃખની તીવ્રતા હળવી કરી નાખી હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો આપણે દુ·ખને હળવું, નરમ કરવા માગીએ છીએ અને એને દૂર કરવા તથા સમજાવી દેવા માગીએ છીએ ખરેખર, આથી દુઃખની સમજ પ્રાપ્ત થતી નથી એમાથી નાસી જવાની વૃત્તિથી જો હું મુક્ત હોઉં તો જ દુઃખમાં શુ સમાયેલુ છે એ હું સમજી શકું છું.

દુ ખ શું છે? સ્થૂલ અને જાગૃત મનની જુદી જુદી ભૂમિકાએ થતો એક વિક્ષેપ. નહિ વારુ? એ એક એવા પ્રકારનો તીવ્ર વિક્ષેપ છે જે મને ગમતો નથી. મારો પુત્ર અવસાન પામ્યો છે, મેં એનામાં બધી આશાઓ રાખી હતી પુત્રનો, પુત્રીનો, પતિનો, કોઇ પણ દાખલો લો.

મારી ઇચ્છા મુજબ એ અમુક બનશે એવી આશાઓ મેં એનામાં મૂર્તિમંત કરી હતી. એને મેં મારા સાથી તરીકે સ્વીકાર્યો હતો—આવું આવું તો તમે જાણો છો. એકાએક એ અલોપ થઈ ગયો. એટલે મને એક આઘાત થયો. એ આઘાતને હું દુ.ખ કહું છું

જો એ દુ ખ મને ન ગમતું હોય તો હું પૂછુ છું, કે 'હું શા માટે દુઃખી થાઉં છું?' 'હું એને ચાહતો હતો.' 'એ આ હતો', 'મારી પાસે આ હતું.' હું બીજાઓની માફક શબ્દોથી, સંજ્ઞાઓથી, માન્યતાઓથી છટકી જવા પ્રયત્ન કરૂ છું. એ સઘળાં ઘેન આપતાં ઔષધ જેવાં નીવડે છે. જો હું એમ ન કરૂં તો શું થાય? હું કેવળ દુઃખથી જ વાકેફ રહું. હું એનો તિરસ્કાર કરતો નથી, હું એનો ન્યાય કરતો નથી—હું દુઃખ અનુભવું છું, પછી જ હું એની ક્રિયા સમજી શકું, પછી એનો શો અર્થ છે એ સઘળી બીના હું સમજી શકું છું.

એનો શો અર્થ છે? દુઃખ ભોગવનાર કોણ? દુ.ખ શા માટે છે, દુઃખનું કારણ શું છે એ મારો પ્રશ્ન રહેતો નથી, પણ દુઃખ વખતે ખરેખર **શું** બની રહ્યું છે એ જ મારો પ્રશ્ન છે. આ બેનો ફરક તમે સમજતા હો એમ હું ધારતો નથી પછી તો મને માત્ર દુઃખનું જ ભાન હોય છે, એ મારાથી જુદું છે, હું દુ ખનુ નિરીક્ષણ કરૂ છું એનું મને ભાન હોતુ નથી. દુઃખ એ મારો જ ભાગ છે એટલે કે હું જ દુ ખ છુ એવું મને ભાન થાય છે. પછી એની ક્રિયા હું સમજી શકુ છું, એ ક્યાં લઈ જાય છે એ જોઈ શકું છું. જો હું આમ કરી શકું તો ખરેખર દુઃખ સમજાય છે. પછી મને સમજાય છે કે હું ચાહતો હતો એ વ્યક્તિને મેં મહત્ત્વ આપ્યું નથી પણ મેં અહમને જ મહત્ત્વ આપ્યું છે. મારા દુઃખને, મારા એકલાપણાને, મારી કમનસીબીને, ઢાંકી દેવા માટે જ મેં એનો ઉપયોગ કર્યો હતો. હું કાંઈ નથી એટલે મેં આશા રાખી હતી કે એ આ થશે. એ આશા ભાંગી ગઈ અને એ મને ત્યજી ગયો. હું નિરાધાર થઈ ગયો, હું ખાલી થઈ ગયો. એના વિના હું કાંઈ નથી એટલે હું રૂદન કરૂં છું. એ જતો રહ્યો છે એ મહત્ત્વની બાબત

નથી પણુ મને એ લાગ્યું ગયો છે અને હુ એકલો થઈ ગયો છું એ મહત્ત્વની બાબત છે. આ સ્થિતિએ આવી પહોંચવું એ ઘણું જ મુશ્કેલ છે. નહિ વારુ ? આ બાબત બરાબર સમજવી એ ઘણું જ મુશ્કેલ છે, ' હુ એકલો છું, અને એ એકલાપણાને હું કેમ દૂર કરી શકુ ' એમ કહું એનો કંઈ અર્થ નથી. એ તો એક પ્રકારની છટકબારી છે. પણુ આ સ્થિતિનું ભાન થવું, એ સ્થિતિ સાથે રહેવું, એની ગતિ સમજવી, એ મહત્ત્વની વાત છે. આ તો એક દૃષ્ટાંત છે. રફતે રફતે જો હું એને પ્રકટ થવા દઉં, હું એને ઉઘડવા દઉં, તો હું સમજી શકું છું કે હું નિરાધાર થયો છું માટે હું દુ ખી છું. જે ઘટના તરફ નજર કરવાની મારી મરજી નથી એના તરફ ધ્યાન આપવા મને ફરજ પડે છે, જેને નિહાળવા અને સમજવા હું રાજી ન હતો એ મારા ધ્યાન પર લાવવામાં આવે છે. છટકી જવામાં મદદ કરનારા અસંખ્ય માણસો મળી આવે છે. હજારો કહેવાતા ધાર્મિક માણસો, એમની માન્યતાઓ અને એમના ધર્માંધ વિચારો, એમની આશાઓ અને એમની કલ્પનાઓ મળી આવે છે. તેઓ કહેશે "આ તમારૂ કર્મ છે, એ પ્રભુની ઇચ્છા છે." અને એ સઘળા મને છટકબારી આપે છે. પણુ જો હું દુ:ખની સાથે રહી શકું અને એને દૂર ન કરૂં, એને પરિમિત પણુ ન કરૂ કે એનો ઇનકાર પણુ ન કરૂં, તો શું બનશે ? મારૂં મન જ્યારે આ પ્રમાણે દુ:ખની ક્રિયાને સમજતુ હોય ત્યારે એની કઈ સ્થિતિ હોય છે ?

દુ:ખ કોઈ શબ્દ છે કે કોઈ સાચી વસ્તુ છે ? જો એ શબ્દ જ ન હોય પણુ ખરી બાબત હોય તો હવે એ શબ્દનો કાંઈ અર્થ નથી એટલે હવે તો દુ:ખની કોઈ તીવ્ર લાગણી જ રહે છે. પણુ એ શેના વિષે ? એ કોઈ આકાર, કોઈ અનુભવ, કે તમારી પાસે કાંઈ છે કે નથી એના વિષેની એ તીવ્ર લાગણી છે જો એ તમારી પાસે હોય તો તમે એને સુખ કહો છો, ન હોય તો તમે એને દુ:ખ કહો છો માટે જ વેદના કે દુ:ખ એ કોઈના સબધમા જ હોય છે. જેના સબધમાં એ છે એ કોઈ શાબ્દિક ક્રિયા છે કે સાચી વસ્તુ છે ? એટલે કે જ્યારે દુ.ખ

આવે છે ત્યારે એ કોઈના સંબંધે જ હોય છે. જેવી રીતે ભય કોઈના સંબંધે જ હોય છે, સંબંધ વિના હોતો નથી, તેવી રીતે દુઃખ પણ કોઈના સંબંધમાં જ હોય છે. સંબંધ વિના દુઃખ હોતું નથી—પછી એ વ્યક્તિના સંબંધમાં, પ્રસંગના સંબંધમાં કે લાગણીના સંબંધમાં હોય. હવે તમને દુઃખની પૂરેપૂરી જાણ થઈ છે. એ દુઃખ તમારાથી નિરાળું છે અને તેથી તમે ફક્ત એના નિરીક્ષક છો કે તમે જ એ દુઃખ છો?

દુઃખ અનુભવનો હોય એવો કોઈ નિરીક્ષક જુદો ન હોય તો દુઃખ તમારાથી જુદું છે? તમે પોતે જ દુઃખ છો. નહિ વારુ? તમે વેદનાથી જુદા નથી, તમે જ વેદના છો. આમ થાય ત્યારે શું બને? નામકરણ કરી એને ખસેડી મૂકવાનો વિધિ થતો નથી—તમે પોતે જ એ દુઃખ, એ લાગણી, એ વેદના છો, એમ થાય ત્યારે શું બનવા પામે? જ્યારે તમે એને કોઈ નામ ન આપો, જ્યારે એનો તમને કોઈ ભય રહે નહિ ત્યારે તમારા કેન્દ્રને એની સાથે સંબંધ છે? જો કેન્દ્રને સંબંધ હોય તો એ એનાથી ડરે છે. એટલે એણે એ માટે કાંઈ કરવું જોઈએ. પણ જો કેન્દ્ર જ એ દુઃખ હોય તો તમે શું કરશો? પછી કાંઈ કરવા જેવું હોતું જ નથી. તમે જ એ છો અને તમે જો એનો સ્વીકાર ન કરો, એને નામ ન આપો, એને દૂર ન કરો પણ તમે જ એ હો તો શું બનવા પામે? પછી તમે એમ કહેશો કે હું દુઃખી છું? ખરેખર કોઈ મૂળભૂત પરિવર્તન થઈ ચૂક્યું છે. પછી 'હું દુખી છું' એવી કોઈ વાત જ રહેતી નથી કારણકે દુઃખ ભોગવનાર કોઈ કેન્દ્ર જ નથી અને એ કેન્દ્રને દુઃખ થતું હોય તો એનું કારણ એ છે કે એ કેન્દ્ર શું છે એ આપણે કદી તપાસ્યું જ નથી. આપણે તો શબ્દોમાં, પ્રતિક્રિયામાં, જીવીએ છીએ આપણે કદી એમ કહેતા નથી કે દુઃખી થનાર આ કઈ વસ્તુ છે. દબાણથી કે નિયમનથી આપણે આ સમજી શકીએ નહિ. રસથી અને સહજ સમજથી આપણે તપાસવું જોઈએ. પછી આપણને જણાશે કે જેને આપણે દુઃખ કહીએ છીએ, વેદના કહીએ છીએ, જેનાથી આપણે દૂર ભાગીએ છીએ એ અને એનાં નિયમન

સૌ જતાં રહ્યાં છે. કોઇ પણ વસ્તુ મારી બહાર છે એવો સંબંધ ન હોય ત્યાં સુધી પ્રશ્ન હોતો જ નથી પણ એ મારી બહાર છે એવો સંબંધ જો હું દાખલ કરૂં તો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. દુ:ખને જ્યાં સુધી હું મારી બહારનું ગણું ત્યાં સુધી મારો ભાઈ મરી ગયો છે, મારી પાસે પૈસા નથી, કે અન્ય કોઈ કારણસર હું દુ:ખી થાઉં છું. હું એ વસ્તુ સાથે મારો સંબંધ બાંધું છું અને એ સંબંધ તો કલ્પિત છે પણ જો હું જ એ વસ્તુ હોઉં, જો હું સત્ય હકીકત જોઈ શકું, તો એ આખી વસ્તુ બદલાઈ જાય છે, એનો કોઈ જુદો જ અર્થ સમજાય છે. પછી પૂર્ણ ધ્યાન, સમગ્ર ધ્યાન, અપાય છે અને જેનો સંપૂર્ણ રીતે વિચાર થાય છે એ સમજાય છે અને દૂર થાય છે. પછી ભય રહેતો નથી અને તેથી 'દુ:ખ' જેવો શબ્દ પણ અસ્તિત્વ ભોગવતો નથી.

## ૮. સાવધાનતા

પ્ર : સાવધાનતા અને સ્વાવલોકન વચ્ચે શો ફરક છે? અને સાવધ અવસ્થામાં કોણુ સાવધ છે?

કૃષ્ણમૂર્તિ : સ્વાવલોકન એટલે શું એ આપણે પ્રથમ તપાસીએ. સ્વાવલોકન એટલે પોતાની અંદર જોવું, પોતાની જાતને તપાસવી. માણસ પોતાનું અવલોકન શા માટે કરે છે? સુધરવા માટે, પરિવર્તન કરવા માટે, ફેરફાર કરવા માટે, કાંઈક થવાને માટે, તમે તમારું અવલોકન કરો છો, નહિ તો તમે એમ ન કરત. જો ફેરફાર કરવાની, પરિવર્તન કરવાની, છો તેનાથી કાંઈક બીજા થવાની ઇચ્છા ન હોત તો તમે તમારું નિરીક્ષણુ કરત નહિ સ્વાવલોકનનું આ દેખીતુ કારણ છે. હું ગુસ્સે થાઉં છું, હુ મારૂ નિરીક્ષણ કરૂ છુ, મારી જાતને તપાસું છું કે જેથી ગુસ્સાને દૂર કરી શકું, એમા ફેરફાર કરી શકું કે એવું પરિવર્તન કરી શકું. અવલોકન એ અહમ્‌ના પ્રત્યાઘાતને, એની પ્રતિક્રિયાને બદલવાની ઇચ્છા છે અને જ્યાં અવલોકન છે ત્યા કાંઈક સાધ્ય કરવાનો આશય પણ હોય છે; જ્યારે એ હેતુ બર આવતો નથી ત્યારે વિષાદ અને ગ્લાનિ પણ થાય છે. માટે જ સ્વાવલોકન અને ગ્લાનિ અરસપરસ જોડાયલાં છે. તમે જયારે સ્વાવલોકન કરો છો, તમારૂ પરિવર્તન કરવા જયારે તમે તમારી અંદર જુઓ છો ત્યારે ગ્લાનિનુ મોજુ હમેશા આવે છે જ એ તમે જોયું હશે કે કેમ એ હું જાણતો નથી હમેશાં વિષાદનુ મોજુ આવે છે અને એની સામે તમારે લડત કરવી પડે છે. વિષાદને દૂર કરવા ફરીથી તમારે તમારૂં અવલોકન કરવુ પડે છે. સ્વાવલોકનની ક્રિયા વડે મુક્ત થવાતું નથી કારણકે જે છે એનુ જે નથી એમાં પરિવર્તન કરવાની એ ક્રિયા છે, જ્યારે આપણે અવલોકન કરીએ છીએ ત્યારે આમ જ બને છે. એ ક્રિયામાં સંચયની ક્રિયા રહેલી છે. કાઈ બદલવા માટે અહમ્ એને તપાસે છે અને

તેથી હમેશાં એમાં ભેદભાવનું ઘર્ષણ રહેલું છે અને તેથી જ એ નિષ્ફળતાની ક્રિયા છે. આથી કદી પણ મુક્ત થવાતુ નથી; અને એ નિષ્ફળતાનું ભાન થવાથી ગ્લાનિ આવે છે.

સાવધાનતા તદ્દન જુદી ક્રિયા છે. સાવધાનતા એ તિરસ્કાર કર્યા વિના નિરીક્ષણ કરવાની રીત છે. સાવધાનતાથી સમજ આવે છે કારણકે એમાં તિરસ્કાર કે એકરૂપતા નથી પણ એમાં શાંત અવલોકન છે. જો મારે કોઈ વસ્તુ સમજવી હોય તો મારે એનું નિરીક્ષણ કરવું જોઈએ, મારે એની ટીકા કે એની અવગણના કરવી જોઈએ નહિ, એ સુખ આપનાર છે માટે એને મેળવવા પ્રયત્ન કરવો જોઈએ નહિ કે સુખ આપનાર નથી માટે એનો ત્યાગ કરવો જોઈએ નહિ એ વિગતને સમજવા માટે એનુ શાંત અવલોકન કરવું જોઈએ. એમાં કોઈ પરિણામ મેળવવાનું હોતુ નથી પણ જે કાંઈ ઉપસ્થિત થાય એ સઘળા પ્રત્યે સાવધાનતા જ હોય છે. જ્યારે તિરસ્કાર, કે એકરૂપતા કે ન્યાય એમાં દાખલ થાય છે ત્યારે એ અવલોકનનો અને અવલોકનથી પ્રાપ્ત થતી સમજનો અંત આવે છે. આત્મનિરીક્ષણ એ સ્વસુધારણાની ક્રિયા છે અને તેથી જ એ સ્વલક્ષીપણું છે સાવધાનતા સ્વસુધારણા નથી બલ્કે એ અહમ્‌નો, એની વિલક્ષણતાનો, એના સ્મરણોનો, એની માગણીઓનો, એના કાર્યોનો, અંત લાવે છે આત્મનિરીક્ષણમા એકરૂપતા અને તિરસ્કાર રહેલા છે, સાવધાનતામાં તિરસ્કાર અને એકરૂપતા રહેલા નથી માટે જ એમા સ્વસુધારણા નથી આ રીતે આ બેમા મોટો ફરક છે

જે માણસ પોતાની જાતને સુધારવા માગે છે તે કદી પણ જાગૃત રહી શકે નહિ કારણકે સુધારણામાં તિરસ્કાર અને પરિણામ પ્રાપ્તિ રહેલાં છે જ્યારે જાગૃત અવસ્થામાં તિરસ્કાર, ઇનકાર કે સ્વીકાર વિનાનું નિરીક્ષણ રહેલું છે એ સાવધાનતા બહારની વસ્તુઓથી, એમની સાથે તથા કુદરત સાથે સંપર્કમાં આવવાથી અને એમના વિષે જ્ઞાન થવાથી આવે છે પ્રથમ આપણી આસપાસની વસ્તુઓની આપણને જાણ થાય છે, પદાર્થો પ્રત્યે અને કુદરત પ્રત્યે આપણે સચેત બનીએ છીએ પછી

વ્યક્તિઓ સાથે એટલે એમની સાથેના સંબંધમાં આપણે સાવધ થઈએ છીએ. પછી આપણે વિચારો પ્રત્યે સાવધ બનીએ છીએ. વસ્તુઓ, કુદરત, વ્યક્તિઓ, વિચારો પ્રત્યેની આ સાવધાનતા જુદી જુદી ક્રિયાઓ નથી પણ એ એક જ ક્રિયા છે. દરેક વિચાર, દરેક વૃત્તિ, દરેક કાર્ય, જેમ જેમ ઉદ્ભવે તેમ તેનું સતત્ નિરીક્ષણ કરવું એ સાવધાનતા છે. સાવધાનતામાં તિરસ્કાર નહિ રહેલો હોવાથી એમાં કોઈ સંચય નથી. જ્યારે કોઈ ધોરણ આપણે નક્કી કર્યું હોય ત્યારે જ આપણે તિરસ્કાર કરીએ છીએ. આનું નામ જ સંચય અને તેથી જ એ અહમ્‌ને સુધારવાની જ ક્રિયા છે. વ્યક્તિઓ, વસ્તુઓ અને વિચારો સાથેના આપણા સંબંધને, આપણા વર્તનને, સમજવાં એ જ સાવધાનતા છે એ સાવધાનતા પળે પળે હોય છે, અને તેથી કોઈ પદ્ધતિ મુજબ એનું પાલન થઈ શકે નહિ. જ્યારે તમે કોઈ વસ્તુનું પાલન કરો ત્યારે એ ટેવ બની જાય છે અને સાવધાનતા એ ટેવ નથી! જે મન ટેવને આધીન છે એ જડ છે, જે મન રૂઢિબદ્ધ છે એ મન મંદ અને અસ્વાભાવિક છે; જ્યારે સાવધાનતામાં સતત્ સરળતા અને ચપળતાની જરૂર પડે છે. એ મુશ્કેલ નથી. જ્યારે તમને કશામાં રસ હોય, તમારા બાળકોને, તમારી પત્નીને, રોપાને, વૃક્ષને, પક્ષીઓને, નીરખવાનો તમને રસ હોય ત્યારે તમે આમ જ કરો છો. તમે તિરસ્કાર કર્યા વિના કે એકરૂપ થયા વિના એમનું નિરીક્ષણ કરો છો માટે જ એ નિરીક્ષણમાં સંપૂર્ણ એકતા રહેલી છે. જ્યારે તમને કોઈમાં પણ ઊંડો અને અગાધ રસ હોય ત્યારે આ ક્રિયા બને છે.

આ રીતે જાગૃત અવસ્થા અને સ્વાવલોકનની અહમ્‌ને વિશાળ બનાવતી સુધારણા વચ્ચે મોટો ફરક છે. સ્વાવલોકનમાથી નિરાશા જન્મે છે, એમાથી વિશેષ અને વધારે મહાન ઘર્ષણ નીપજે છે પણ જાગૃતિ એ અહમ્‌ના કાર્યોમાથી મુક્ત થવાની ક્રિયા છે. તમારી રોજીંદી ક્રિયાની, તમારા વિચારોની, તમારા કાર્યોની, અન્યની, જાણ મેળવવી અને એનું નિરીક્ષણ કરવુ, એ જાગૃત દશાનો અર્થ છે. જ્યારે તમે કોઈને ચાહતા હો, જ્યારે તમને કોઈ વસ્તુમાં ઊંડો રસ હોય, ત્યારે જ તમે આ કરી

શકો છો. જ્યારે હું મારી જાતને, મારા આખા જીવનને, ફક્ત એક બે પડને જ નહિ પણ મારામાં જે કાંઈ રહેલું છે એ સઘળાને જાણવા માગતો હોઉં ત્યારે એમાં જરાપણ તિરસ્કાર ન હોવો જોઈએ એ તો સ્પષ્ટ જ છે. પછી હરેક વિચારને, હરેક વૃત્તિને, સઘળી મનોદશાને, સઘળાં દબાણોને, સમજવા મારે તૈયાર રહેવું જોઈએ જેમ જેમ એ જાગૃતિ વિશાળ થતી જશે તેમ તેમ વિચારોની, આશયોની, કાર્યોની, અદૃશ્ય ગતિમાંથી હું વધારે ને વધારે મુક્ત થતો જઈશ. જાગૃતિ એ મુક્તિ છે, એ મુક્ત અવસ્થા લાવે છે, એ મુક્તિ આપે છે, પણ સ્વાવલોકન ઘર્ષણને વધારે છે. અહમને ટકાવી રાખે છે, અને તેથી જ એમાં નિષ્ફળતા અને ભય રહેલાં છે.

પ્રશ્ન પૂછનાર જાણવા માગે છે કે જાગૃત કોણ રહે છે જ્યારે તમને કોઈ પણ પ્રકારનો ઊંડો અનુભવ થાય છે ત્યારે શું બને છે? જ્યારે એવો અનુભવ તમને થાય છે ત્યારે તમે અનુભવ લઈ રહ્યા છો એ તમે જાણો છો? જ્યારે તમે ગુસ્સામાં હો છો ત્યારે ગુસ્સાની, ઈર્ષાની, આનંદની, એ ક્ષણે તમે આનંદમાં છો કે ગુસ્સામાં છો એ તમે જાણો છો? જ્યારે એ અનુભવ પૂરો થાય છે ત્યારે જ અનુભવ લેનાર અને અનુભૂત વૃત્તિ એ બે જુદાં હોય છે. પછી જ અનુભવ લેનાર અનુભૂત વૃત્તિનું અવલોકન કરે છે પણ અનુભવની પળે નિરીક્ષક કે નિરીક્ષિત હોતા નથી. એ પળે તો ફક્ત અનુભવની જ ક્રિયા હોય છે આપણામાંથી ઘણા ખરા તો અનુભવ લેતા જ નથી. અનુભવ લેવાની દશામાંથી આપણે હમેશાં દૂર જ હોઈએ છીએ અને તેથી જ આપણે આ પ્રશ્ન પૂછીએ છીએ કે નિરીક્ષક કોણ, સાવધ કોણ? ખરેખર, આવો પ્રશ્ન જ ખોટો પ્રશ્ન કહેવાય. અનુભવ થતો હોય એ પળે જાગૃત હોય એવી કોઈ વ્યક્તિ કે જેના પરત્વે એ જાગૃત હોય એવી કોઈ વસ્તુ હોતાં જ નથી. એ વખતે નિરીક્ષક કે નિરીક્ષિતનું અસ્તિત્વ જ હોતું નથી પણ કેવળ અનુભવની જ અવસ્થા હોય છે. આપણામાંથી ઘણાને અનુભવ કરવાની આ અવસ્થામાં જીવવું ઘણું વસમું લાગે છે કારણકે એમાં અસાધારણ

સરળતા, ચપળતા, અને ઊંચા પ્રકારની ગ્રાહકતાની જરૂર પડે છે. અને જ્યારે આપણે કોઈ પરિણામ શોધતા હોઈએ, જ્યારે આપણે સફળતા માગતા હોઈએ, જ્યારે આપણે કાંઈ સાધ્ય કરવા ઇચ્છતા હોઈએ, જ્યારે આપણે ગણત્રી કરતા હોઈએ—અને એ બધી વસ્તુઓ નિષ્ફળતા જ આણે છે—ત્યારે આપણે અનુભવ લેવાની સ્થિતિમાં રહી શકતા નથી. જે માણસ કાંઈ પણ માગતો ન હોય, જે કોઈ લક્ષ્ય શોધતો ન હોય, જે કોઈ પરિણામ અને એના સંદર્ભોને શોધતો ન હોય, એ જ માણસ અનુભવ લેવાની સતત્ અવસ્થામાં જીવે છે. પછી તો એને મન દરેકની ગતિ, દરેકનો અર્થ હોય છે; એને મન કોઈ પણ વસ્તુ જૂની નથી, અર્થહીન નથી, પુનરાવર્તનવાળી નથી. કારણકે જે છે એ કદી જૂનું નથી આઘાત હમેશાં નવો હોય છે, એનો પ્રત્યાઘાત જ જૂનો હોય છે. અને જે જૂનું છે એ અવશેષમાં વધારો કરે છે. એ અવશેષ એ સ્મરણ છે, નિરીક્ષક છે, અને એ નિરીક્ષક નિરીક્ષિતથી, આઘાતથી, અનુભવથી, પોતાને જુદો ગણે છે.

તમે જાતે જ આનો બહુ સાદી રીતે અને સહેલાઈથી અનુભવ કરી શકશો. હવે પછી જ્યારે તમે ગુસ્સે થાઓ, ઈર્ષાળુ થાઓ, લોભી થાઓ, હિંસક થાઓ કે કાંઈ પણ થાઓ ત્યારે તમારી જાતને તપાસો. એ અવસ્થામાં તમારૂં અસ્તિત્વ જ નથી એ વખતે તો એક અવસ્થા જ હોય છે. એક ક્ષણ વાર પછીથી તમે એને શબ્દમાં વર્ણવો છો, એનું નામ પાડો છો, તમે એને ઈર્ષા, ક્રોધ, લોભ, કહો છો. આ પ્રમાણે તમે તરત જ નિરીક્ષક અને નિરીક્ષિત, અનુભવ લેનાર અને અનુભૂત વૃત્તિને ઉત્પન્ન કરો છો. જ્યારે આમ બનવા પામે છે ત્યારે અનુભવ લેનાર અનુભવનું પરિવર્તન કરવા, એને સ્મરણમાં રાખવા માગે છે અને તેથી જ પોતાની અને અનુભૂત વૃત્તિ વચ્ચેનો ભેદ ટકાવી રાખે છે. જો તમે એ વૃત્તિનુ નામ ન પાડો—એનો અર્થ એ જ કે તમે પરિણામ ન શોધો, તમે તિરસ્કાર ન કરો, તમે એ વૃત્તિથી શાંતપણે વાકેફ થાઓ—તો તમને જણાશે કે વૃત્તિની, અનુભવની, એ અવસ્થાએ નિરીક્ષક અને નિરીક્ષિત હોતા નથી કારણકે એ બને

એક જ છે અને એથી ફક્ત અનુભવની જ ક્રિયા હોય છે

માટે સ્વાવલોકન અને સાવધાનતા તદ્દન નિરાળાં છે સ્વાવલોકનમાંથી નિરાશા અને વિશેષ ઘર્ષણ નીપજે છે કારણકે એમાં પરિવર્તન કરવાની વૃત્તિ સમાયલી છે અને પરિવર્તન એ એ જ વસ્તુને નવા સ્વરૂપે ચાલુ રાખવાની જ ક્રિયા છે. સાવધાનતા એવી અવસ્થા છે જેમાં તિરસ્કાર, ન્યાય, એકરૂપતા હોતાં નથી અને તેથી જ જેમાં સમજ હોય છે. એ શાંત, સચેત, જાગૃત અવસ્થામાં અનુભવ લેનાર અને અનુભૂત હોતા નથી.

સ્વાવલોકન જે સ્વસુધારણાનો, સ્વવિસ્તારનો, એક પ્રકાર છે એ સત્ય તરફ લઈ જાય નહિ કારણકે એ હમેશાં અહમ્‌ને જાળવી રાખવાની જ ક્રિયા છે, પણ જાગૃતિની અવસ્થામાં સત્યનો, જે છે એના સત્યનો, નિત્ય જીવનના સાદા સત્યનો, આવિર્ભાવ થાય છે. જ્યારે નિત્ય જીવનનું સત્ય આપણે સમજી શકીએ ત્યારે જ આપણે આગળ વિચરી શકીએ. દૂર જવા માટે પાસેથી જ શરૂઆત કરવી જોઈએ પણ ઘણાખરાને તો કૂદી જવાની, નજદીક છે એને સમજ્યા વિના દૂરથી શરૂઆત કરવાની, ઇચ્છા હોય છે. પાસે છે એને જેમ આપણે સમજી શકીશું તેમ આપણને જણાશે કે દૂર અને નજદીક વચ્ચેનું અંતર નષ્ટ થયું છે. એ બેમાં અંતર જ નથી--આરંભ અને અંત એક જ છે.

# ૯. સંબંધ

પ્ર: આપ ઘણીવાર સંબંધ વિષે વાત કરો છો. આપને મન એનો શો અર્થ છે?

કૃષ્ણમૂર્તિ: પ્રથમ તો સંબંધ વિનાનું કોઈ જીવન જ નથી. જીવન એટલે જ સંબંધ અને સંબંધ વિનાનું જીવન જ નથી. સંબંધનો આપણે શો અર્થ કરીએ છીએ? બે વ્યક્તિઓ વચ્ચે, તમારી અને મારી વચ્ચે, તમે જે આઘાત કરો અને જેને હું સ્વીકારું અગર જેનો હું જવાબ વાળું એવો પરસ્પરનો આઘાત એ સંબંધ. બે વ્યક્તિઓના સંબંધથી સમાજ ઉપસ્થિત થાય છે; સમાજનો આધાર તમારી અને મારી પર રહેલો છે. જનસમૂહ કોઈ જુદી વ્યક્તિ નથી પણ તમારા અને મારા સંબધથી જન સમૂહ, મંડળ કે સમાજ ઉત્પન્ન થાય છે. બે વ્યક્તિઓ વચ્ચેના પરસ્પરના સંબંધની જાણ એ સંબંધ. સામાન્ય રીતે એ સંબંધ શેનાપર રચાયલો હોય છે? કહેવાતા પરસ્પરના અવલંબનપર, પરસ્પરની સહાયપર, શું એ રચાયલો નથી? આપણે એટલું તો કહીએ જ છીએ કે એ પરસ્પરની સહાય, પરસ્પરની મદદ, વગેરે છે. પણ શબ્દોને જતા કરીએ તો, આપણા વચ્ચે લાગણીનો જે પડદો છે એને દૂર કરીએ તો, ખરેખર એ શેના પર રચાયલો છે? અરસ્પરસના સંતોષ પર. ખરું ને? જો હું તમને રાજી ન કરી શકું તો તમે મને ખસેડી મૂકો છો; જો હું તમને રાજી કરતો હોઉં તો તમે મને તમારી પત્ની તરીકે, તમારા પાડોશી કે મિત્ર તરીકે, સ્વીકારો છો. આ સાચી હકીકત છે.

તમે જેને કુટુંબ કહો છો એ શું છે? સ્પષ્ટ છે કે એ નિકટનો, એકનાતો, સંબંધ છે. તમારા કુટુંબમાં, તમારી પત્ની કે તમારા પતિ સાથેના તમારા સંબંધમાં એકતા છે? ખરેખર, સંબંધનો એ જ અર્થ

આપણે કરીએ છીએ. નહિ વારુ ? સંબંધ એટલે ભય વિનાની એકતા, એકબીજાને સમજવાની અને એકબીજા સાથે સીધી રીતે આપ લે કરવાની સ્વતંત્રતા. બીજાની સાથે એકતા અનુભવવી એજ સંબંધનો સ્પષ્ટ અર્થ છે. તમે તમારી પત્ની સાથે એવા સંબંધમાં છો ? કદાચ સ્થૂલ રીતે તમે હશો પણ એ સંબંધ ન કહેવાય તમે અને તમારી પત્ની જૂદાઈની દીવાલની સામસામેની બાજુએ રહો છો. નથી રહેતા ? તમે તમારાં કાર્યો, તમારી મહત્ત્વાકાંક્ષાઓ પાછળ પડેલા હો છો અને એ એનાં કાર્યો પાછળ પડેલી હોય છે. તમે દીવાલની પાછળ રહો છો અને કોક વાર દીવાલની ટોચેથી ડોકિયું કરો છો—અને આને તમે સંબંધ કહો છો. આ સાચી વાત છે, નહિ વારુ ? તમે આનું વિસ્તારથી નરમ શબ્દોમાં નવા શબ્દોવડે, વર્ણન કરો પણ આ સાચી હકીકત છે કે તમે બીજાથી અળગા જ રહો છો અને એ જીવનને તમે સંબધ કહો છો

બે વ્યક્તિઓ વચ્ચે સાચો સંબંધ હોય એટલે કે એમના વચ્ચે પરસ્પરની આપલે—એકતા—હોય તો એના સદર્ભો મોટા છે. એમ હોય તો જુદાઈ રહેતી નથી; આવી સ્થિતિમાં તો જવાબદારી કે ફરજ નહિ પણ પ્રેમ જ હોય છે. જે માણસો પોતાની દીવાલો પાછળ અતળા રહે છે એ જ જવાબદારી અને ફરજની વાતો કરે છે. જે માણસ ચાહે છે એ જવાબદારીની વાતો કરતો નથી—એ તો ચાહે છે જ. માટે જ એ બીજાને પોતાનો આનંદ, પોતાનું દુઃખ, પોતાનુ ધન, આપે છે. તમારાં કુટુંબો એવાં છે ? તમારી પત્ની સાથે, તમારા સતાનો સાથે તમારે સીધો વહેવાર છે ? નથી એ તો દેખીતું જ છે માટે જ કુટુંબ એ તમારૂં નામ કે તમારી પ્રથા જારી રાખવાનુ એક સાધન છે, જાતીય ભોગના કે ચિત્તના આનંદ ખાતર તમારે જે જોઈતુ હોય એ આપનારૂં એ એક સાધન છે. એટલે કુટુંબ તમારા અહમ્‌ને ચિરસ્થાયી બનાવવાનું, તમારૂં નામ જારી રાખવાનું એક સાધન છે. આ એક પ્રકારનું અમરપણું, ચિરસ્થાયીપણું છે વળી સંતોષ મેળવવાના સાધન તરીકે પણ કુટુંબનો ઉપયોગ કરવામાં આવે છે. વેપારની દુનિયામાં, રાજ-

કારણની કે સમાજની આશ્રમમા હું બીજાનુ નિર્દયપણે શોષણ કરૂં છું અને ઘરમાં હું માયાળુ અને ઉદાર થવા પ્રયત્ન કરૂં છું કેવી અસગત વાત! અથવા તો દુનિયાનો તાપ હું સહી શકતો નથી, મારે શાંતિ જોઈએ છે એટલે હું ઘેર જાઉં છું. બહારના જગતમાં હું દુ:ખી છું એટલે ઘેર જઈ હું આરામ શોધું છું, આ રીતે સંતોષ મેળવવાના સાધન તરીકે હું સંબંધનો ઉપયોગ કરૂં છું અને એનો અર્થ એ છે કે મારા સંબંધથી મને વિક્ષેપ થાય એમ હું ઇચ્છતો નથી.

આ રીતે, જ્યાં પરસ્પરનો સંતોષ હોય છે ત્યાં સંબંધ થવા પામે છે. જ્યારે એ સંતોષ તમને ન મળે ત્યારે એ સંબંધ તમે છોડી દો છો; કાં તો તમે છૂટા પડો છો કે સાથે રહી કોઈ અન્ય સ્થળે તમે સંતોષ શોધો છો અગર તમે જે સતોષ શોધી રહ્યા છો, સ્વરક્ષણ અને સુખ-સગવડની જે વૃત્તિ તમે રાખો છો એ તમને મળે નહિ ત્યાંસુધી તમે એક સંબંધ છોડી બીજા સંબંધને વળગો છો. દુનિયામાં આપણો સંબંધ આવો જ છે અને એ સાચી વાત છે. તમે સલામતી મેળવી શકો, વ્યક્તિ તરીકે તમે સલામતીની,સંતોષની, અજ્ઞાનની, સ્થિતિમાં રહી શકો એવો જ સબંધ તમે શોધો છો. અને આ સઘળાં ઘર્ષણ પેદા કરે છે, નથી કરતા ? જો તમે મને સતોષ ન આપી શકો અને હું સંતોષ જ માગતો હોઉં તો સ્વાભાવિક છે કે એમાં ઘર્ષણ જ થાય. કારણકે આપણે બન્ને એકબીજા પાસેથી સલામતી શોધી રહ્યા છીએ. જ્યારે એ સલામતી અનિશ્ચિત બને છે ત્યારે તમે ઈર્ષાળુ, ક્રૂર, અને માલિકીભાવવાળા બનો છો. આ રીતે માલિકીભાવ અને તિરસ્કાર તથા સલામતી, સગવડ અને સંતોષ મેળવવાની મનની આગ્રહી માગણીઓ એ સંબંધનાં અનિવાર્ય પરિણામો છે અને એમાં સ્વાભાવિક રીતે પ્રેમ નથી હોતો.

આપણે પ્રેમની, જવાબદારીની, ફરજની, વાતો કરીએ છીએ પણ એમાં ખરેખર પ્રેમ નથી જ. આપણો સંબંધ સંતોષ રૂપ રચાયેલો છે અને એનું પરિણામ આપણે આપણી આધુનિક સંસ્કૃતિમાં જોઈએ છીએ. આપણે આપણી પત્ની સાથે, આપણાં બાળકો સાથે, આપણાં

પાડોશી સાથે, આપણા મિત્રો સાથે જે વર્તાવ રાખીએ છીએ એ જ સૂચવે છે કે આપણા સંબંધમાં ખરેખર જરાય પ્રેમ નથી એ સંબંધ સંતોષ મેળવવાની પરસ્પરની શોધ છે. આમ જ છે તો સંબંધનો હેતુ શો છે? એનું અંતિમ રહસ્ય શું છે? બીજા સાથેના તમારા સંબંધોમાં જો તમે તમારૂ નિરીક્ષણ કરો તો સંબંધ એ તમારા ચિત્તને પ્રકટ કરવાની ક્રિયા છે એમ નથી જણાતું? જો હું જાગૃત હોઉં, અન્યના સંબંધમાં મારી પ્રતિક્રિયાથી હું વાકેફ થાઉં એવો સચેત હોઉં તો તમારી સાથેનો મારો સંબંધ હું કેવો છું એ પ્રકટ કરતો નથી? સંબંધ એ ખરેખર પોતાને પ્રકટ કરવાની ક્રિયા છે અને એ ક્રિયા સ્વજ્ઞાન મેળવવાની ક્રિયા છે એ દર્શનમાં ઘણી જ ન ગમતી વસ્તુઓ, તથા અસ્થિર કરતા અને બેચેની ઉપજાવે એવા વિચારો તથા એવાં કાર્યો નજરે પડે છે. મને જે જણાય છે તે મને ગમતું ન હોવાથી એ ન ગમતા સંબધમાંથી કોઈ ગમતા સંબંધ તરફ હું વળું છું માટે જો આપણે પરસ્પરનો સતોષ જ શોધતા હોઈએ તો સબંધનું ઝાઝું રહસ્ય નથી પણ જો એ સ્વદર્શનનું અને સ્વજ્ઞાનનુ સાધન બને તો એ અતિશય રહસ્યભર્યો બને છે.

પ્રેમમાં કોઈ સંબંધ હોતો નથી હોય છે? જ્યારે તમે કશાને ચાહો અને એમાં બદલાની આશા રાખો ત્યારે જ સંબંધ થવા પામે છે. જ્યારે તમે ચાહો છો એટલે કે કશાને તમારૂં સર્વસ્વ અર્પણ કરો છો ત્યારે સંબધ જેવી સ્થિતિ રહેતી જ નથી.

જો તમે ચાહતા જ હો, જો તમારામાં આવો પ્રેમ હોય, તો એ અદ્દભૂત વસ્તુ છે. આવા પ્રેમમાં ઘર્ષણ હોતું નથી, એમાં તમે કે હું રહેતાં નથી, એમાં સપૂર્ણ એકતા હોય છે. એ સમગ્રતાની, સંપૂર્ણ-તાની અવસ્થા છે. જ્યારે સંપૂર્ણ પ્રેમ, સંપૂર્ણ એકતા હોય છે ત્યારે આવી પળો, આવી દુર્લભ, સુખી, આનંદી પળો, આવે છે સામાન્ય રીતે એમ બને છે કે પ્રેમ મહત્ત્વનું સ્થાન ભોગવતો નથી પણ બીજી વ્યક્તિ, પ્રેમપાત્ર, મહત્ત્વનું સ્થાન ભોગવે છે; પ્રેમ નહિ પણ જેના પ્રત્યે પ્રેમ દાખવવામાં આવે છે એ વ્યક્તિ મહત્ત્વની બને છે. એટલે અનેક

પામ્યો છે. સોળ વર્ષનો એક બીજો દીકરો મારે છે એને બચાવવા હું માગું છું. એટલે એ વિષે અમે વાત કરી. મેં એમને સૂચવ્યું કે તમારા દીકરાને બચાવવા તમે અમેરિકન છો એ ભાવ તમારે કાઢી નાખવો પડશે. તમારી લોભવૃત્તિ, તમારો ધનસચય, સત્તા અને અધિકારની તમારી શોધ તમારે દૂર કરવાં પડશે અને નૈતિક દૃષ્ટિએ તમારે સાદાં બનવું પડશે—ફક્ત પોષાકમાં, બહારની વસ્તુઓમાં જ, સાદાં નહિ પણ તમારા વિચારોમાં, તમારી વૃત્તિઓમાં, તમારા સબંધોમાં તમારે સાદા થવું પડશે. તેમણે જવાબ આપ્યો કે આ તો વધારે પડતુ છે. તમારી માગણી વધારે પડતી છે. હું એમ કરી શકું નહિ કારણકે સંયોગો એટલા બધા જોરદાર છે કે હું એમને બદલી શકું એમ નથી. માટે જ પોતાના પુત્રના સંહારને માટે એ પોતે જ જવાબદાર હતાં.

સયોગોને આપણે જ ઉત્પન્ન કર્યા છે એટલે આપણે એમને કાબુમાં રાખી શકીએ. સમાજ એ તમારા અને મારા સંબધોનુ પરિણામ છે. જો આપણે આપણા સંબંધોમાં બદલાઈએ તો સમાજ બદલાય છે; અંદરથી સડેલા રહેવું, અંદરથી સત્તા, પદવી, અધિકારની શોધ ચાલુ રાખવી, અને સમાજના બહારના પરિવર્તન માટે ધારાધોરણ, દમન, પર આધાર રાખવો એ બહારની પરિસ્થિતિનો, પછી એ ગમે એટલી સંભાળપૂર્વક અને વૈજ્ઞાનિક રીતે ઉત્પન્ન કરવામાં આવી હોય છતાં, વિનાશ કરવા જેવું છે. અંદરની પરિસ્થિતિ બહારની પરિસ્થિતિનો હમેશાં પરાજય કરે છે.

ધાર્મિક રાજકીય કે આર્થિક વિગ્રહો શાથી ઉત્પન્ન થાય છે? દેખીતું જ છે કે એનું કારણ માન્યતા છે, પછી એ માન્યતા રાષ્ટ્રવાદની, કોઈ વિચારશ્રેણીની કે કોઈ ધર્માંધ વિચારની હોય જો આપણા જીવનમાં માન્યતા ન હોત પણ શુભેચ્છા, પ્રેમ અને બીજાની લાગણીનો વિચાર હોત તો વિગ્રહો થાત જ નહિ. પણ આપણને માન્યતાઓમાં, ધર્માંધ સિદ્ધાંતોમાં ઉછેરવામાં આવ્યા છે માટે આપણે અસતોષ પેદા કરીએ છીએ. આધુનિક પરિસ્થિતિ અસાધારણ છે અને મનુષ્યો તરીકે

આપણે કાં તો સતત ઘર્ષણુ અને એક પછી એક વિગ્રહના માર્ગે જવું રહ્યું-અને એ વિગ્રહો આપણા જ રોજીંદા કાર્યોનુ પરિણામ છે—કે કાં તો વિગ્રહનાં કારણો સમજી એના પ્રતિ પીઠ ફેરવવી રહી

સ્પષ્ટ છે કે સત્તાની, પદવીની, કીર્ત્તિની, સપત્તિની વૃત્તિ એ જ વિગ્રહનું કારણ છે એ ઉપરાંત રાષ્ટ્રવાદ નામનો વ્યાધી, ધ્વજની પૂજા, સંપ્રદાય, ધર્માંધ વિચારની પૂજા પણ એનાં કારણો છે એ સઘળાં વિગ્રહનાં કારણો છે; જો તમે કોઈ સંપ્રદાયમાં હો, જો તમને સત્તાનો લોભ હોય, જો તમે ઇર્ષાળુ હો, તો તમે એવો સમાજ રચશો જેનુ પરિણામ વિનાશ જ આવે. આ રીતે પણ વિગ્રહનો આધાર તમારી પર છે, આગેવાનો પર નહિ-કહેવાતા રાજમંત્રીઓ પર કે બીજા એવાઓ પર નહિ. વિગ્રહનો આધાર આપણી પર રહેલો છે પણ એ આપણે સમજતા હોઈએ એમ જણાતું નથી. જો એક વાર આપણાં કાર્યોની જવાબદારી આપણને ખરેખર સમજાય તો આ બધાય વિગ્રહોનો, આ ભયાનક દુ ખનો કેવી ઝડપથી આપણે અંત લાવી શકીએ! પણ આપણે બેપરવા છીએ. આપણને રોજ ત્રણ વાર ખાવાનુ મળે છે, આપણને આપણી નોકરીચાકરી છે, બેન્કમાં નાનુ મોટુ આપણું ખાતું છે અને આપણે કહીએ છીએ કે ઇશ્વરને ખાતર, અમારા જીવનમાં વિક્ષેપ ન નાખો, અમને અમારી સ્થિતિમાં રહેવા દો. જેમ આપણું સ્થાન વધારે ઊંચુ તેમ આપણે વધારે સલામતી, વધારે ચિરસ્થાયીપણું, વધારે શાંતિ માગીએ છીએ અને આપણને વિક્ષેપ ન આવે તથા છીએ એ જ સ્થિતિમા આપણે ચાલુ રહીએ એમ આપણે ઇચ્છીએ છીએ પણ ચાલુ પરિસ્થિતિ સદાને માટે ટકાવી રખાય નહિ કારણકે ટકાવી રાખવા જેવુ કાંઈ છે જ નહિ હરેક વસ્તુ છીનભીન્ન થાય છે. આવી બાબતો અને વિગ્રહો માટે આપણે જ જવાબદાર છીએ એ હકીકત સ્વીકારવા માટે આપણે તૈયાર નથી આપણે સુલેહની વાતો કરીએ, એને માટે પરિષદો ભરીએ, મેજની આસપાસ બેસી એની ચર્ચા કરીએ પણ અંદરથી, ચિત્તથી, આપણને સત્તા, પદવી જોઈએ છીએ અને લોભવૃત્તિથી આપણે કાર્ય

કારણોને લઈ ને, દૈહિક, શાબ્દિક કે સુખસગવડ અને સંતોષ મેળવવાની વૃત્તિનાં કારણને લઈને પ્રેમપાત્ર મહત્ત્વનું બને છે અને પ્રેમ જવા માંડે છે. પછી માલિકીભાવ, ઈર્ષા અને માગણીઓ ઘર્ષણ પેદા કરે છે અને પ્રેમ દૂર ને દૂર જવા માંડે છે. પ્રેમ જેમ વધારે દૂર જાય છે તેમ સંબંધના પ્રશ્નનું રહસ્ય અને એની કિંમત તથા એનો અર્થ ઓછાં થતાં જાય છે. માટે જ પ્રેમને સમજવો એ એક અતિ વિકટ વાત છે. મનની કોઈ આગ્રહભરી માગણીથી એ આવતો નથી, પદ્ધતિઓ, સાધનો અને નિયમનોથી એને ઉત્પન્ન કરી શકાતો નથી. એ એક એવી અવસ્થા છે જેમાં અહમ્‌ની ક્રિયાનો વિલય હોય છે. પણ એ ક્રિયાઓને દબાવવાથી, એમનાથી દૂર જવાથી, એમનું નિયમન કરવાથી એ ક્રિયાઓનો અંત આવે નહિ. ચૈતન્યમાં જુદાં જુદાં પડમાં થતી મનની ક્રિયાને તમારે સમજવી પડશે. જીવનમાં એવી પળો આવે છે જ્યારે આપણે ચાહતા હોઈએ, જ્યારે કોઈપણ વિચાર, કોઈપણ હેતુ રહેતો નથી પણ એવી પળો દુર્લભ છે. એ દુર્લભ છે માટે જ સ્મરણથી આપણે એમને વળગી રહીએ છીએ અને એ રીતે જીવંત સત્ય અને આપણા નિત્ય જીવનનાં કાર્યો વચ્ચે પડદો ઊભો કરીએ છીએ.

સંબંધની ક્રિયાને સમજવા માટે પ્રથમ તો જે છે એને, આપણા જીવનમાં અનેક સૂક્ષ્મ પ્રકારે જે બની રહ્યું છે એને અને સંબંધ એટલે ખરેખર શું એને સમજવું મહત્ત્વનું છે સંબંધની ક્રિયા એ સ્વદર્શન છે. આપણે આપણી આગળ ખુલ્લા થવા માગતા નથી માટે જ આપણે સુખસગવડ પાછળ સંતાઈ રહીએ છીએ અને એટલે સંબંધની ક્રિયાનું ભારે ઊંડાણ, રહસ્ય અને સૌંદર્ય આપણે ગુમાવીએ છીએ. જ્યાં પ્રેમ છે ત્યાં જ સાચો સંબંધ થઈ શકે, પણ સંતોષની શોધ એ પ્રેમ નથી. જ્યારે અહમ્‌નું વિસ્મરણ થાય, જ્યારે એક બે સાથે નહિ પણ પરમતત્ત્વ સાથે સંપૂર્ણ એકતા થાય ત્યારે જ પ્રેમ અસ્તિત્વમાં આવે છે અને જ્યારે 'હું'નું વિસ્મરણ થાય ત્યારે જ આ અવસ્થા શક્ય બને છે.

## ૧૦. વિગ્રહ

પ્ર: આપણી આધુનિક રાજકીય અવ્યવસ્થાનું અને જગતની મડાગાંઠનું નિરાકરણ કેવી રીતે કરી શકાય? માથે ઝઝૂમતા વિગ્રહને અટકાવવા વ્યક્તિ શું કરી શકે?

કૃષ્ણમૂર્તિ: વિગ્રહ એ આપણા નિત્યજીવનનો જ દમામભર્યો અને હિંસક ફણગો છે. એમ નથી? વિગ્રહ આપણી આંતરિક સ્થિતિનું બાહ્ય સ્વરૂપ છે, આપણા નિત્ય કાર્યોનું એ મોટું સ્વરૂપ છે. એ વધારે દમામભર્યું, વધારે હિંસક, વધારે વિનાશક છે પણ આપણી પ્રવૃત્તિઓના સમૂહનું જ એ પરિણામ છે. માટે જ તમે અને હું વિગ્રહ માટે જવાબદાર છીએ અને એને અટકાવવા આપણે શું કરી શકીએ? સ્પષ્ટ છે કે અખંડ ઝઝૂમતા વિગ્રહને તમે અને હું અટકાવી શકીએ નહિ. કારણકે એની ગતિ ક્યારની ય શરૂ થઈ ચૂકી છે; જો કે અત્યારે એ મુખ્યત્વે કરીને ચિત્તની ભૂમિકાએ છે છતાં એની શરૂઆત થઈ ચૂકી છે એની ગતિ શરૂ થયેલી હોવાથી એને અટકાવી શકાય નહિ—એનાં પરિણામો અતિ ઘણાં, અતિ મોટાં અને નિર્માણ થઈ ચૂક્યાં છે પણ ઘર બળતું જોઈ તમે અને હું એ આગનુ કારણ સમજી શકીએ, એમાંથી આપણે નીકળી જઈએ અને સળગી જાય નહિ એવી તથા નવા વિગ્રહો ઉત્પન્ન ન કરે એવી વસ્તુઓથી કોઈ નવા સ્થળે આપણે નવી ઈમારત બાંધી શકીએ. આપણે આટલું જ કરી શકીએ. વિગ્રહો શાથી પેદા થાય છે એ તમે અને હું સમજી શકીએ અને વિગ્રહોનો અંત લાવવામાં જો આપણને રસ હોય તો આપણે આપણી જાતનું પરિવર્તન કરવાની શરૂઆત કરી શકીએ કારણકે વિગ્રહોનાં કારણ આપણે જ છીએ.

બે એક વર્ષ પર વિગ્રહ દરમ્યાન એક અમેરિકન બાઈ મને મળવા આવ્યા હતાં. એમણે મને કહ્યું કે ઈટાલીમા મારો દીકરો મરણ

પામ્યો છે. સોળ વર્ષનો એક બીજો દીકરો મારે છે એને બચાવવા હું માગું છું. એટલે એ વિષે અમે વાત કરી મેં એમને સૂચવ્યું કે તમારા દીકરાને બચાવવા તમે અમેરિકન છો એ ભાવ તમારે કાઢી નાખવો પડશે. તમારી લોભવૃત્તિ, તમારો ધનસચય, સત્તા અને અધિકારની તમારી શોધ તમારે દૂર કરવાં પડશે અને નૈતિક દૃષ્ટિએ તમારે સાદાં બનવું પડશે—ફક્ત પોષાકમાં, બહારની વસ્તુઓમાં જ, સાદાં નહિ પણ તમારા વિચારોમાં, તમારી વૃત્તિઓમાં, તમારા સબંધોમાં તમારે સાદાં થવું પડશે. તેમણે જવાબ આપ્યો કે આ તો વધારે પડતું છે. તમારી માગણી વધારે પડતી છે. હું એમ કરી શકુ નહિ કારણકે સયોગો એટલા બધા જોરદાર છે કે હું એમને બદલી શકું એમ નથી. માટે જ પોતાના પુત્રના સંહારને માટે એ પોતે જ જવાબદાર હતાં.

સયોગોને આપણે જ ઉત્પન્ન કર્યા છે એટલે આપણે એમને કાબુમાં રાખી શકીએ. સમાજ એ તમારા અને મારા સંબંધોનુ પરિણામ છે. જો આપણે આપણા સંબધોમાં બદલાઈએ તો સમાજ બદલાય છે; અંદરથી સડેલા રહેવું, અંદરથી સત્તા, પદવી, અધિકારની શોધ ચાલુ રાખવી, અને સમાજના બહારના પરિવર્તન માટે ધારાધોરણ, દમન, પર આધાર રાખવો એ બહારની પરિસ્થિતિનો, પછી એ ગમે એટલી સંભાળપૂર્વક અને વૈજ્ઞાનિક રીતે ઉત્પન્ન કરવામાં આવી હોય છતાં, વિનાશ કરવા જેવું છે. અંદરની પરિસ્થિતિ બહારની પરિસ્થિતિનો હમેશાં પરાજય કરે છે.

ધાર્મિક રાજકીય કે આર્થિક વિગ્રહો શાથી ઉત્પન્ન થાય છે? દેખીતું જ છે કે એનું કારણ માન્યતા છે, પછી એ માન્યતા રાષ્ટ્રવાદની, કોઈ વિચારશ્રેણીની કે કોઈ ધર્માંધ વિચારની હોય. જો આપણા જીવનમાં માન્યતા ન હોત પણ શુભેચ્છા, પ્રેમ અને બીજાની લાગણીનો વિચાર હોત તો વિગ્રહો થાત જ નહિ પણ આપણને માન્યતાઓમાં, ધર્માંધ સિદ્ધાતોમાં ઉછેરવામાં આવ્યા છે માટે આપણે અસતોષ પેદા કરીએ છીએ. આધુનિક પરિસ્થિતિ અસાધારણ છે અને મનુષ્યો તરીકે

આપણે કાં તો સતત ઘર્ષણુ અને એક પછી એક વિગ્રહના માર્ગે જવું રહ્યુ-અને એ વિગ્રહો આપણા જ રોજીંદા કાર્યોનુ પરિણામ છે—કે કાં તો વિગ્રહનાં કારણો સમજી એના પ્રતિ પીઠ ફેરવવી રહી

સ્પષ્ટ છે કે સત્તાની, પદવીની, કીર્તિની, સંપત્તિની વૃત્તિ એ જ વિગ્રહનું કારણ છે એ ઉપરાંત રાષ્ટ્રવાદ નામનો વ્યાધી, ધ્વજની પૂજા, સંપ્રદાય, ધર્માંધ વિચારની પૂજા પણ એનાં કારણો છે એ સઘળાં વિગ્રહનાં કારણો છે; જો તમે કોઈ સંપ્રદાયમાં હો, જો તમને સત્તાનો લોભ હોય, જો તમે ઈર્ષાળુ હો, તો તમે એવો સમાજ રચશો જેનું પરિણામ વિનાશ જ આવે. આ રીતે પણ વિગ્રહનો આધાર તમારી પર છે, આગેવાનો પર નહિ-કહેવાતા રાજમંત્રીઓ પર કે બીજા એવાઓ પર નહિ વિગ્રહનો આધાર આપણી પર રહેલો છે પણ એ આપણે સમજતા હોઈએ એમ જણાતું નથી જો એક વાર આપણાં કાર્યોની જવાબદારી આપણને ખરેખર સમજાય તો આ બધાય વિગ્રહોનો, આ ભયાનક દુ:ખનો કેવી ઝડપથી આપણે અંત લાવી શકીએ! પણ આપણે બેપરવા છીએ. આપણને રોજ ત્રણ વાર ખાવાનુ મળે છે, આપણને આપણી નોકરીચાકરી છે, બેન્કમાં નાનુ મોટુ આપણું ખાતું છે અને આપણે કહીએ છીએ કે ઈશ્વરને ખાતર, અમારા જીવનમાં વિક્ષેપ ન નાખો, અમને અમારી સ્થિતિમા રહેવા દો. જેમ આપણું સ્થાન વધારે ઊંચું તેમ આપણે વધારે સલામતી, વધારે ચિરસ્થાયીપણું, વધારે શાંતિ માગીએ છીએ અને આપણને વિક્ષેપ ન આવે તથા છીએ એ જ સ્થિતિમા આપણે ચાલુ રહીએ એમ આપણે ઈચ્છીએ છીએ પણ ચાલુ પરિસ્થિતિ સદાને માટે ટકાવી રખાય નહિ કારણકે ટકાવી રાખવા જેવું કાંઈ છે જ નહિ હરેક વસ્તુ છીન્નભીન્ન થાય છે આવી બાબતો અને વિગ્રહો માટે આપણે જ જવાબદાર છીએ એ હકીકત સ્વીકારવા માટે આપણે તૈયાર નથી આપણે સુલેહની વાતો કરીએ, એને માટે પરિષદો ભરીએ, મેજની આસપાસ બેસી એની ચર્ચા કરીએ પણ અંદરથી, ચિત્તથી, આપણને સત્તા, પદવી જોઈએ છીએ અને લોભવૃત્તિથી આપણે કાર્ય

કરીએ છીએ. આપણે પ્રપંચો કરીએ છીએ. આપણે રાષ્ટ્રવાદી છીએ, આપણે માન્યતાઓથી અને ધર્માંધ વિચારોથી જકડાયલા છીએ અને એ સઘળાને ખાતર આપણે મરવા અને મારવા તૈયાર છીએ આવા માણસો જગતમાં શાતિ લાવી શકે એમ તમે ધારો છો? શાંતિ આણવા માટે આપણે શાત થવું જોઈએ; શાંતિથી જીવવું એટલે વૈરભાવ ઉત્પન્ન ન કરવો. શાંતિ કોઈ આદર્શ નથી મારે મન તો આદર્શ ફક્ત એક છટકબારી છે, વર્તમાન સ્થિતિથી દૂર ભાગવાની ક્રિયા છે, જે છે એનો વિરોધ છે. જે છે એના સંબંધમાં સીધુ કાર્ય કરતાં આદર્શ આપણને અટકાવે છે. શાંતિ મેળવવા માટે આપણે ચાહવું પડશે, એને માટે કોઈ આદર્શ જીવન જીવવું પડતું નથી પણ છે એ પરિસ્થિતિને સમજી કાર્ય કરવું પડે છે અને એનું પરિવર્તન કરવું પડે છે જ્યાંસુધી આપણે બધા ચિત્તની સલામતી શોધી રહ્યા છીએ, ત્યાંસુધી અન્ન, વસ્ત્ર અને રહેઠાણ જેવી સ્થૂલ સલામતી જે જરૂરની છે એનો અંત આવે છે, ચિત્તની સલામતી જેનું અસ્તિત્વ જ નથી એ આપણે શોધી રહ્યા છીએ અને બની શકે તો સત્તાદ્વારા, પદવીદ્વારા, ખિતાબોદ્વારા, નામોદ્વારા, આપણે એને શોધીએ છીએ. આ સઘળાં સ્થૂલ સલામતીનો નાશ કરે છે. જો તમે વિચાર કરો તો આ સ્પષ્ટ હકીકત છે.

જગતમાં શાંતિ લાવવા માટે, સઘળા વિગ્રહોનો અંત લાવવા માટે, આપણામાં ક્રાંતિ થવી જોઈએ. આ આંતરિક ક્રાંતિ વિના આર્થિક ક્રાંતિનો કંઈ અર્થ નથી. કારણકે લોભ, ઈર્ષા, વૈરભાવ, માલિકીભાવ, જેવી ચિત્તની આપણી પરિસ્થિતિથી આર્થિક પરિસ્થિતિ ઊભી થાય છે. અને ભૂખમરો એ આર્થિક પરિસ્થિતિની ખોટી વ્યવસ્થાનું પરિણામ છે. દુઃખનો, ભૂખમરાનો, વિગ્રહનો, અંત લાવવા માટે ચિત્તની ક્રાંતિ થવી જોઈએ અને એ કરવા માટે બહુ થોડા જ તૈયાર હોય છે. આપણે સુલેહની ચર્ચા કરીએ છીએ, ધારાધોરણ કરીએ છીએ, નવાં મંડળો સ્થાપીએ છીએ, પણ એથી આપણે શાંતિ મેળવી શકીએ નહિ કારણકે આપણી પદવી, આપણી સત્તા, આપણા પૈસા, આપણી મિલકત, આપણું

વિચારશૂન્ય જીવન તજી દેવા આપણે તૈયાર નથી. બીજા પર આધાર રાખવો એ તદ્દન વ્યર્થ છે; બીજાઓ આપણને શાંતિ આપી શકે નહિ. કોઈ પણ નેતા, કોઈ પણ સરકાર, કોઈ પણ સૈન્ય કોઈ પણ વેશ, આપણને શાંતિ આપશે નહિ. અંદરના પરિવર્તનથી બહારનાં કાર્યો પર અસર થાય તો જ શાંતિ આવી શકે. આંતરિક પરિવર્તન વિભક્ત થવાની, બહારનાં કાર્યોમાંથી વિમુખ થવાની ક્રિયા નથી. ઉલટું, જ્યારે વિચારની સાચી ક્રિયા હોય ત્યારે જ સાચું કાર્ય થઈ શકે અને જ્યાં સ્વજ્ઞાન નથી ત્યાં સમ્યક્ વિચારણા પણ નથી. તમારી જાતને ઓળખ્યા–સમજ્યા સિવાય શાંતિ સુલભ નથી.

બહારના વિગ્રહનો અંત લાવવા માટે તમારે તમારી અંદરના વિગ્રહનો અંત લાવવાની શરૂઆત કરવી જોઈએ. તમારામાંથી કેટલાક માથું ધુણાવશે અને કહેશે કે હું સમંત છું, પણ બહાર જઈ છેલ્લા દસત્રીશ વર્ષથી જે કરતા આવ્યા છે તે જ કર્યા કરશે. તમારી સંમતિ શાબ્દિક જ છે અને એનું કાંઈ મહત્ત્વ નથી કારણકે તમારી સહેજ સંમતિથી જગતનાં દુઃખ અને જગતના વિગ્રહો અટકવાનાં નથી. આ ભયની પરિસ્થિતિને જ્યારે તમે સમજો, તમારી જવાબદારીનું તમને ભાન થાય, તમે એ કોઈના પર છોડી ન દો, ત્યારે જ એ દુ:ખોનો અને એ વિગ્રહોનો અંત આવશે. જો તમને દુ:ખનુ ભાન હોય, તાત્કાલિક કાર્ય કરવાની આવશ્યકતા તમે સમજો અને એ કરવામાં ઢીલ ન કરો તો તમે તમારું પરિવર્તન કરશો; જ્યારે તમે જ શાંતિમય થશો, જ્યારે તમે જ તમારા પાડોશી સાથે શાંતિથી રહી શકશો ત્યારે જ શાંતિ સુલભ થશે

# ૧૧. ભય

પ્ર: મારી સઘળી પ્રવૃત્તિઓમાં ભયની અસર હોય છે. એ ભયને હું કેવી રીતે દૂર કરી શકું ?

કૃષ્ણમૂર્તિ · ભયનો આપણે શો અર્થ કરીએ છીએ ? ભય શેનો હોય છે ? ભય અનેક પ્રકારના છે અને એ સઘળાનુ પૃથક્કરણ કરવાની જરૂર નથી. પણ જ્યારે સંબંધની આપણી સમજ અપૂર્ણ હોય છે ત્યારે ભય પેદા થાય છે એ આપણે સમજી શકીએ. સંબંધ હમેશાં વ્યક્તિઓ વચ્ચે જ હોતો નથી પણ આપણી અને કુદરતની વચ્ચે, આપણી અને મિલકતની વચ્ચે, આપણી અને વિચારોની વચ્ચે, પણ હોય છે. જ્યાં સુધી આપણો સબધ સપૂર્ણપણે સમજાય નહિ ત્યાંસુધી ભય રહેવાનો જ. જીવન એટલે જ સબધ જીવવું એટલે જ કોઈ સાથે સબંધમા આવવું અને સબધ વિનાનુ જીવન નથી. કોઈ પણ વસ્તુ સંબંધ વિના હયાતી ભોગવતી નથી. જ્યાંસુધી મન બીજાથી વિમુખ રહેવાનું શોધે છે ત્યાં સુધી ભય રહેવાનો જ. ભય એ કલ્પના નથી; એ કોઈના સબંધમા જ હોય છે.

પ્રશ્ન એ છે કે ભયને કેમ દૂર કરવો ? પ્રથમ તો જે કોઈ વસ્તુને જીતવામાં આવે છે એને ફરી ને ફરી જીતવી પડે છે. કોઈ પણ પ્રશ્નને હમેશને માટે જીતાય નહિ, દબાવી શકાય નહિ. એને સમજી શકાય પણ એને જીતી શકાય નહિ. આ બન્ને જુદી ક્રિયાઓ છે અને જીતવાની ક્રિયામાંથી નવાં ઘર્ષણ અને નવા ભય પેદા થાય છે. કોઈપણ પ્રશ્નનો સામનો કરવો, એને દબાવવો, એની સાથે લડત કરવી, એની સામે રક્ષણની દીવાલ બાંધવી એ વધુ ઘર્ષણ ઉત્પન્ન કરવા જેવું છે પણ જો આપણે ભયને સમજી શકીએ, ક્રમે ક્રમે એમા ઊડા ઉતરીએ, એમાં શુ રહેલુ છે એ સઘળુ તપાસીએ તો ભય કોઈ પણ પ્રકારે દશ્યમાન થશે નહિ.

મેં કહ્યું એ મુજબ ભય કોઈ કલ્પના નથી; એ કોઈના

સંબંધમાં જ હોય છે. ભયનો આપણે શો અર્થ કરીએ છીએ? અંતિમ વાત એ છે કે કાંઈક હોવાનો, કાંઈક થવાનો આપણને ભય હોય છે. નહિ વારુ? કાંઈ ન હોવાનો, પ્રગતિ કરતા નથી એનો, અગર અજ્ઞાતનો, મૃત્યુનો, ભય હોય ત્યારે સંકલ્પથી, નિર્ણયથી કે કોઈ પસંદગીથી એ ભય આપણે દૂર કરી શકીએ? ન જ કરી શકીએ એ દેખીતું જ છે. કેવળ મનથી, વૃત્તિઓને ઉન્નત કરવાથી કે એક વૃત્તિને સ્થાને બીજીને દાખલ કરવાથી પ્રતિરોધ વધે છે. માટે કોઈપણ પ્રકારના નિયમનથી, કોઈ પણ પ્રકારના પ્રતિરોધથી ભયને કદી નાબૂદ કરી શકાય નહિ. આ હકીકત સ્પષ્ટ રીતે સમજવી જોઈએ, એને માટે લાગણી થવી જોઈએ તથા એનો અનુભવ થવો જોઇએ કોઈપણ પ્રકારના રક્ષણથી કે પ્રતિરોધથી ભય નાબૂદ કરી શકાય નહિ અને પ્રશ્નનો ઉત્તર મેળવવાથી કે ફક્ત માનસિક કે શાબ્દિક સમજૂતીથી ભયમાંથી મુક્ત થવાય નહિ.

આપણને ભય શેનો છે? આપણને હકીકતનો ભય છે કે એ હકીક્ત વિષેના વિચારનો ભય છે? જે વસ્તુ છે એનો ભય છે કે એને આપણે જે માનતા હોઈએ એનો ભય છે? મૃત્યુનો દાખલો લો. આપણને મૃત્યુનો ભય છે કે મૃત્યુ વિષે આપણા વિચારનો ભય છે? હકીકત એક બાબત છે અને એ હકીકત વિષેનો આપણો ખ્યાલ એ બીજી બાબત છે. મને 'મૃત્યુ' શબ્દનો ભય છે કે એ હકીકતનો જ ભય છે? મને શબ્દનો, એના ખ્યાલનો ભય હોવાથી હું હકીકતને કદી સમજી શકતો નથી, એ હકીકતને હું કદી તપાસતો નથી, એ હકીકત સાથે હું કદી સીધા સંબંધમાં આવતો નથી. જ્યારે એ હકીકત સાથે હું સંપૂર્ણ એકતા અનુભવતો હોઉં ત્યારે જ ભય નાબૂદ થાય છે. જો એ હકીક્ત સાથે હું એકતા ન અનુભવતો હોઉં તો ભયનું અસ્તિત્વ છે જ અને જ્યાં સુધી હકીકત વિષે કોઈ ખ્યાલ, કોઈ નિર્ણય, કોઈ સિદ્ધાંત હોય છે ત્યાંસુધી હકીકત સાથે એકતા અનુભવાતી નથી માટે જ મને શબ્દનો ભય છે કે વિચારનો કે હકીકતનો ભય છે એ મારે સ્પષ્ટ જાણી લેવું જોઈએ. જો હું હકીકતના સાનિધ્યમાં હોઉં તો એના

વિષે કાંઈ સમજવાનું રહેતું નથી. હકીકત છે અને હું એનો ઉકેલ કરી શકું. જો મને શબ્દનો ભય હોય તો મારે એ શબ્દ સમજવો જોઇએ, એ શબ્દની આખી ક્રિયા તપાસવી જોઇએ અને એની પાછળ શું રહેલું છે એ સમજવું જોઇએ.

દૃષ્ટાંત તરીકે માણસને એકલવાયાપણાનો, એના દર્દનો, એની વેદનાનો, ભય હોય છે. માણસે એકલતાને કદી પણ તપાસી નથી, એની સાથે કદીપણ સપૂર્ણ એકતા અનુભવી નથી, માટે જ એનો એને ભય હોય છે જે પળે માણસ એકલવાયાપણાની એ ઘટના સાથે સંપૂર્ણ એકતા અનુભવી શકે એ જ પળે એકલવાયાપણું શું છે એ એ સમજી શકે પણ માણસને એ વિષે અગાઉના જ્ઞાન પર રચાયલો વિચાર, નિર્ણય, હોય છે. એ હકીકત વિષેનો આ વિચાર, આ નિર્ણય, એના વિષેની આ અગાઉની માહિતી ભયને પેદા કરે છે। એ હકીકતનું નામકરણ કરવાના, એને શબ્દમાં વર્ણવાના, એનો સંકેત રચવાના, પરિણામે જ ભય પેદા થાય છે. એટલે કે ભય એ શબ્દ સાથે સકડાયલો જ છે.

ધારો કે એકલવાયાપણાનો મને અનુભવ થાય છે એટલે કે અકિંચન થવાનો મને ભય છે એમ હું કહું છું. મને એ હકીકતનો જ ભય છે કે એ હકીકત વિષે મને પૂર્વ માહિતી હોવાથી એટલે કે એના શબ્દની, સકેતની, આકારની, મને જાણ હોવાથી એ ભય મારામાં ઉત્પન્ન થાય છે? કોઈ પણ હકીકતનો ભય કેમ હોઈ શકે? જ્યારે કોઈ પણ હકીકતના સાનિધ્યમાં હું હોઉં છું ત્યારે હું એને નીહાળી શકું છું, એનું અવલોકન કરી શકું છું માટે એ હકીકતનો ભય રહેતો નથી. એ હકીકત વિષેની મારી ભીતિ, એ હકીકત શું હશે કે શું કરી શકે એ ભયને ઉત્પન્ન કરે છે.

એ હકીકત વિષેનો મારો નિર્ણય, મારો ખ્યાલ, મારો અનુભવ, મારૂં જ્ઞાન એ ભય પેદા કરે છે જ્યાં સુધી હકીકતને આપણે શબ્દમાં ઉતારીએ છીએ, એનું નામ પાડીએ છીએ અને તેથી જ એની સાથે એકરૂપ થઈએ છીએ કે એનો તિરસ્કાર કરીએ છીએ, જ્યાંસુધી વિચાર

નિરીક્ષક બની હકીકતનો ન્યાય કરે છે ત્યાંસુધી ભય રહેવાનો જ. વિચાર એ ભૂતકાળનું પરિણામ છે. શબ્દોવડે જ, સંકેતો વડે જ, આકારો વડે જ એ અસ્તિત્વ ભોગવે છે. જ્યાંસુધી વિચાર હકીકતને પોતાની રીતે સમજે છે ત્યાંસુધી ભય રહેવાનો જ.

આ રીતે મન એટલે કે વિચારની ક્રિયા ભય ઉત્પન્ન કરે છે. વિચારની ક્રિયા શાબ્દિક છે. શબ્દો વિના, સંકેતો વિના, આકારો વિના તમે વિચાર કરી શકો નહિ. આ આકારો જે પૂર્વગ્રહો છે, પૂર્વ માહિતી છે, મનની ભીતિ છે એ હકીકતમાં સામેલ કરવામાં આવે છે અને એમાંથી ભય ઉત્પન્ન થાય છે. એનું નામ પાડ્યા સિવાય, એનો અર્થ કર્યા સિવાય, મન જ્યારે એ હકીકતને નીહાળી શકે ત્યારે જ ભયથી મુક્ત થવાય છે. આ બહુ મુશ્કેલ છે કારણકે એ વિષેની આપણી લાગણીઓ, આપણી પ્રતિક્રિયાઓ, આપણી ચિંતાઓ સાથે મન એકરૂપ થઈ જાય છે અને એને શબ્દમાં વર્ણવામાં આવે છે. ઈર્ષાની લાગણીને એ શબ્દ સાથે એકરૂપ કરવામાં આવે છે. કોઈ પણ લાગણી સાથે એકરૂપ થયા સિવાય, એ લાગણીને નામ આપ્યા વિના એને નીરખવી શક્ય છે? લાગણીને નામ આપવાથી એ ચાલુ રહે છે, એ પ્રબળ બને છે. તમે જેને ભય કહો છો એને નામ આપો એટલે તરત જ તમે એને પ્રબળ બનાવો છો પણ એને નામ આપ્યા વિના જો તમે એ લાગણીને નીહાળી શકો તો તમને જણાશે કે એ લાગણી નિષ્પ્રાણ બની જાય છે. માટે જો ભયથી સંપૂર્ણ રીતે મુક્ત થવું હોય તો વિગતોને નામ આપવાની, એમના સંકેત, કે આકારો રચવાની આખી ક્રિયા સમજવી જરૂરી છે. જ્યારે સ્વજ્ઞાન થાય ત્યારે જ ભયમાંથી મુક્ત થવાય. સ્વજ્ઞાન એ જ પ્રજ્ઞાની શરૂઆત છે અને એમાં જ ભયનો અંત છે.

## ૧૨. કંટાળો અને રસ

પ્ર : મને કશામાં રસ પડતો નથી પણ ઘણા માણસો ઘણાં મનગમતાં કાર્યોમાં રોકાયલા હોય છે. મારે કામ કરવું પડતું નથી એટલે હું કામ કરતો નથી. મારે કોઈ ઉપયોગી કાર્ય ઉપાડવું જોઈએ ?

કૃષ્ણમૂર્તિ : સામાજિક, રાજકીય કે ધાર્મિક કાર્યકર થવું એમ કહેવા માગો છો ? તમારે બીજું કાંઈ કરવાનું રહ્યું નથી એટલે તમે સુધારક બનો છો ! જો તમારે કાંઈ જ કરવાનું ન હોય, જો તમે રસહીન હો તો રસહીન જ કેમ રહેતા નથી ? એ જ કેમ થતા નથી ? જો તમે દુ:ખી હો તો દુ:ખમાં જ રહો. એમાંથી છટકી જવાનો રસ્તો શોધશો નહિ કારણકે જો તમે એને સમજી શકો, એ સ્થિતિમાં રહી શકો તો કંટાળો આપનારી તમારી સ્થિતિનું ભારે રહસ્ય છે. જો તમે કહો કે મને કંટાળો આવ્યો છે માટે હું કાંઈ બીજું કરીશ, તો તમે કંટાળાની એ સ્થિતિમાંથી છટકી જવાનો જ પ્રયત્ન કરો છો અને મોટા ભાગની આપણી પ્રવૃતિઓ છટકબારીઓ જ છે એટલે સામાજિક રીતે અને બીજી હરેક રીતે તમે વધુ નુકસાન કરો છો. તમે જે છો એ જ સ્થિતિમાં રહો છો ત્યારે જે નુકસાન થાય છે એના કરતાં તમે જ્યારે એમાથી દૂર ભાગો છો તે વખતે જે નુકશાન થાય છે એ વધારે મોટું છે. મુસીબત એ છે કે એમાંથી નાસી ન જવું અને એમાં કેમ રહેવું. આપણી ઘણીખરી પ્રવૃત્તિઓ નાસી જવાની જ ક્રિયા છે એટલે નાસી ન જવું અને એનો સ્વીકાર કરવો એ અતિશય મુશ્કેલ છે. માટે જો તમોને કંટાળો આવ્યો હોય તો હું રાજી છું અને હું કહું છું કે અટકી જાવ. છો ત્યાં જ રહો. એને તપાસો. અન્ય કાંઈ કરવાની શી જરૂર છે ?

જો તમને કંટાળો આવ્યો હોય તો શાથી કંટાળો આવ્યો છે ? કંટાળો એ કઈ વસ્તુ છે ? તમને કશામાં પણ શા માટે રસ નથી ? તમે આમ રસહીન બન્યા છો એનાં પણ કારણો હોવાં જોઈએ. દુ:ખથી, છટકબારીઓથી, માન્યતાઓથી, સતત પ્રવૃત્તિઓથી તમારું મન નિસ્તેજ

બન્યું છે, તમારા હૃદયની મૃદુતા ગઈ છે. તમે શા કારણે કંટાળેલા છો, તમને શાથી રસ રહ્યો નથી, એ જો તમે શોધી કાઢો તો જરૂર તમે પ્રશ્નનો ઉકેલ કરી શકશો. નહિ કરી શકો ? પછી તમારો જાગૃત થયેલો રસ કાર્ય કરશે. તમે શાથી કંટાળેલા છો એમાં જો તમને રસ ન હોય તો કોઈ પણ પ્રવૃત્તિમાં તમે જબરદસ્તીથી રસ લઈ શકો નહિ, પિંજરમાં ગોળ ફરતી ખિસકોલીની માફક તમે કાંઈ ને કાંઈ કર્યા કરો નહિ. હું જાણું છું કે ઘણાઓ આવી પ્રવૃત્તિઓમાં રોકાયલા રહે છે પણ કંટાળાની આ સ્થિતિમાં આપણે શા માટે આવી પડ્યા છીએ એ અંદરથી, ચિત્તથી, આપણે શોધી શકીએ. ઘણાઓ આ સ્થિતિમાં કેમ હોય છે એ આપણે જોઈ શકીએ : આપણા હૃદયનું અને મનનું બળ ખર્ચાઈ ચૂક્યું છે. આપણે એટલી બધી વસ્તુઓ, એટલાં બધાં સંવેદનો, એટલી બધી રંજન ક્રિયાઓ, એટલા બધા પ્રયોગો, અજમાવ્યાં છે કે આપણે મદ બન્યા છીએ અને કંટાળી ગયા છીએ. આપણે કોઈ એક મંડળમાં જોડાઈએ છીએ, આપણે આપણું સઘળું કરીએ છીએ અને પછી એને છોડી દઈએ છીએ: પછી આપણે કાંઈક બીજું ઉપાડીએ છીએ અને એનો અખતરો કરી જોઈએ છીએ. એક માનસશાસ્ત્રીથી આપણને અસંતોષ થાય તો આપણે બીજા પાસે જઈએ છીએ અગર કોઈ ધર્મગુરુ પાસે જઈએ છીએ. ત્યાં પણ સંતોષ ન મળે તો આપણે બીજા ગુરુ પાસે જઈએ છીએ. અન્યની પાછળ આમ નિરંતર જવાની અને એને તજવાની આ ક્રિયા આપણી શક્તિ હણી લે છે. નહિ વારુ ? બધાં જ સવેદનોની માફક એ પણ મનને ઝટ મંદ બનાવે છે.

આપણે આ કર્યું છે, એક ઇન્દ્રિય ભોગમાંથી બીજા પાછળ આપણે ગયા છીએ, એક ઉશ્કેરણીમાંથી બીજી તરફ આપણે વળ્યા છીએ, અને આખરે આપણે આપણી બધી શક્તિ ગુમાવી બેઠા છીએ. આ સમજીને હવે બીજી પ્રવૃતિ તરફ વળશો નહિ. આરામ લો, શાંત થાઓ. મનને પોતાની મેળે જ પોતાનું બળ એકઠું કરવા દો. એનુ દમન કરશો નહિ. જેમ શિયાળામાં જમીન નવી શક્તિ મેળવે છે એમ મનને જ્યારે શાંત પડવા દેવામાં આવે છે ત્યારે એ નવી શક્તિ મેળવે છે. પણ

મનને શાંત રહેવા દેવું, આ બધું કર્યા પછી એને નિષ્ક્રિય રહેવા દેવું એ અતિ મુશ્કેલ છે. કારણકે મનને હમેશાં જ કાંઈ પ્રવૃતિ જોઈએ છીએ. તમે છો એ જ સ્થિતિમાં તમે રહી શકો એટલી હદ સુધી તમે આવી શકો—કંટાળેલા, વિરૂપ, ભયરૂપ વગેરે—તો એનો ઉકેલ કરવાની શકયતા છે.

જ્યારે તમે કોઈ પણ વસ્તુ સ્વીકારો છો, તમે છો એ સ્થિતિનો સ્વીકાર કરો છો, ત્યારે શું બને છે? તમે જેવા છો એનો જ તમે સ્વીકાર કરો તો પ્રશ્ન કયાં રહે છે? કોઈ પણ સ્થિતિ છે એવી જ એને સ્વીકારીએ નહિ અને એનું પરિવર્તન કરવા ઇચ્છા રાખીએ—એનો અર્થ એવો નથી કે હું સંતોષની હિમાયત કરી રહ્યો છું. હું તો એથી વિપરિત વાત કરી રહ્યો છું—તો જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આપણે આપણી વર્તમાન સ્થિતિને સ્વીકારી લઈએ તો જેનો આપણને ડર લાગે છે, જેને આપણે કંટાળો કહીએ છીએ, જેને આપણે નિરાશા કહીએ છીએ, જેને આપણે ભય કહીએ છીએ એનું સંપૂર્ણ પરિવર્તન થયેલું આપણને જણાશે અને જેનો આપણને ભય હતો એનું સંપૂર્ણ પરિવર્તન થાય છે.

માટે જ વિચારની આપણી ક્રિયાને, એની રીતોને, સમજવી એ મહત્ત્વનું છે. કોઈ પણ વ્યક્તિદ્વારા, કોઈ પણ પુસ્તકદ્વારા, કોઈ પણ એકરારદ્વારા, માનસશાસ્ત્રદ્વારા કે માનસવિશ્લેષણશાસ્ત્રીઓદ્વારા, સ્વજ્ઞાન પ્રાપ્ત થઈ શકે નહિ. એ તો તમારે તમારી જાતે જ પ્રાપ્ત કરવું પડશે કારણકે એ તમારૂં જીવન છે. ચિત્તના વિશાળ અને ઊંડા જ્ઞાન વિના તમે ગમે એ કરશો, બહારની કે અંદરની પરિસ્થિતિ કે અસરો બદલશો, પણ એ નિરાશાને, વેદનાને, દુઃખને જન્મ આપ્યા જ કરશે. મનની સ્વરક્ષણ કરતી પ્રવૃતિઓથી પર જવા માટે તમારે એમને સમજવી પડશે; અને એમને સમજવા માટે વ્યક્તિઓ સાથેના, વસ્તુઓ સાથેના, વિચાર સાથેના, તમારા સંબધોમાં તમારે વાકેફ થવું પડશે. એ સબધરૂપી અરીસામાં આપણે આપણી જાતને વખાણ્યા કે વખોડયા વિના જોઈ શકીએ છીએ. અને આપણા મનની રીતોના એ વિશાળ અને ઊંડા જ્ઞાનમાંથી આગળ વધવાની શકયતા છે; મન શાંત થાય, જે સત્ય છે એને ગ્રહણ કરે, એવી શકયતા છે.

## ૧૩. દ્વેષભાવ

પ્ર : જો હું પ્રમાણિક હોઉં તો મારે કબૂલ કરવું જોઈએ કે મને રોષ થાય છે અને કેટલીક વાર હું લગભગ બધાને જ ધિક્કારું છું. આથી મારું જીવન ઘણું જ દુ:ખી અને સંતપ્ત થાય છે. બુદ્ધિથી હું સમજું છું કે આ રોષ, આ દ્વેષભાવ હું છું, પણ હું એનો સામનો કરી શકતો નથી. આપ મને રસ્તો બતાવશો?

કૃષ્ણમૂર્તિ : 'બુદ્ધિથી' એટલે આપણે શું કહેવા માગીએ છીએ? જ્યારે આપણે કહીએ છીએ કે હું આ બાબત બુદ્ધિથી સમજું છું ત્યારે આપણે એથી શું કહેવા માગીએ છીએ? માનસિક સમજ જેવું કાંઈ છે ખરું? કે પરસ્પર આપ લે કરવાનો આપણે માટે એ જ માર્ગ હોઈ મન ફક્ત શબ્દોને જ સમજે છે? કોઈ પણ બાબત આપણે ફક્ત શબ્દોથી, મનથી, સમજી શકીએ ખરા? કહેવાતી માનસિક સમજ સાચી સમજમાં અંતરાયરૂપ છે કે નહિ એ વાત આપણે સ્પષ્ટ કરી લેવી જોઈએ. ખરેખર સમજ સપૂર્ણ હોય છે, એ અંશિક કે અપૂર્ણ હોતી નથી કાં તો હું એક વાત સમજું છું કે સમજતો નથી આપણે એમ કહીએ કે એક બાબત હું મનથી સમજું છુ તો એ ખરેખર સમજ પ્રાપ્ત કરવામાં વિઘ્નરૂપ છે. એ એક અપૂર્ણ ક્રિયા છે અને એથી એ સમજ જ નથી.

હવે પ્રશ્ન આ છે કે મને રોષ આવે છે, મને દ્વેષ થાય છે. હું એનાથી કેવી રીતે મુક્ત થઈ શકું અગર હું એનો સામનો કેવી રીતે કરી શકું? કોઈ પણ પ્રશ્નનો આપણે કેવી રીતે સામનો કરીએ છીએ? પ્રશ્ન એટલે જ શું? ખરેખર, જે વ્યાકુળ કરે એ પ્રશ્ન.

મને રોષ આવે છે, હું દ્વેષી છું. હું લોકોને ધિક્કારું છું અને મને દુ:ખ થાય છે. મને એની જાણ છે. મારે શું કરવું? મારે એનાથી

ખરેખર કેમ મુક્ત થવું-ફક્ત ક્ષણવાર એને કેમ દૂર કરી શકાય એ નહિ પણ હું એનાથી સંપૂર્ણ રીતે કેમ મુક્ત થઈ શકું ? એ કાર્ય મારે કેમ કરવું ?

મને એ વિક્ષેપ કરે છે માટે એ મારો પ્રશ્ન છે જો એ વિક્ષેપ કરનાર ન હોત તો એ મારે મન પ્રશ્ન રૂપ ન હોત. હોત ? એનાથી મને દુઃખ થાય છે, વિક્ષેપ થાય છે. ચિંતા થાય છે, હું એને ગંદી વસ્તુ માનું છું માટે હું એને દૂર કરવા માગું છું. માટે મને વિક્ષેપ સામે વાંધો છે. નહિ વારુ ? જુદે જુદે વખતે, જુદી જુદી મનોદશામાં હું એને જુદાં જુદાં નામ આપું છું. એક દિવસ હું એને એક નામ આપું છું, બીજે દિવસે હું એને બીજું નામ આપું છું પણ મારી મૂળ ઇચ્છા તો વિક્ષેપમુક્ત રહેવાની છે. શું એમ જ નથી ? સુખ વિક્ષેપકર્તા નથી એટલે હું એને સ્વીકારૂં છું સુખથી મુક્ત થવા હું નથી ઇચ્છતો કારણ કે એમાં વિક્ષેપ નથી, અત્યારે તો નથી જ પણ દ્વેષ, રોષ, મારા જીવનનાં વિક્ષેપ કરનારાં તત્ત્વો છે અને એમને દૂર કરવા હું માગું છું.

મને વિક્ષેપ ન થાય એની જ મને ચિંતા છે અને મને કદી પણ વિક્ષેપ ન થાય એવો કોઈ માર્ગ હું શોધી રહ્યો છું. પણ જો મારે સત્ય શોધવું હોય તો મને વિક્ષેપ થવો જ જોઈએ. ન થવો જોઈએ ? સત્ય શોધવા માટે મારે ભારે ઉથલપાથલમાંથી, પરિતાપમાંથી, ચિંતામાંથી પસાર થવું જોઈએ. જો મને વિક્ષેપ ન થાય તો હું સુસ્ત રહીશ અને ઘણાઓ તો આ જ માગી રહ્યા છે—સંતોષી રહેવાનું, સુસ્ત રહેવાનું, વિક્ષેપમુક્ત રહેવાનું, અન્યથી દૂર રહેવાનું, એકાંતમાં અને સલામતીમાં રહેવાનું. ડોળથી નહિ પણ ખરેખર જો વિક્ષેપ થાય તો ભલે થાય એમ હું સમજતો હોઉં, કારણકે મારે સત્ય જાણવું છે, તો દ્વેષ અને રોષ પ્રત્યેનું મારૂં વલણ બદલાય છે. જો વિક્ષેપ થાય તો હરકત નહિ એમ હું સમજતો હોઉં તો નામનું કાંઈ મહત્ત્વ નથી. છે ? 'દ્વેષ' શબ્દ મહત્ત્વનો નથી. અગર લોકો પ્રત્યેનો 'રોષ' શબ્દ પણ મહત્ત્વનો નથી. છે ? કારણ કે એવા વખતે એ અનુભવને શબ્દમાં વર્ણવ્યા સિવાય હું રોષની અવસ્થાનો સીધો અનુભવ કરી રહ્યો છું.

દ્વેષ અને રોષની જેમ ક્રોધ પણ એક વિક્ષેપ કરનારો ગુણ છે, અને એને શબ્દમાં વર્ણવ્યા વિના બહુ થોડા માણસો જ ક્રોધનો સીધો અનુભવ કરતા હશે જો આપણે એનું શબ્દથી વર્ણન કરીએ નહિ, આપણે જો એને ક્રોધ કહીએ નહિ તો ખરેખર કોઈ જુદો જ અનુભવ થાય છે, નથી થતો ? પણ આપણે એનું શબ્દથી વર્ણન કરીએ છીએ એટલે એક નવા અનુભવને આપણે પૂરો અનુભવતા નથી અથવા તો એને જૂના અનુભવના ચોકઠામાં ગોઠવી દઈએ છીએ પણ જો આપણે એનું નામકરણ ન કરીએ તો એ અનુભવને આપણે સીધી રીતે સમજીએ છીએ અને એ સમજ એ અનુભવની ક્રિયામાં પરિવર્તન આણે છે.

સંકુચિતતાનો દાખલો લો. આપણામાંથી ઘણાઓ જો સંકુચિત હોય તો એઓ એ જાણતા નથી—પૈસાની બાબતમાં, લોકોને ક્ષમા આપવાની બાબતમાં વગેરે વગેરેમાં મારી ખાતરી છે કે તમે આ બાબતથી પરિચિત છો. એની જાણ થયા પછી આપણે એનાથી કેવી રીતે મુક્ત થઈ શકીએ ? ઉદાર થવું એ મહત્ત્વની બાબત નથી સંકુચિતતામાંથી મુક્ત થવું એમાં જ ઉદારતાનો સમાવેશ થાય છે. ઉદાર થવાની જરૂર રહેતી જ નથી. એ તો સ્પષ્ટ જ છે કે આપણને એની જાણ થવી જોઈએ. તમે તમારા મંડળને, તમારા મિત્રને, પૈસાની મોટી રકમ આપો પણ કોઈ ને વધારે મોટું ઈનામ આપવામાં સંકુચિત હો–સંકુચિતતાથી હું શું કહેવા માગું છું એ તમે સમજો છો. આપણને એનો ખ્યાલ નથી. જ્યારે એનો ખ્યાલ આવે ત્યારે શુ બને છે ? ઉદાર થવા આપણે આપણું સંકલ્પ બળ વાપરીએ છીએ, એને નાબૂદ કરવા પ્રયત્ન કરીએ છીએ, ઉદાર થવા આપણે નિગ્રહ કરીએ છીએ વગેરે વગેરે. આખરે તો કાંઈક થવા માટે સંકલ્પબળનો ઉપયોગ કરવો એ પણ વધારે વિશાળ મર્યાદામાં સંકુચિતતા જ છે. એટલે જો આપણે આવી કોઈ ક્રિયા ન કરીએ પણ સંકુચિતતાના સંદર્ભોની જ જાણ મેળવીએ અને એનું શબ્દમાં વર્ણન ન કરીએ તો આમૂલ પરિવર્તન થાય છે એમ આપણને જણાશે.

કૃપા કરીને આનો પ્રયોગ કરી જુઓ. પ્રથમ તો વિક્ષેપ થવો જ

જોઈએ અને ઘણાઓને વિક્ષેપ થાય એ ગમતું નથી એ દેખીતું જ છે. ગુરુદેવ, માન્યતા કે એવો જ કોઈ જીવનનો નમૂનો આપણને જડયો છે એમ આપણે માનીએ છીએ અને એ નમૂના પ્રમાણે જ આપણે જીવનને ગોઠવીએ છીએ. કોઈ સારા અધિકારની નોકરી હોય અને જીવનપર્યંત એ જ કાર્ય કરીએ એના જેવું એ છે. જે સઘળા ગુણોથી આપણે મુક્ત થવા માગતા હોઇએ એ સઘળા પ્રત્યે આપણે એવા જ માનસથી નીહાળીએ છીએ. વિક્ષેપ થવાની, અંદરથી સલામતી વિનાના થવાની, કોઈના પર અવલંબન નહિ રાખવાની શી મહત્તા છે એ આપણે જોતા જ નથી. સલામતી વિનાની દશામાં જ તમે શોધી શકો છો, જોઈ શકો છો, સમજી શકો છો. પુષ્કળ પૈસાવાળા માણસની જેમ આપણે આરામથી જીવવા માગીએ છીએ. એ માણસને વિક્ષેપ થતો નથી, એને વિક્ષેપ જોઇતો પણ નથી.

સમજ પ્રાપ્ત કરવા માટે વિક્ષેપ જરૂરનો છે અને સલામતી શોધવાનો કોઈ પણ પ્રયાસ સમજ પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ છે. જ્યારે વિક્ષેપ કરનારી કોઈ બાબતને આપણે દૂર કરવા માગીએ છીએ ત્યારે ખરેખર એ અંતરાય છે. જો કોઈ પણ વૃત્તિનું નામ પાડ્યા વિના એનો સીધો અનુભવ કરી શકીએ તો હું ધારું છું કે એમાંથી આપણને બધું જ મળશે. પછી એનો સામનો કરવાનો રહેતો નથી કારણકે અનુભવનાર અને અનુભૂત બન્ને એક જ છે અને એ જ મહત્ત્વની બાબત છે. અનુભવનાર જ્યાંસુધી વૃત્તિનુ શબ્દથી વર્ણન કરે છે ત્યાંસુધી એ એનાથી જુદો છે અને બહારથી એ વૃત્તિ પર કાર્ય કરે છે; આવું કાર્ય કૃત્રિમ અને ખોટું છે. પણ જો એનું શબ્દમાં વર્ણન કરવામાં ન આવે તો અનુભવનાર અને અનુભૂતવૃત્તિ બન્ને એક જ છે. આ પ્રકારની સમગ્રતા જરૂરની છે અને એનો સદંતર સ્વીકાર કરવો જ પડે છે.

# ૧૪. નિંદા

પ્ર: નિંદા ચિત્તદર્શન કરાવે છે અને ખાસ કરીને બીજાઓ કેવાં છે એ દર્શાવે છે એ નિંદાની મહત્તા છે હું ગંભીરતાપૂર્વક કહું છું કે જે છે એને જાણવાના સાધન તરીકે નિંદાનો શા માટે ઉપયોગ ન કરવો?' જો કે યુગોથી એને વખોડવામાં આવી છે છતાં નિંદા' શબ્દ સાંભળી હું ધ્રૂજતો નથી.

કૃષ્ણમૂર્તિ: તમે શા માટે નિંદા કરો છો એ જ મને નવાઈ જેવું લાગે છે! બીજાઓ કેવા છે એ જણાય છે માટે તમે નિંદા કરો છો એમ નથી. બીજાઓને તમારી આગળ શા માટે ઉઘાડા પાડવા જોઈએ? તમે શા માટે બીજાઓને જાણવા માગો છો? બીજાઓ વિષેની આ અસાધારણ ચિંતા તમને શા માટે હોય છે? પ્રથમ તો તમે શા માટે નિંદા કરો છો? એ એક પ્રકારની અસ્થિરતા છે. નહિ વારુ? ચિંતાની જેમ એ અસ્થિર મનનુ સૂચન કરે છે. બીજાઓના કામમાં માથું મારવાની, બીજાઓ શું કરે છે અને શું કહે છે એ જાણવાની વૃત્તિ તમને શા માટે હોવી જોઈએ? નિંદા કરનારું મન ઉપરછલ્લુ છે. ખરું ને? એ અવળી દિશાએ વાળેલું જીજ્ઞાસુ મન છે બીજાઓનાં કાર્યો, વિચારો, મંતવ્યો જાણવાની ચિંતા કર્યાથી બીજાઓ કેવા છે એ એ જાણી શકે છે એમ પ્રશ્ન પૂછનાર ધારે છે. પણ જો આપણે આપણી જાતને જ ઓળખતા ન હોઈએ તો બીજાને ઓળખીએ છીએ ખરા? આપણે જે રીતે વિચાર કરીએ છીએ, વર્તીએ છીએ, કાર્ય કરીએ છીએ એ આપણે જાણતા નથી તો બીજાનો ન્યાય કરી શકીએ ખરા? બીજાઓ માટેની આ અસાધારણ ચિંતા શા માટે? બીજાઓ શા વિચારો કરે છે, શી લાગણીઓ અનુભવે છે, શી વાતો કરે છે, એ જાણવાની વૃત્તિ એ ખરેખર એક બચાવ-છટકબારી નથી? આપણા જીવનમાં એ એક

છટકબારી સમાન નથી? વળી એમાં બીજાઓના જીવનમાં માથું મારવાની વૃત્તિ પણ રહેલી નથી? બીજાઓના જીવનમાં દખલ કર્યા વિના પણ આપણું જ જીવન શું મુશ્કેલ, મૂંઝવણભર્યું અને દુ:ખમય નથી? એવી નિંદક, હિંસક અને ગંદી રીતે બીજાઓનો વિચાર કરવાનો આપણને સમય છે? આપણે આ સઘળું શા માટે કરીએ છીએ? તમે જાણો છો કે દરેક જણ આમ જ કરે છે. લગભગ દરેક જણ કોઈ અન્ય વિષે નકામી વાતો કરતું જ હોય છે. શા માટે?

હું ધારું છું કે આપણે બીજાઓની નિંદા કરીએ છીએ એનું પ્રથમ કારણ તો એ છે કે આપણને આપણા વિચાર વર્તનની ક્રિયામાં પૂરતો રસ નથી બીજાઓ શું કરે છે એ જાણવા આપણે માગીએ છીએ અને માયાળુ રીતે કહીએ તો કદાચ બીજાઓનું અનુકરણ કરવા પણ આપણે ઇચ્છીએ છીએ. સામાન્ય રીતે જયારે આપણે નિંદા કરીએ છીએ ત્યારે એમાં બીજાને વખોડવાનો જ આશય હોય છે પણ જો આપણે એનો ઉદાર અર્થ કરીએ તો એમાં બીજાનું અનુકરણ કરવાનો ભાવ રહેલો હોય છે એમ કહેવાય આપણે શા માટે બીજાઓનું અનુકરણ કરવા માગીએ છીએ? શું એ આપણું અસાધારણ છીછરાપણું નથી દર્શાવતુ? જે મન ઉશ્કેરણી માગે છે અને પોતાની બહાર જે એ ઉશ્કેરણીને શોધે છે એ મન અતિશય મંદ છે બીજા શબ્દમા કહીએ તો નિંદા એ એક પ્રકારનો ઇન્દ્રિય વેગ છે એ જુદા પ્રકારનો ઇન્દ્રય વેગ હશે. પણ એમાં ઉશ્કેરણી અને વિક્ષેપ વૃત્તિ રહેલાં છે. જો ઊંડાણુથી આ પ્રશ્નનો વિચાર કરવામાં આવે તો જણુાશે કે માણુસ છેવટે પોતાનો જ વિચાર કરતો હોય છે અને એ દર્શાવે છે કે માણસ અતિશય છીછરો છે અને બીજાની વાતો કરી બહારથી ઉશ્કેરણી મેળવે છે. જયારે બીજીવાર તમે કોઈની નિંદા કરો ત્યારે જાગૃત થજો. જો તમને એની જાણ થશે તો તમને તમારા વિષે ઘણું જ જાણવાનું મળશે બીજાઓ વિષે કાંઈક જાણવા તમે ઈંતેજાર છો એમ કહી એને ઢાંકી દેશો નહિ. એ તમારી અસ્થિરતાનું, ઉશ્કેરણી મેળવવાની વૃત્તિનું, તમારા છીછરાપણાનું અને

લોકોમાં તમને સાચો અને ઊંડો રસ નથી એનું સૂચન કરે છે લોકોમાં સાચો અને ઊંડો રસ હોય તો એને નિંદા સાથે કાંઈ સંબંધ નથી.

હવે બીજો પ્રશ્ન એ છે કે નિંદાને કેમ અટકાવવી? જ્યારે તમે નિંદા કરો છો એમ જાણો ત્યારે નિંદા કરતાં તમે કેવી રીતે અટકો છો? જો તમને એની ટેવ પડી હોય, એ ગંદી વસ્તુ હમેશા ચાલુ જ રહેતી હોય તો તમે એને કેવી રીતે અટકાવો છો? એ પ્રશ્ન કદી ઉપસ્થિત થાય છે? તમે નિંદા કરી રહ્યા છો એમ જ્યારે તમે જાણો અને એનાં સઘળા સંદર્ભોથી તમે વાકેફ થાઓ ત્યારે તમે એમ કહો છો કે મારે આમાંથી કેમ અટકવું? જે પળે તમે જાણતા થાઓ કે તમે નિંદા કરી રહ્યા છો એ જ પળે એ આપોઆપ અટકી જતી નથી? પછી તો 'કેવી રીતે' એ પ્રશ્ન જ થતો નથી. જ્યારે તમે વાકેફ ન હો ત્યારે જ 'કેવી રીતે' એ પ્રશ્ન ખડો થાય છે. અને નિંદા એ જાગૃતિના અભાવનુ સૂચનં કરે છે. બીજી વાર જ્યારે તમે નિંદા કરો ત્યારે આ પ્રયોગ કરી જુઓ. અને તમે શી વાત કરી રહ્યા છો એ જાણતા થાઓ, તમારી જીભ તમને ઘસડી રહી છે એ જાણતા થાઓ, એટલે તરત જ, સત્વર તમે નિંદા કરતા અટકી જશો. એને અટકાવવા માટે સકલ્પબળની જરૂર નથી. તમે શું બોલી રહ્યા છો, એની પાછળ કયો ધ્વનિ રહેલો છે એની જાણ થવાની, એનાથી વાકેફ થવાની જ જરૂર છે. નિંદાને વખાણવાની કે વખોડવાની જરૂર રહેતી નથી. એનાથી વાકેફ થાઓ એટલે તરત જ નિંદા કરતા તમે અટકી જશો. કારણકે એથી માણસ પોતાનાં કાર્યોનુ, વર્તનનું અને વિચારના નમૂનાનુ દર્શન કરી શકે છે; એ દર્શનથી માણસ પોતે કેવો છે એનું ભાન થાય છે અને બીજાઓ શું કરે છે, કયા વિચાર કરે છે, કેમ વર્તે છે એવી નકામી વાતો કરવા કરતાં એ વધારે મહત્ત્વનું છે.

જે સઘળાઓ રોજ વર્તમાનપત્રો વાંચે છે તેઓનાં મન જગતની નકામી વાતોથી ભરેલાં હોય છે એ સઘળું આપણા જીવનમાંથી, આપણી ક્ષુદ્રતામાથી, આપણી વિરૂપતામાંથી, છટકી જવાના દ્વારરૂપ છે આપણે માનીએ છીએ કે જગતના બનાવોમા સામાન્યપણે રસ લેવાથી આપણે

વધારે ને વધારે ડાહ્યા તથા જીવનના પ્રશ્નોનો ઉકેલ કરવા વધારે સમર્થ બનીએ છીએ. ખરેખર, આ બધી આપણા પ્રશ્નોમાંથી નાસી જવાની રીતો છે. આપણે જાતે જ અધૂરા અને છીછરા છીએ, આપણે આપણાથી ગભરાયલા છીએ. આપણે પોતે એટલા બધા નબળા છીએ કે નિંદા એક મોટા પ્રકારની ઉશ્કેરણી અને છટકબારીની ગરજ સારે છે આપણી એ પોકળતા આપણે જ્ઞાનવડે, કર્મકાંડવડે, નિંદાવડે, સભાઓવડે, અને છટકબારીના એવા અનેક પ્રકારો વડે ભરવા પ્રયત્ન કરીએ છીએ. એટલે જે છે એને સમજવું મહત્ત્વનુ થતું નથી પણ છટકબારીઓ મહત્ત્વની બને છે. જે છે એને સમજવા માટે લક્ષ આપવું પડે છે. પોતે અધૂરા છે, દુઃખી છે, એ જાણવા માટે પુષ્કળ ધ્યાન આપવું જોઈએ. એને માટે છટકબારીઓની જરૂર નથી. પણ ઘણાઓને આ છટકબારીઓ ગમે છે કારણકે એ વધારે સુખદાયક અને આનંદજનક છે. વળી આપણે આપણી વર્તમાન સ્થિતિને જાણીએ ત્યારે આપણા પ્રશ્નોનો નિવેડો કેમ લાવવો એ મુશ્કેલ કાર્ય થઈ પડે છે એ એક પ્રશ્ન આપણી સન્મુખ ઊભેલો હોય છે. શુ કરવું એ આપણને સમજાતુ નથી. જ્યારે હું જાણું કે હું અધૂરો છું, હું દુઃખી છુ, હુ વેદનામાં છુ. ત્યારે શું કરવું એ મને સૂઝતું નથી, એનો કેમ ઉકેલ આણવો એ મને સમજાતું નથી. એટલે માણસ અનેક પ્રકારની છટકબારીઓનો-બચાવોનો આશરો લે છે.

શું કરવું એ પ્રશ્ન છે. સ્પષ્ટ છે કે માણસ પ્રશ્નમાંથી છટકી શકે નહિ કારણકે એ તો વિચારહીન અને બાલિશ છે, પણ તમે છો એવા જ તમે તમારી જાતને સ્વીકારી લો તો તમારે શું કરવું? પ્રથમ તો એનો ઈનકાર કર્યા સિવાય કે એને વ્યાજબી ઠેરવ્યા સિવાય તમે છો એ જ સ્થિતિમાં રહેવુ શક્ય છે? આ કાર્ય ઘણું જ કપરું છે કારણકે મન સમજૂતીઓ, નિંદા, એકરૂપતા માગે છે જો આપણે આમાંનું કશુંય ન કરીએ પણ એ સ્થિતિમાં જ રહીએ તો આપણે કાંઈક ગ્રહણ કરી રહ્યા છીએ જો હું એમ સ્વીકારું કે હું શામળો છુ તો એનો અંત આવે છે પણ જો હું એનું પરિવર્તન કરી રૂપાળો બનવા ઇચ્છા રાખું

તો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જે છે એનો સ્વીકાર કરવો એ અતિશય મુશ્કેલ છે. જ્યારે કોઈ પણ છટકબારી-બચાવ ન હોય ત્યારે જ આ થઈ શકે છે અને નિંદા કે પ્રશંસા એક પ્રકારની છટકબારી જ છે. માટે જ માણસ શા માટે નિંદા કરે છે એની આખી ક્રિયાને સમજે, અને એમાં રહેલી મૂર્ખતા, નિર્દયતા વગેરેને જાણે તો પોતે જે છે એનો જ વિચાર કરવાનો રહે પણ આપણે તો પ્રશ્નને દૂર કરવાની કે એનું પરિવર્તન કરવાની દૃષ્ટિએ જ એનો વિચાર કરીએ છીએ. જો આમાંનું કશું જ ન કરીએ અને એને સમજવાના હેતુથી જ એનો વિચાર કરીએ, અને એની સાથે સંપૂર્ણ રીતે રહી શકીએ, તો આપણને જણાશે કે એ કંઈ બ્હીવા જેવી બાબત નથી. અને ત્યારે જ જે છે એનું પરિવર્તન કરવાની શક્યતા છે.

# ૧૫. ટીકા

પ્ર: સંબંધમાં ટીકાનું સ્થાન શું? ખંડનાત્મક અને રચનાત્મક ટીકા વચ્ચે ફરક શો?

કૃષ્ણમૂર્તિ: પ્રથમ તો આપણે શા માટે ટીકા કરીએ છીએ? સમજવાને માટે? કે એ ખોદણીની જ ક્રિયા? જો હું તમારી ટીકા કરૂં તો હું તમને સમજી શકું છું? અન્યનો ન્યાય કરવાથી સમજ પ્રાપ્ત થાય છે? જો મારે સમજવું હોય, તમારી સાથેના મારા સંબંધનું પૂરેપૂરા રહસ્ય ઉપલક નહિ પણ ઊંડાણથી સમજવું હોય તો હું ટીકા કરવા માંડુ છું? કે તમારી અને મારી વચ્ચેના આ સંબંધની જાણ મેળવું છું અને શાંતિથી એનુ નિરીક્ષણ કરૂં છું, શું બની રહ્યું છે એમાં મારા વિચારો, મારી ટીકા, મારો ન્યાય, મારી એકરૂપતા કે મારો તિરસ્કાર બતાવ્યા વિના એનું હું શાંતિથી નિરીક્ષણ કરૂં છું? જો કદાચ હું ટીકા ન કરૂં તો શું બનવા પામે છે? આપણે કદાચ અસાવધ બની જઈએ; નથી બનતા? પણ એનો અર્થ એવો નથી કે આપણે કોઈની ખોદણી કરીએ છીએ ત્યારે આપણે અસાવધ નથી બનતા. કદાચ આપણને એવી ટેવ પડી જાય છે અને ટેવથી આપણે અસાવધ બની જઈ એ છીએ. ટીકાથી સંબધની વધારે ઊંડી, વધારે વિશાળ સમજ આવે છે? ટીકા ખંડનાત્મક છે કે રચનાત્મક એ મહત્ત્વનું નથી. એ પ્રાસાંગિક છે. માટે જ સંબધને સમજવા માટે મન હૃદયની કઈ સ્થિતિ જરૂરની છે એ જ પ્રશ્ન છે. સમજ મેળવવાની ક્રિયા કઈ છે? આપણે કોઈ પણ બાબત કેવી રીતે સમજીએ છીએ? જો તમને તમારા બાળકમાં રસ હોય તો તમે એને કેવી રીતે સમજો છો? તમે એનું નિરીક્ષણ કરો છો. નહિ વારુ? રમત દરમ્યાન તમે એને તપાસો છો, એની જુદી જુદી મનોદશા વખતે તમે એનો અભ્યાસ કરો છો, તમારા વિચારો તમે વચમાં આવવા દેતા નથી એણે આવા

કે તેવા થવું જોઈએ એમ તમે કહેતા નથી. તમે સચેત રીતે એને તપાસો છો. તમે સચેત રીતે જાગૃત રહો છો. આમ નથી કરતા? પછી જ તમે કદાચ બાળકને સમજવા માંડો છો. જો નિરંતર તમે એની ટીકા કરતા હો, સતત તમે તમારી વિલક્ષણતાઓ, તમારા અભિપ્રાય એનામાં દાખલ કરતા હો, એણે કેવા થવું એનો નિર્ણય કરતા હો, તો સ્પષ્ટ જ છે કે તમે એ સંબંધમાં અંતરાય ઊભા કરો છો. દુર્ભાગ્યે ઘણાખરાઓ બીજાનું ઘડતર કરવા, બીજાનાં કાર્યોમાં દખલ કરવા માટે જ ટીકા કરે છે; એમાંથી આપણને અમુક પ્રકારનો આનંદ, પતિ કે બાળક કે અન્ય કોઈના સંબંધનું ઘડતર કરવામાં કોઈ એક પ્રકારનો સંતોષ મળે છે. તમે બળવાન છો એવી લાગણી અનુભવો છો. તમે વડા છો અને એમાં તમને ભારે સંતોષ થાય છે. ખરેખર આ સઘળી ક્રિયાથી સંબંધની સમજ તમને પ્રાપ્ત થતી નથી. એમાં તો બીજા પર દબાણ કરવાની વૃત્તિ, તમારી વિલક્ષણતા પ્રમાણે કોઈ ને ઘડવાની વૃત્તિ નજરે પડે છે. આ સઘળું સંબંધની સમજને અવરોધે છે. નહિ વારુ?

વળી આત્મવિવેચનનો પણ પ્રશ્ન છે. પોતાના ગુણદોષની ચર્ચા કરવી, પોતાની જાતને વખોડવી કે સાચી ઠેરવવી—આથી શું પોતાના વિષેની સમજ પ્રાપ્ત થાય છે? જ્યારે હું મારી ટીકા કરું છું ત્યારે સમજ મેળવવાની, કાંઈક નવું શોધવાની, ક્રિયાને મર્યાદિત નથી કરતો? આત્મ-નિરીક્ષણ જે આત્મવિવેચનનો જ એક પ્રકાર છે એથી શું ચિત્તની પરિસ્થિતિ સમજાય છે? એ પરિસ્થિતિ શાથી સમજાય છે? હમેશાં પૃથક્કરણ કરતા રહેવું, ભયભીત રહેવું, નિંદક થવું એથી ખરેખર એ પરિસ્થિતિ સમજાતી નથી. વખોડ્યા સિવાય કે એની સાથે એકરૂપ થયા સિવાય અહમ્‌ની જો સતત જાણ થાય તો જ એ અહમ્ ખુલ્લો થાય છે અને એથી આપણે એને સમજી શકીએ છીએ. એમાં કોઈ એક પ્રકારની સ્વાભાવિક્તા હોવી જોઈએ તમે એનું નિરંતર પૃથક્કરણ, એનો નિગ્રહ, એનું ઘડતર, કરી શકો નહિ. આ સ્વાભાવિક્તા સમજ મેળવવા માટે જરૂરની છે. જો હું એને મર્યાદિત કરું, એનો નિગ્રહ કરું, એને

તિરસ્કાર તો વિચારવૃત્તિની ગતિ અટકી જાય છે. વિચાર અને વૃત્તિની ગતિમાં-ક્રિયામાં-હું કાંઈક શોધી શકું છુ, એમનો નિગ્રહ કરવામાં નહિ. જ્યારે કાંઈક સમજાય ત્યારે એનો અમલ કેમ કરવો એ શોધી કાઢવું મહત્ત્વનું છે જો હું કોઈ વિચાર પ્રમાણે, કોઈ ધોરણ પ્રમાણે, કોઈ આદર્શ પ્રમાણે, વર્તુ તો મારા મનને હુ કોઈ ચોક્કસ નમૂના પ્રમાણે થવાનું દબાણ કરી રહ્યો છું. એમાં કોઈ સમજ નથી, કોઈ મુક્તિ નથી. જો મારા મનનો તિરસ્કાર કર્યા સિવાય, એની સાથે એકરૂપ થયા સિવાય જો હું એનુ નિરીક્ષણ કરી શકુ તો એનાથી પર થવાની શક્યતા છે. માટે જ કોઈ આદર્શ પ્રમાણે પોતાની જાતને ઘડવાની ક્રિયા તદ્દન ખોટી છે. આદર્શો એ સ્વરચિત દેવતાઓ છે અને એવા સ્વરચિત નમૂનાનુ અનુસરણ કરવું એ ખચીત મુક્તિ નથી.

આ રીતે મન જ્યારે મૂકપણે જાગૃત હોય, નિરીક્ષણ કરતું હોય ત્યારે જ સમજ આવે છે અને આ કાર્ય ભગીરથ છે કારણકે પ્રવૃત્ત રહેવામાં કાંઈ ને કાંઈ કરતા રહેવામા, ટીકા કરવામાં, વખોડવામાં કે સાચુ ઠેરવવામા આપણને આનદ આવે છે. આપણુ આખુ જીવન આવું જ ઘડાયલું છે. અને વિચારોના, પૂર્વગ્રહોના, દૃષ્ટિકોણના, અનુભવોના, સ્મરણોના, પડદાથી આપણે સમજવાનો પ્રયાસ કરીએ છીએ. આ બધા પડદા દૂર કરી સીધી રીતે સમજ પ્રાપ્ત કરવાનું શક્ય છે ? ખરેખર, પ્રશ્ન જ્યારે ઘણો જ તીવ્ર હોય છે ત્યારે આપણે આમ જ કરીએ છીએ તે વેળા આપણે આ બધી ક્રિયામાંથી પસાર થતા નથી પણ સીધી રીતે જ એને સમજવા આપણે પ્રયાસ કરીએ છીએ. જ્યારે આત્મવિવેચનની ક્રિયા સમજાય છે અને મન શાંત પડે છે ત્યારે જ સંબંધની સમજ પ્રાપ્ત થાય છે. જો તમે મને સાંભળતા હો અને બહુ મોટો પ્રયત્ન કર્યા વિના હું જે કહી રહ્યો છુ એને સમજવાનો તમે પ્રયત્ન કરતા હો, તો એકબીજાને સમજવાની શકયતા છે. પણ જો તમે આખો વખત ટીકા જ કર્યા કરતા હો, તમારા અભિપ્રાયો વચમા આવવા દેતા હો, તમે પુસ્તકોમાં વાચ્યું હોય કે કોઈ પાસેથી જે સાભળ્યું હોય એને વચમા આવવા દેતા હોવ

તો તમારી અને મારી વચ્ચે કોઈ સંબંધ રહેતો નથી કારણકે એ પડદો આપણી વચમાં આવેલો છે જો આપણે બન્ને પ્રશ્નના મુદ્દાઓ જે પ્રશ્નમાં જ રહેલા છે એને સમજવા પ્રયત્ન કરતા હોઇએ, જો આપણે બન્ને ઊંડાણથી એનું સંશોધન કરવા માગતા હોઈએ, એનું સત્ય, એ શું છે એ શોધવા માગતા હોઇએ તો આપણા બે વચ્ચે સંબંધ થાય છે. એવી વખતે તમારૂં મન સચેત અને શાંત હોય છે અને એમાં સત્ય શું છે એ તપાસતું હોય છે. માટે જ તમારૂ મન અસાધારણ રીતે નમનશીલ હોવું જોઇએ અને એ કોઈ વિચાર કે આદર્શને, અને તમારા અનુભવોમાંથી સંઘટિત થયેલા તમારા કોઈ અભિપ્રાયને વરેલું ન હોવું જોઈએ. શાંતપણે જાગૃત મનની ગતિમય નમનશીલતા હોય તો જ સમજ પ્રાપ્ત થાય છે. ત્યારે જ મન સમજને આવકારવા, ગ્રહણ કરવા શક્તિ-વાન હોય છે. મન જ્યારે વિચારોથી, પૂર્વગ્રહોથી, આ કે પેલા અભિ-પ્રાયોથી ભરેલું હોય ત્યારે મન ગ્રહણ કરવા શક્તિવાન હોતું નથી.

સંબંધને સમજવા માટે શાંત સાવધાનતા હોવી જોઈએ. આથી સંબંધનો અંત આવતો નથી. બલ્કે, આથી સંબંધ વધારે સચેત, વધારે રહસ્યપૂર્ણ બને છે. એવા સંબંધમાં સાચા પ્રેમની શક્યતા છે; એમાં હૂંફ છે, એમાં નિકટપણું છે જે મનોભાવ કે સંવેદન નથી. દરેક સાથેના સંબંધને જો આપણે આ દૃષ્ટિએ સમજીએ અથવા દરેક સાથે જો આપણને આવો સંબંધ હોય તો માલમિલકતના, માલિકીભાવના, આપણા પ્રશ્નનું ઝટ નિરાકરણ થાય કારણકે જેના પર માલિકી ભોગવીએ છીએ એ રૂપ આપણે થઈ એ છીએ. જે માણસ પૈસા પરત્વે માલિકીભાવ રાખે છે એ પૈસા રૂપ છે. જે માણસ મિલકત સાથે એકરૂપ થાય છે એ મિલકતરૂપ, ઘરરૂપ, ફરનીચરરૂપ, થયો છે. વિચારો અને વ્યક્તિઓ વિષે પણ એવું જ સમજવું. જ્યાં માલિકીભાવ છે ત્યાં સંબંધ હોતો નથી. આપણામાંથી ઘણાઓ ઘણી વસ્તુઓના માલિક બને છે કારણકે આપણી પાસે એ ન હોય તો આપણી પાસે અન્ય કશું હોતું જ નથી. જો આપણી પાસે કાંઈજ ન હોય, આપણે ફરનીચરથી, સંગીતથી, જ્ઞાનથી, આ કે પેલી

વસ્તુથી જો આપણા જીવનને ભરીએ નહિ તો આપણે ખાલી ખોખાં જેવા છીએ. અને એ ખોખું જે અવાજ કરે છે એને આપણે જીવન કહીએ છીએ. અને એટલાથી જ આપણે સંતોષ પામીએ છીએ. જ્યારે વસ્તુઓ જતી રહે છે, જ્યારે એમાં ભંગાણ પડે છે, ત્યારે દુઃખ થાય છે કારણકે ત્યારે તમે ઝાઝા અર્થ વિનાના ખાલી ખોખા જેવા છો એમ તમને સમજાય છે. સંબંધમાં જે સઘળું સમાયેલું છે એની જાણ થવી એ કાર્ય છે; એ કાર્યવડે સાચા સંબંધને, એનાં મહાન ઊંડાણને, એના ઊંડા રહસ્યને તથા પ્રેમ શું છે એને સમજવાની, શકયતા છે.

# ૧૬. ઈશ્વરમાં માન્યતા

પ્ર : ઈશ્વરમાં માન્યતા રાખવી એ વધારે સારા જીવન માટેની સબળ પ્રેરણા છે. આપ ઈશ્વરનો ઈનકાર શા માટે કરો છો ? ઈશ્વર વિષેના ખ્યાલમાં માણસની શ્રદ્ધા તમે શા માટે પુનઃ જાગ્રત કરવા પ્રયત્ન કરતા નથી ?

કૃષ્ણમૂર્તિ : આ પ્રશ્નને આપણે વિશાળ દૃષ્ટિએ અને બુદ્ધિપૂર્વક તપાસીએ હું ઈશ્વરનો ઈનકાર કરતો નથી. એમ કરવું એ મૂર્ખાઈ ભરેલું કહેવાય. જે માણસ સત્યને ઓળખતો નથી એ જ માણસ અર્થહીન શબ્દોનો ઉપયોગ કરે છે. જે માણસ એમ કહે છે કે હું જાણું છું એ માણસ જાણતો નથી; જે માણસ પળે પળે સત્યનો સ્વાનુભાવ કરી રહ્યો છે એની પાસે એ સત્ય બીજાને સમજાવવાનું કોઈ સાધન નથી.

માન્યતા એ સત્યનો ઈનકાર છે; માન્યતા સત્યને ખાળે છે; ઈશ્વરમાં આસ્થા રાખવી એ ઈશ્વરની શોધ નથી. આસ્તિક કે નાસ્તિક કોઈ ને ઈશ્વર મળશે નહિ. કારણકે સત્ય અજ્ઞાત છે અને એ અજ્ઞાત વિષે તમને માન્યતા હોય કે ન હોય એ કેવળ મનનો જ વિસ્તાર છે અને એથી જ એ સત્ય નથી. હું જાણું છું કે તમે આસ્તિક છો અને તમારા જીવનમાં એનો ઝાઝો અર્થ નથી એ પણ હું જાણું છું. ઘણા માણસોને ઈશ્વરમાં આસ્થા છે; લાખો માણસો ઈશ્વરમાં માને છે અને આશ્વાસન મેળવે છે. પ્રથમ તો તમે શા માટે માનો છો ? તમે માનો છો એનું કારણ એ છે કે એથી તમને સંતોષ, આશ્વાસન, આશા મળે છે અને એથી જીવન રહસ્યવાળું બને છે એમ તમે કહો છો. વાસ્તવિક રીતે તમારી માન્યતાનું કશું મહત્ત્વ નથી કારણકે તમે (ઈશ્વરમાં) માનો છો અને શોષણ કરો છો, તમે ઈશ્વરમાં માનો છો અને સંહાર કરો છો, તમે વિશ્વવ્યાપી પ્રભુમાં માનો છો અને એકબીજાની કતલ કરો છો,

ગૃહસ્થ માણુસ પણ ઇશ્વરમાં માને છે; એ નિર્દય રીતે શોષણ કરે છે અને ધનસંચય કરે છે અને પછી કોઈ દેવાલય બાંધે છે કે જનસેવક બને છે.

હિરોશીમા પર અણુબોમ્બ ફેંકનારાઓ પણ કહેતા હતા કે ઇશ્વર અમારા પક્ષમાં છે; જર્મનીનો સંહાર કરવા ઇંગ્લેન્ડથી વિમાનમાં ઉડનારાઓ પણ કહેતા હતા કે ઇશ્વર અમારો સાથી છે. સરમુખત્યારો, મુખ્ય પ્રધાનો, સેનાધિપતિઓ, પ્રમુખો, સઘળા ય પ્રભુની વાત કરે છે, એમને ઇશ્વરમાં ખૂબ જ શ્રદ્ધા છે. શું એઓ સેવા કરી રહ્યા છે, માણસોનાં જીવન વધારે સારાં બનાવી રહ્યા છે? જેઓ એમ કહે છે કે અમે ઇશ્વરમાં માનીએ છીએ એમણે જ અર્ધા જગતનો સંહાર કર્યો છે અને જગત આજ સંપૂર્ણ રીતે દુઃખગ્રસ્ત છે. ધાર્મિક અસહિષ્ણુતાથી લોકોના આસ્તિક અને નાસ્તિક જેવા ભાગ પડ્યા છે અને એમાંથી ધાર્મિક વિગ્રહો નીપજ્યા છે. તમે કેટલા અસાધારણ રીતે રાજકીય માનસવાળા છો એનું એ સૂચન કરે છે.

ઇશ્વરમાં આસ્થા રાખવી એ શું 'વધારે સારા જીવનની સબળ પ્રેરણા' છે? સારું જીવન જીવવા માટે પ્રેરણાની શી જરૂર છે? ખરેખર પવિત્ર રીતે અને સરળતાથી જીવવાની તમારી ઇચ્છા જ તમારી પ્રેરણા હોવી જોઈએ. નહિ વારુ? પ્રેરણાની આશા રાખો તો સઘળા માટે જીવન જીવવા જેવું બનાવવામાં તમને રસ નથી. તમને ફક્ત તમારી પ્રેરણામાં જ રસ છે અને તમારી પ્રેરણા મારી પ્રેરણાથી નીરાળી હોય છે.એટલે આપણે પ્રેરણા વિષે તકરારો કરીશું. આપણે ઇશ્વરમાં માનીએ છીએ એટલા માટે નહિ પણ આપણે મનુષ્યો છીએ માટે જો આપણે સુખદ રીતે જીવીએ તો સઘળા માટે વસ્તુઓ ઉત્પાદન કરી શકાય એટલા માટે ઉત્પાદનનાં સઘળાં સાધનોનો આપણે સમભાગે ઉપયોગ કરીશું. સમજના અભાવને લઇને જેને આપણે 'ઇશ્વર' કહીએ છીએ એવી કોઈ અલૌકિક શક્તિનો આદર્શ આપણે સ્વીકારીએ છીએ પણ આ 'ઇશ્વર' આ અલૌકિક શક્તિ આપણને વધારે સારું જીવન આપનાર નથી સમજ આપણને વધારે સારા જીવન તરફ લઈ જાય છે અને જો

માન્યતા હોય, જો વર્ગભેદો હોય, જો ઉત્પાદનનાં સાધનો થોડા જ માણસોના હાથમાં હોય, જો એકબીજાથી વિભક્ત રહેતી પ્રજાઓ અને સર્વોપરી સત્તાઓ હોય, તો એવી પરિસ્થિતિમાં સમજ હોઈ શકે જ નહિ. આ બધી બાબતો સમજનો અભાવ સ્પષ્ટ દર્શાવે છે અને સમજનો અભાવ એ જ વધારે સારા જીવન તરફ જવામાં અંતરાયરૂપ છે, નહિ કે ઈશ્વરમાં આસ્થા ન રાખવી એ.

તમે સઘળા જુદી જુદી રીતે માનો છો પણ તમારી માન્યતામાં કોઈ સત્ય રહેલું નથી. તમે જે છો, તમે જે કરો છો, તમે જે વિચારો છો એ સત્ય અને ઈશ્વરમાં તમે જે માન્યતા રાખો છો એ તમારા અવિવિધ, અબુધ અને દયાહીન જીવનની છટકબારી જ છે. વળી માન્યતા –હિન્દુ, બૌદ્ધ, ખ્રિસ્તી, સામ્યવાદી, સમાજવાદી, મૂડીવાદી વગેરે વગેરે જેવી–માણસોના વિભાગો અવશ્ય ઉત્પન્ન કરે છે. માન્યતા, વિચાર, માણસને જુદા પાડે છે; એથી માણસો એક થતા નથી. થોડાં માણસોને તમે અમુક સમૂહમાં એકત્ર કરી શકો પણ એ સમૂહ કોઈ બીજા સમૂહની વિરુદ્ધ જ હોય છે. વિચારો અને માન્યતાઓ કદી એકતા વધારતાં નથી; બલ્કે, એ વિભક્ત કરનારાં, છીન્નભીન્ન કરનારાં, વિનાશ કરનારાં, હોય છે. માટે જ ઈશ્વરમાં તમારી જે માન્યતા છે એ ખરેખર જગતમાં દુ:ખ પ્રસરાવી રહી છે; એનાથી તમને ક્ષણિક દિલાસો મળ્યો હશે પણ વાસ્તવિક રીતે એણે વિગ્રહો, દુષ્કાળો, વર્ગભેદો, અને વ્યક્તિઓનાં નિર્દય કાર્યો જેવાં અધિક દુઃખ અને વિનાશ આણ્યાં છે માટે જ તમારી માન્યતામાં કોઈ વજૂદ નથી જો તમે ખરેખર ઈશ્વરમાં માનતા હોત, જો તમને એનો ખરેખર અનુભવ હોત, તો તમારા મુખપર સ્મિત હોત; તમે માણસોનો સહાર ન કરતા હોત.

હવે, સત્ય એટલે શું? ઈશ્વર એટલે શું? ઈશ્વર એ શબ્દ નથી, શબ્દ એ વસ્તુ નથી. જે અપરિમિત છે, જે કાલાતીત છે એને ઓળખવા માટે મન કાળથી મુક્ત હોવું જોઈએ એટલે કે મન સઘળા વિચારોથી, ઈશ્વર વિષેના સઘળા ખ્યાલોથી, મુક્ત હોવું જોઇએ. ઈશ્વર

વિષે કે સત્ય વિષે તમે શું જાણો છો ? એ સત્ય વિષે તમે કાંઈ જ જાણતા નથી. તમે તો માત્ર શબ્દોને જ, બીજાના અનુભવોને જ, કે તમારા પોતાના અસ્પષ્ટ અનુભવની થોડીક પળોને જ જાણો છો. ખરેખર, એ ઈશ્વર નથી; એ સત્ય નથી, એ કાળની મર્યાદાથી પર નથી. જે કાળથી પર છે તેને ઓળખવા માટે કાળની ક્રિયા સમજવી જોઈએ અને કાળ એટલે વિચાર, કાંઈ બનવાની ક્રિયા, જ્ઞાનના સંચયની ક્રિયા. મનની આ આખી પશ્ચાદ્‌ભૂમિ (બેક ગ્રાઉન્ડ) છે. જાગૃત અને અજાગૃત મન, વ્યક્તિનું અને સમાજનું મન, પોતે જ એ પશ્ચાદ્‌ભૂમિ (ગુપ્ત ભૂમિ) છે. માટે જ મન જ્ઞાતથી મુક્ત થવું જોઈએ અને એનો અર્થ એ જ છે કે મન સંપૂર્ણ રીતે શાંત કરેલું નહિ પણ શાંત બનેલું હોવું જોઈએ. કશાના પરિણામરૂપે, નક્કી કરેલા કાર્યના, અભ્યાસના, નિયમનના, પરિણામ રૂપે જે મન શાંતિ પ્રાપ્ત કરે છે તે શાંત મન નથી જે મનનું દમન કરવામાં આવ્યું છે, જે મનનો નિગ્રહ કરવામાં આવ્યો છે, જે મનને ઘડવામાં આવ્યું છે જે મનને કોઈ ચોકઠામાં ગોઠવવામાં આવ્યું છે અને જેને શાંત રાખવામાં આવ્યું છે તે મન શાંત મન નથી. મનનું દમન કરી થોડાક સમય માટે તમે એને ઉપરથી શાંત કરી શકો પણ એવું મન શાંત મન ન કહેવાય. તમે જ્યારે વિચારની આખી ક્રિયાને સમજો ત્યારે જ શાંતિ આવે છે કારણકે કોઈ પણ ક્રિયાને સમજવી એ એનો અંત લાવવા જેવું છે અને વિચારની ક્રિયાનો અંત આવે એ શાંતિનો આરંભ છે. મન જ્યારે ઉપલા જ થરમાં નહિ પણ સંપૂર્ણ રીતે ચેતનાના ઉપલા અને ઊંડા થરોમાં પણ શાંત બને ત્યારે જ અજ્ઞાતનો આવિર્ભાવ થાય છે. અજ્ઞાતનો અનુભવ મનથી થઈ શકે નહિ; ફક્ત શાંતિ જ અનુભવી શકાય. શાંતિ સિવાય અન્ય કાંઈ અનુભવાય નહિ. શાંતિ સિવાય અન્ય કશાનો મનને અનુભવ થાય તો એ મન પોતાની જ ઇચ્છાઓનો વિસ્તાર કરી રહ્યું છે અને એવું મન શાંત મન નથી. જ્યાંસુધી મન શાંત થયું નથી, જ્યાંસુધી જાગૃત કે અજાગૃત કોઈ પણ પ્રકારનો વિચાર કાર્ય કરે છે ત્યાંસુધી શાંતિ આવવી નથી. ભૂતકાળથી, જ્ઞાનથી, જાગૃત

અને અજાગૃત મનની સ્મૃતિઓથી મુક્ત થવું એ શાંતિ છે. મન જ્યારે સંપૂર્ણપણે શાંત હોય, કાંઈ પણ ક્રિયા કરતું ન હોય, કોઈ પણ પ્રયત્નના પરિણામે આવેલી ન હોય એવી શાંતિ હોય, ત્યારે જ કાલાતીતનો, અનંતનો, આવિર્ભાવ થાય છે. એ અવસ્થા સ્મૃતિની અવસ્થા નથી—એ અવસ્થામાં યાદ રાખનાર, અનુભવ કરનાર કોઈ વ્યક્તિ હોતી નથી.

માટે જ ઈશ્વર કે સત્ય કે જે કહો તે પળે પળે દૃશ્યમાન થાય છે અને કોઈ પણ નમૂના મુજબ મનનો જ્યારે નિગ્રહ કરવામાં આવ્યો હોય ત્યારે નહિ પણ મુક્ત અને સહજ અવસ્થામાં જ એમ બને છે. ઈશ્વર એ મનની વસ્તુ નથી, મનની રચનાથી એ મળતા નથી. સદ્‌ગુણ એટલે કે મુક્ત અવસ્થા હોય તો જ એ મળે છે. જે છે એ હકીકતનો અંગીકાર કરવો એ સદ્‌ગુણ છે અને હકીકતનો અંગીકાર કરવો એ આનંદની સ્થિતિ છે. મન જ્યારે આનંદપૂર્ણ, શાંત, પોતાની કોઈ પણ ક્રિયા વિનાનું, જાગૃત કે અગૃત વિચારના પડદા વિનાનું, હોય ત્યારે જ અનાદિ અનંતનો આવિર્ભાવ થાય છે.

# ૧૭. સ્મરણ

પ્ર : આપ કહો છો કે સ્મરણ એ અપૂર્ણ અનુભવ છે. આપનાં આગલાં પ્રવચનોનું મને સ્મરણ છે અને એમની મને સ્પષ્ટ છાપ પડી છે. એ અનુભવ કયા અર્થમાં અપૂર્ણ છે ? કૃપા કરીને આ વિચારને વિગતવાર સમજાવો

કૃષ્ણમૂર્તિ : સ્મરણ એટલે તમે શું કહેવા માગો છો ? તમે નિશાળે જાઓ છો અને હકીકતોથી તથા શાસ્ત્રીય જ્ઞાનથી તમે સમૃદ્ધ થાઓ છો. જો તમે ઇજનેર હો તો પુલ બાંધવામાં તમે તમારા શાસ્ત્રીય જ્ઞાનના સ્મરણનો ઉપયોગ કરો છો. આને હકીકતોનું સ્મરણ કહેવાય. આ ઉપરાંત ચિત્તને લગતું સ્મરણ પણ હોય છે. તમે મને કાંઈ સારૂં માઠું કહ્યું અને હું એને સંગ્રહી રાખું છું; જ્યારે ફરી વાર તમને મળું ત્યારે તમને હું એ સ્મરણથી, તમે જે કહ્યુ હોય કે ન કહ્યું હોય એના સ્મરણથી, મળું છું સ્મરણનાં બે પાસાં છે, ચિત્તને લગતું સ્મરણ અને હકીકતને લગતુ સ્મરણ એ હમેશાં અરસપરસ જોડાયલાં છે એટલે એની મર્યાદાઓ સ્પષ્ટ હોતી નથી. આપણે જાણીએ છીએ કે આજીવિકા મેળવવાના સાધન તરીકે હકીકતોનુ સ્મરણ જરૂરનુ છે પણ ચિત્તને લગતુ સ્મરણ જરૂરનુ છે ખરૂં ? ચિત્તને લગતા સ્મરણને જાળવી રાખનાર કયો વિભાગ છે ? માણસ શાથી માન અપમાન ચિત્તથી યાદ રાખે છે ? માણસ શા માટે કેટલાંક સ્મરણો યાદ રાખે છે અને કેટલાંક યાદ રાખતો નથી ? સ્પષ્ટ છે કે ગમતાં સ્મરણો માણસ યાદ રાખે છે અને નહિ ગમતાં સ્મરણો ભૂલી જાય છે. જો તમે અવલોકન કરશો તો તમને જણાશે કે સુખદ સ્મરણો કરતાં દુઃખદ સ્મરણો વધારે જલદીથી દૂર કરવામાં આવે છે, કોઈ પણ ભૂમિકાએ, એને ગમે એ નામ આપો, મન એ સ્મરણ છે. મન એ ભૂતકાળનું પરિણામ છે, એ

ભૂતકાળ જે સ્મરણ છે, મર્યાદિત સ્થિતિ છે, એના પર રચાયલું છે: એ સ્મરણથી આપણે જીવન જીવીએ છીએ, નવો આઘાત અનુભવીએ છીએ. આઘાત હમેશાં નવો જ હોય છે અને આપણો પ્રત્યાઘાત હમેશાં જૂનો જ હોય છે કારણકે એ ભૂતકાળનુ પરિણામ છે. એટલે સ્મરણ વિના અનુભવ કરવો એ એક સ્થિતિ છે, અને સ્મરણ સહિત અનુભવ કરવો એ બીજી સ્થિતિ છે એટલે કે જે આઘાત થાય તે હમેશાં નવો જ હોય છે ભૂતકાળની મર્યાદાથી હું એનો પ્રત્યાઘાત કરૂં છુ. એટલે શુ બનવા પામે છે? હું નવાને ગ્રહણ કરી લઉં છું, હું એને સમજતો નથી અને નવાનો અનુભવ ભૂતકાળથી મર્યાદિત બને છે માટે નવાની સમજ અધૂરી હોય છે, એની સપૂર્ણ સમજ કદી પણ થતી નથી. જ્યારે કોઈ પણ વસ્તુની સપૂર્ણ સમજ થાય ત્યારે જ સ્મરણનો ડાઘ રહેતો નથી

આઘાત થાય છે એ હમેશાં નવો જ હોય છે એનો પ્રત્યાઘાત તમે જૂનાવડે કરો છો. જૂનો પ્રત્યાઘાત નવાને મર્યાદિત બનાવે છે અને તેથી જ એ એને વિકૃત કરે છે અને બીજી દીશા તરફ વાળે છે માટે જ નવાની સપૂર્ણ સમજ થતી નથી જેથી નવો આઘાત જૂનામાં ભળી જાય છે અને એ રીતે જૂનાને પ્રબળ બનાવે છે આ કદાચ ગૂઢ –ન સમજાય એવું–લાગે પણ જો તમે એનો બારીકાઈથી અને સંભાળ-પૂર્વક વિચાર કરો તો એ સમજવું મુશ્કેલ નથી. જગતની અત્યારની પરિસ્થિતિ નવી દૃષ્ટિ, જગતના પ્રશ્નોનુ નિરાકરણ કરવાનો નવો માર્ગ માગે છે અને આ દૃષ્ટિ તથા આ માર્ગ સદા નવાં જ હોય છે. આપણે એમને નવી દૃષ્ટિએ સમજી શકતા નથી કારણકે આપણે આપણા મર્યાદિત મનથી, રાષ્ટ્રીય, સ્થાનિક, કૌટુંબિક અને ધાર્મિક પૂર્વગ્રહોથી સમજવા પ્રયાસ કરીએ છીએ નવા આઘાતને સમજવામાં આપણા ભૂતકાળના અનુભવો વિઘ્નરૂપ છે એટલે આપણે સ્મરણને ખીલવી રહ્યા છીએ અને પ્રબળ બનાવી રહ્યા છીએ અને તેથી આપણે નવાને કદી સમજતા નથી -અને આઘાતને સપૂર્ણ રીતે અનુભવતા નથી. માણસ

જ્યારે આઘાતને નવી રીતે ભૂતકાળની અસર વિના, અનુભવી શકે ત્યારે જ એનો પરિપાક અને એની સમૃદ્ધિ એને મળે છે.

પ્રશ્ન પૂછનાર કહે છે કે 'મને આપનાં આગલાં પ્રવચનોનું સ્મરણ છે અને એમની મને સ્પષ્ટ છાપ છે. કઈ રીતે એ અપૂર્ણ અનુભવ છે? દેખીતું જ છે કે જો એ ફક્ત છાપ જ હોય, સ્મરણ જ હોય, તો એ અપૂર્ણ અનુભવ છે. જે કહેવામાં આવ્યું છે એ જો તમે સમજો, એનું સત્ય જોઈ શકો, તો એ સત્ય એ સ્મરણ નથી સત્ય એ સ્મરણ નથી કારણકે સત્ય હમેશાં નવું જ હોય છે અને એ હમેશાં નવા સ્વરૂપો જ ધારણ કરે છે. આગલાં પ્રવચનોનું તમોને સ્મરણ છે. શા માટે? કારણકે આગલાં પ્રવચનોનો તમે માર્ગદર્શિકા તરીકે ઉપયોગ કરો છો. તમે એ સંપૂર્ણપણે સમજ્યા નથી. તમારે એમાં ઊંડા ઉતરવું છે અને જાણે અજાણે એ જાળવી રાખવામાં આવે છે. કોઈ પણ વસ્તુને જો તમે સંપૂર્ણ રીતે સમજો એટલે કે એનું સત્ય સંપૂર્ણ રીતે જુઓ તો તમને જણાશે કે એનુ કોઈ પણ સ્મરણ રહેતું નથી. આપણી કેળવણી સ્મરણને ખીલવે છે અને એને પ્રબળ બનાવે છે. તમારી ધાર્મિક ક્રિયાઓ અને તમારો કર્મકાંડ, તમારૂં વાચન અને જ્ઞાન, આ સઘળાં સ્મરણને પ્રબળ બનાવનારાં છે. એથી આપણે શું કહેવા માગીએ છીએ? શા માટે આપણે સ્મરણને વળગી રહીએ છીએ? માણુસ જેમ ઘરડો થાય છે તેમ એ ભૂતકાળનાં સુખદુઃખ અને આનંદ તરફ દૃષ્ટિ કરે છે એ તમે જોયું છે કે કેમ એ હું જાણતો નથી. માણુસ યુવાન હોય તો એ ભવિષ્ય તરફ દૃષ્ટિ કરે છે. આપણે આમ શા માટે કરી રહ્યા છીએ? સ્મરણ આટલું બધું મહત્ત્વનું કેમ થઈ પડયું છે? એનું સીધું અને સ્પષ્ટ કારણ એ છે કે વર્તમાનમાં સંપૂર્ણ રીતે, સમગ્ર રીતે જીવતાં આપણને આવડતું નથી. આપણે ભવિષ્યના સાધન તરીકે વર્તમાનનો ઉપયોગ કરીએ છીએ અને તેથી વર્તમાનનું કોઈ રહસ્ય રહ્યું નથી આપણે વર્તમાનમાં જીવી શકતા નથી કારણકે ભવિષ્ય તરફ જવાના સાધન તરીકે આપણે વર્તમાનનો ઉપયોગ કરીએ છીએ હું કાંઈક થવાનો છું એટલે મારા

જીવનની સંપૂર્ણ સમજ મને થતી નથી અને મારા જીવનને સમજવા માટે, હું અત્યારે કેવો છું એ જાણવા માટે, સ્મરણ ખીલવવાની જરૂર નથી બલ્કે, જે છે એને સમજવામાં સ્મરણ અંતરાયરૂપ છે. જ્યારે મન સ્મરણની જાળમાં સપડાયેલું ન હોય ત્યારે જ નવો વિચાર, નવી વૃત્તિ, ઉદ્‌ભવે છે એ તમે જોયુ છે કે કેમ એ હું જાણતો નથી. જ્યારે બે વિચારો વચ્ચે, બે સ્મરણો વચ્ચે, વિરામકાળ હોય છે, જ્યારે એ વિરામકાળને ટકાવી રખાય છે, ત્યારે એ વિરામકાળમાંથી એક એવી નવી અવસ્થા આવે છે જે કોઈ પણ રીતે સ્મરણ નથી. આપણને સ્મરણો હોય છે અને ચાલુ રહેવાના સાધન તરીકે સ્મરણને આપણે ખીલવીએ છીએ. જ્યાંસુધી સ્મરણની ખીલવણી છે ત્યાંસુધી 'હુ' અને 'મારૂં' અતિ મહત્ત્વનાં હોય છે અને આપણામાંથી ઘણાઓતો 'હું' અને 'મારૂં'થી જ ભરેલા હોય છે એટલે આપણા જીવનમાં સ્મરણ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. જો તમને સ્મરણ ન હોત તો તમારી મિલક્ત, તમારૂ કુટુંબ, તમારા વિચારો, મહત્ત્વના થાત નહિ એટલે 'હુ' અને 'મારા'ને પ્રબળ બનાવવા તમે સ્મરણને ખીલવો છો. જો જોશો તો તમને જણાશે કે બે વિચારો વચ્ચે, બે ઊર્મિઓ વચ્ચે, વિરામકાળ હોય છે. એ વિરામકાળ જે સ્મરણનુ પરિણામ નથી એમાં 'હું' અને 'મારા'માંથી એક અસાધારણ મુક્તિ હોય છે અને એ વિરામકાળ કાળથી અબાધીત છે

બીજી રીતે આપણે આ પ્રશ્નને જોઈએ. ખરેખર સ્મરણ એ કાળ છે નથી? સ્મરણ ગઈ કાલ, આજ, અને આવતી કાલ પેદા કરે છે. ગઈ કાલનું સ્મરણ આજને મર્યાદિત કરે છે અને એથી જ એ આવતી કાલને ઘડે છે. એટલે કે ભૂતકાળ વર્તમાનકાળમાંથી ભવિષ્ય કાળને રચે છે એમા કાળની ક્રિયા કાર્ય કરી રહી હોય છે અને એ ક્રિયા એ કોઈ પણ બનવાની ઇચ્છા છે સ્મરણ કાળ છે અને કાળદ્વારા આપણે કોઈ પરિણામ મેળવવાની આશા રાખીએ છીએ. આજે હું કારકૂન છુ, તક અને સમય મળતા હું મેનેજર કે માલિક બનીશ. માટે જ સમયની

જરૂર છે અને એવા જ માનસથી આપણે કહીએ છીએ કે હું સત્ય પ્રાપ્ત કરીશ, હું પ્રભુ સમીપ જઈશ માટે એ પ્રાપ્ત કરવા મારે સમય જોઈએ. એનો અર્થ એ જ કે મારે સ્મરણ ખીલવવું જોઈએ. અભ્યાસ વડે, નિયમન વડે, કાંઈક મેળવવા, પ્રાપ્ત કરવા માટે સ્મરણને પ્રબળ બનાવવું જોઈએ. કાળમાં મારે ગતિ કર્યા જ કરવી એ આનો અર્થ છે. કાળદ્વારા આપણે કાલાતીતને પ્રાપ્ત કરવાની આશા રાખીએ છીએ, કાળદ્વારા આપણે અનાદિ અનંતને મેળવવાની આશા સેવીએ છીએ. તમે એ કરી શકો ખરા ? સ્મરણ જે કાળનું છે એ વડે તમે અનાદિ અનંતને કાળની જાળમાં પકડી શકો ખરા ? સ્મરણનો એટલે કે 'હું' અને 'મારા'નો અંત આવે ત્યારે કાલાતીત સંભવિત છે. જો તમે આનું સત્ય સમજો કે કાળવડે કાલાતીતને સમજાય નહિ કે પ્રાપ્ત કરી શકાય નહિ તો સ્મરણના પ્રશ્નમાં આપણે ઊંડા ઉતરી શકીએ. શાસ્ત્રીય જ્ઞાનનું સ્મરણ જરૂરનું છે પણ ચિત્તને લગતું સ્મરણ જે અહમ્‌ને, 'હું' અને 'મારા'ને ટકાવી રાખે છે, જે એકરૂપતા આણે છે અને અહમ્‌ને જારી રાખે છે તે સ્મરણ જીવનને અને સત્યને સદંતર હાનિકારક છે. જ્યારે આનું સત્ય સમજાય છે ત્યારે અસત્ય ખરી પડે છે અને તેથી જ ગઈ કાલના અનુભવનો ચિત્તને લગતો કોઈ અવરોધ રહેતો નથી.

તમે પ્રથમવાર જ્યારે કોઈ રમણીય સૂર્યાસ્તને, ખેતરમાં કોઈ સુંદર વૃક્ષને જુઓ છો ત્યારે સપૂર્ણ રીતે તમે એનો આનંદ અનુભવો છો પણ ફરીથી એ આનંદ અનુભવવાના ઈરાદાથી તમે ત્યાં પાછા જાઓ છો. એ આનંદ ફરીથી અનુભવવાના ઈરાદાથી તમે ત્યાં પાછા જાઓ છો ત્યારે શુ બને છે ? તમને ત્યાં આનંદ મળતો નથી કારણકે ગઈ કાલના સૂર્યાસ્તના સ્મરણથી તમે ત્યાં પાછા આવ્યા છો, એ આનદ અનુભવવાને માટે એ સ્મરણ તમને ઉત્તેજીત કરી રહ્યુ છે. ગઈ કાલે સ્મરણ ન હતુ; ફક્ત એક સહજ સૌંદર્ય પ્રશંસા, એક સીધો પ્રત્યાઘાત હતાં. આજ તમે ગઈ કાલના અનુભવને ફરી અનુભવવા ઇંતેજાર છો, એટલે તમારી અને સૂર્યાસ્તની વચમાં સ્મરણનો પડદો છે અને તેથી

એમાં કોઈ આનંદ નથી, એમાં કોઈ મધુરતા નથી, એમાં સૌંદર્યની કોઈ ભરપૂરતા નથી. વળી ધારો કે તમારો કોઈ મિત્ર છે, એણે ગઈ કાલે તમારૂ અપમાન કર્યું કે તમારી પ્રશંસા કરી અને એનું સ્મરણ તમે જાળવી રાખ્યું; એ સ્મરણ સહિત તમે તમારા એ મિત્રને આજે મળો છો. તમે ખરેખર તમારા મિત્રને મળતા નથી—તમે ગઈ કાલનું સ્મરણ તમારી સાથે આણો છો અને એ સ્મરણ તમારા બેની વચમાં આવે છે. આ પ્રમાણે આપણે સ્મરણોથી ઘેરાયલા રહી આપણું જીવન જીવીએ છીએ અને એથી એમાં કોઈ નવીનતા કે કોઈ તાઝગી નથી. આથીજ સ્મરણ જીવનને કંટાળાભર્યું, નિસ્તેજ અને શુષ્ક બનાવે છે. આપણે એકબીજા સાથે વૈરભાવ રાખીએ છીએ કારણકે સ્મરણવડે 'હું' અને 'મારા'ને પ્રબળ બનાવીએ છીએ. વર્તમાનમાં કાર્ય કરવાથી સ્મરણ જીવંત બને છે, વર્તમાન વડે આપણે સ્મરણને પોષીએ છીએ પણ જો આપણે સ્મરણને પોષીએ નહિ તો એ ખરી પડે છે. હકીકતોનું, કળાકૌશલ્યનું, સ્મરણ જરૂરનું છે પણ ચિત્તને અવરોધતું સ્મરણ જીવનની સમજ મેળવવામાં, એકબીજા સાથે એકતા અનુભવવામાં હાનિકારક છે.

## ૧૮. 'જે છે' એનું શરણ

પ્ર: ઇશ્વરની ઇચ્છાને શરણે જવુ અને જે છે એનો સ્વીકાર કરવા વિષે આપ જે કહો છો એ બેમાં શો ફરક છે?

કૃષ્ણમૂર્તિ: ખરેખર ઘણો મોટો ફરક છે. નથી? ઈશ્વરની ઇચ્છાને શરણે જવામાં એ ભાવ સમાયલો છે કે તમે ઈશ્વરની ઇચ્છાને જાણી લીધી છે. જેને તમે જાણતા ન હો એનું શરણ તમે લેતા નથી. જો તમે સત્યને જાણતા હો તો તમે એને શરણે જઈ શકો નહિ; તમારા અસ્તિત્વનો અંત આવે છે; કોઈ વધારે મહાન શક્તિને શરણે જવા જેવું રહેતું નથી જો તમે વધારે મહાન શક્તિને શરણે જાઓ તો એ મહાન શક્તિ તમારી જ રચના છે, કારણકે સત્યને જ્ઞાત વડે ઓળખી શકાય નહિ, જ્યારે જ્ઞાતનો લય થાય ત્યારે જ એ પ્રકટ થાય છે. જ્ઞાત એ મનની રચના છે કારણકે વિચાર એ જ્ઞાતનું, ભૂતકાળનું, પરિણામ છે અને વિચાર જે જાણે છે એને જ ઉત્પન્ન કરી શકે. માટે જ એ જે જાણે છે એ સત્ય નથી. માટે જ જ્યારે તમે ઈશ્વરની ઇચ્છાને શરણે જાઓ છો ત્યારે તમે તમારી જ રચનાને શરણે જાઓ છો. એ કદાચ સંતોષ આપનારી, સાંત્વન આપનારી હશે પણ એ સત્ય નથી.

જે છે એને સમજવામાં જુદી ક્રિયાની જરૂર પડે છે—કદાચ 'ક્રિયા' શબ્દ યોગ્ય નથી પણ હું જે કહેવા માગું છું તે આ છે; જે છે એને સમજવું એ વધારે મુશ્કેલ છે, કોઈ વિચારને સ્વીકારવો કે એને શરણે જવું એના કરતાં જે છે એને સમજવામાં વધારે સમજ અને વધારે જાગૃતિની જરૂર પડે છે જે છે એને સમજવામાં પ્રયત્ન કરવો પડતો નથી; પ્રયત્ન એ મૂળ વસ્તુમાથી ખસી જવાની ક્રિયા છે કોઈ પણ વસ્તુને

સમજવા માટે, જે છે એને સમજવા માટે, તમે બીજી વસ્તુ તરફ તમારૂં ધ્યાન વાળી શકો 'નહિ વાળી શકો ? તમે જે કહી રહ્યા હો એ સમજવા ઇચ્છતો હોઉં તો હું સગીતને કે બહારના અવાજને સાંભળી શકું નહિ, મારે મારૂં સઘળું ધ્યાન તમારા શબ્દોમાં રાખવું જોઈએ. આ રીતે જે છે એની જાણ મેળવવી એ અસાધારણ રીતે મુશ્કેલ અને ભગીરથ કાર્ય છે. કારણકે આપણા વિચારો જુદી જુદી બાબતો તરફ દોડયા કરે છે, જે છે એને આપણે સમજવા માગતા નથી. જે છે એને આપણે પૂર્વ ગ્રહોના, તિરસ્કારના, કે એકરૂપતાના ચશ્માવડે નીહાળીએ છીએ અને એ ચશ્મા દૂર કરી જે છે એને નીહાળવું અતિ મુશ્કેલ છે. ખરેખર જે છે એ જ સાચી હકીકત છે, એ જ સત્ય છે. અને એ સિવાય અન્ય સૌ છટકબારીઓ છે, સત્ય નથી. જે છે એને સમજવા માટે દ્વંદ્વનું ઘર્ષણ બંધ થવું જોઈએ કારણ કે જે છે એના કરતાં કાંઈ બીજું થવાનો નકાર પ્રત્યાઘાત જે છે એની સમજનો ઇનકાર છે. જો અહંકારને (ઉદ્ધતપણાને) મારે સમજવો હોય તો મારે એનાથી વિરોધીગુણનો વિચાર ન કરવો જોઈએ કાંઈપણ થવાના પ્રયત્નથી કે જે છે એને સમજવાના પ્રયાસથી પણ મારે ચલિત થવું જોઈએ નહિ. જો હું અહંકારી હોઉં તો શું બને ? જો હું અહંકારનુ નામકરણ ન કરૂં તો એનો અંત આવી જાય એનો અર્થ એ છે કે પ્રશ્નમાં જ એનો ઉત્તર સમાયલો છે, એ એનાથી વેગળો નથી.

જે છે એને સ્વીકારવાનો પ્રશ્ન નથી, જે છે એને તમે સ્વીકારતા નથી, તમે શામળા કે ગોરા છો એને તમે સ્વીકારતા નથી કારણકે એ તો સત્ય હકીકત છે; જ્યારે તમે કાંઈ બીજું થવા માગતા હો ત્યારે જ તમારે સ્વીકારવું પડે છે. જે પળે તમે કોઈ હકીકતને જાણી લો એ જ પળે એનું મહત્ત્વ રહેતું નથી. પણ જે મનને ભૂતકાળનો કે ભવિષ્યકાળનો વિચાર કરવા કેળવવામાં આવ્યું છે, જુદી જુદી અનેક દિશાએ દોડી જવાની જેને ટેવ પાડવામાં આવી છે તે મન જે છે એને સમજ' અસમર્થ છે. જે છે એને સમજ્યા વિના તમે સત્યને શોધી શકો ના૭

અને એ સમજ વિના જીવનનું કાંઈ રહસ્ય નથી, જીવન એક નિરંતર કલહરૂપ બની રહે છે અને વેદના અને દુઃખ જીવનમાં ચાલુ જ રહે છે. જે છે એને સમજવાથી જ સત્યને સમજી શકાય. જો તિરસ્કાર કે એકરૂપતા હોય તો એ સમજી શકાય નહિ. જે મન હમેશાં તિરસ્કાર કરે છે કે એકરૂપ બને છે એ સમજી શકે નહિ; જેમાં એ સપડાયેલું છે એને જ એ સમજી શકે. જે છે એની સમજ, જે છે એની જાણ, અસાધારણ ઊંડાણનું દર્શન કરાવે છે અને એ ઊંડાણમાં સત્ય, સુખ અને આનંદ વસેલાં છે.

## ૧૯. પ્રાર્થના અને ધ્યાન

પ્ર૦ પ્રાર્થનામાં પ્રકટ કરેલી આતુરતા પ્રભુ મેળવવાનો માર્ગ નથી?

કૃષ્ણમૂર્તિ: પ્રથમ તો આ પ્રશ્નમાં સમાયલી બાબતો આપણે તપાસીએ. આ પ્રશ્નમાં પ્રાર્થના, એકાગ્રતા અને ધ્યાન સમાયલાં છે. આપણે પ્રાર્થનાનો શો અર્થ કરીએ છીએ? પ્રથમ તો પ્રાર્થનામાં તમે જેને ઈશ્વર કે સત્ય કહો છો એને તમે વિનંતી કે આજીજી કરો છો. તમે જેને ઈશ્વર કહો છો એની પાસે તમે એક વ્યક્તિ તરીકે માગણી કરો છો, વિનંતી કરો છો, ભિક્ષા માગો છો, દોરવણી માગો છો. માટે જ તમારો એ વિધિ બદલો મેળવવાનો, સંતોષ મેળવવાનો છે. પ્રજાને લગતી કે વ્યક્તિને લગતી કોઈ આફતમાં તમે આવ્યા છો અને દોરવણી માટે તમે પ્રાર્થના કરો છો અથવા શું કરવું એ તમને સૂઝતું નથી અને તમે સ્પષ્ટતાની માગણી કરો છો, તમે જેને ઈશ્વર કહો છો એની સહાય માગો છો. એમાં કહેવાનો આશય એ છે કે ઈશ્વર—ઈશ્વર ગમે તે હોય એ આપણે અત્યારે ચર્ચીશું નહિ—આપણે ઉત્પન્ન કરેલો ગૂંચવાડો દૂર કરશે. ગૂંચવાડો પમાડે એવો જુલમ, પ્રેમની ન્યૂનતા, આ સઘળાં આપણે જ ઉત્પન્ન કર્યાં છે અને જેને આપણે ઈશ્વર કહીએ છીએ તે આ સઘળું દૂર કરે એમ આપણે ઇચ્છીએ છીએ. બીજા શબ્દોમાં કહીએ તો આપણો ગૂંચવાડો, આપણું દુ:ખ, આપણી આફત, આપણું ઘર્ષણ, કોઈ બીજી વ્યક્તિ દૂર કરે એમ આપણે ઇચ્છીએ છીએ. આપણા જીવનમાં પ્રકાશ અને સુખ આવે એટલા માટે આપણે કોઈ બીજાને અરજ કરીએ છીએ.

જ્યારે આપણે કાંઈ મેળવવા પ્રાર્થના કરીએ છીએ, અરજ કરીએ છીએ, આજીજી કરીએ છીએ ત્યારે સામાન્ય રીતે એ મળે છે. તમે માગો એટલે તમને મળે છે પણ તમને જે મળે છે એથી વ્યવસ્થા આવશે

નહિ કારણકે તમને જે મળે છે એથી સ્પષ્ટતા કે સમજ આવતી નથી. એ તમને સંતોષ આપે પણ સમજ આપતો નથી કારણકે જ્યારે તમે માગણી કરો ત્યારે તમે જ જે કલ્પેલું છે એ તમને મળે છે સત્ય, ઈશ્વર, તમારી કોઈ ચોક્કસ માગણીનો જવાબ કેવી રીતે આપી શકે? આપણી ક્ષુલ્લક નાની ચિંતાઓ, આપણાં દુઃખો, આપણા ગૂંચવાડા જે આપણે જ ઉત્પન્ન કર્યા છે એની સાથે અપરિમિત, અકથનીયને કાંઈ સંબંધ હોય? માટે જ આપણી માગણીઓનો જવાબ આપનાર કોણ છે? દેખીતું જ છે કે જે અપરિમિત છે એ પરિમિત, ક્ષુદ્ર, નાનાને જવાબ ન જ આપી શકે. ત્યારે જવાબ કોણ આપી શકે, ત્યારે જવાબ કોણ આપે છે? જ્યારે આપણે પ્રાર્થના કરીએ છીએ ત્યારે આપણે અમુક પ્રમાણમાં શાંત અને ગ્રાહક સ્થિતિમાં હોઈએ છીએ. એ વેળા આપણું પોતાનું જ અજાગ્રત મન ક્ષણિક સ્પષ્ટતા કરે છે. તમારે કાંઈ જોઈએ છે, તમે એને માટે માગણી કરો છો અને એ માગણીને સમયે, એ યાચનાના સમયે તમે સાધારણ પ્રમાણમાં ગ્રહણશીલ હો છો. તમારું જાગ્રત, પ્રવૃત મન અગાઉ કરતાં વધારે શાંત હોય છે એટલે એ મનમાં અજાગ્રત મનનાં સૂચનો થાય છે અને તમને એ રૂપે જવાબ મળે છે. ખરેખર આ સત્યનો કે અપરિમિતનો જવાબ નથી—એ તો તમારું જ અજાગ્રત મન તમને જવાબ આપી રહ્યું છે. માટે સંદિગ્ધ થવાની અને એમ ધારવાની જરૂર નથી કે જયારે તમારી પ્રાર્થનાનો જવાબ મળે છે ત્યારે તમે સત્યના સંબંધમાં આવ્યા છો. સત્ય તમારી પાસે આવે છે, તમારે એની પાસે જવું પડતું નથી.

પ્રાર્થનાના આ પ્રશ્નમાં જેને આપણે આંતરનાદ કહીએ છીએ એના જવાબની બીજી એક બાબત પણ રહેલી છે. મેં કહ્યું એ મુજબ મન જ્યારે આજીજી, વિનંતી, કરે છે ત્યારે એ હમેશ કરતાં વધારે શાંત હોય છે; જ્યારે તમે આંતરનાદ સાંભળો છો ત્યારે તમારો પોતાનો જ અવાજ એ શાંત મનમા પ્રગટ થાય છે એટલે એ પણ સત્યનો અવાજ કેવી રીતે હોઈ શકે? જે મન સંદિગ્ધ, અજ્ઞાન, લાલચુ માગણી

કરતું, અરજ કરતું, છે તે મન સત્યને કેવી રીતે સમજી શકે? મન જ્યારે કાંઈ પણ માગતું ન હોય, કાંઈ પણ મેળવવાની એને લાલસા ન હોય, તમારે માટે, દેશને માટે કે કોઈ અન્યને માટે જ્યારે એ કાંઈ પણ મેળવવાને આતુર ન હોય કે કાંઈ પણ માગતું ન હોય પણ જ્યારે એ સંપૂર્ણ રીતે શાંત હોય ત્યારે જ એ મન સત્યને ગ્રહણ કરી શકે મન જ્યારે સંપૂર્ણ રીતે શાંત હોય, જ્યારે એ ઇચ્છા રહીત થાય ત્યારે જ સત્યનો આવિર્ભાવ થાય છે. જે માણસ માગે છે, અરજ કરે છે, આજીજી કરે છે, દોરવણીની ઇચ્છા રાખે છે એને એ જે શોધે છે તે મળશે પણ એ સત્ય હોય નહિ. એ જે કાંઈ મેળવે છે એ તો એના પોતાના મનના ગુપ્ત પડમાંથી જાગૃત મનમાં આવેલાં સૂચનોનો જ જવાબ છે. એને માર્ગદર્શન કરાવતો એ શાંત ઝીણો નાદ સત્ય નથી પણ એના અજાગૃત મનનો જ જવાબ છે.

પ્રાર્થનાના આ પ્રશ્નમાં એકાગ્રતાની બાબત પણ સમાયલી છે. આપણા ઘણાને માટે તો એકાગ્રતા એટલે બીજા વિચારોને અલગ કરવાની ક્રિયા. પ્રયત્નથી, દમનથી, જબરદસ્તીથી, અનુકરણથી એકાગ્રતા સાધવામાં આવે છે અને એથી એકાગ્રતા એ બીજા વિચારોને અળગા કરવાની ક્રિયા છે. કહેવાતા ધ્યાનમાં મને રસ છે પણ મારા વિચારો ભમતા છે એટલે હું મારું મન કોઈ ચિત્રમાં, કોઈ મૂર્તિમાં કે કોઇ વિચારમાં પરોવું છું અને બાકીના બધા વિચારો અળગા કરું છું. એકાગ્રતાની આ ક્રિયા જે બીજા વિચારોને અળગા કરવાની જ ક્રિયા છે એને ધ્યાન કરવાના સાધનરૂપ માનવામાં આવે છે. તમે એવું જ કરો છો. નહિ વારૂ? ધ્યાન કરવા જ્યારે તમે બેસો છો ત્યારે તમે તમારૂં મન કોઈ શબ્દમાં, કોઈ ચિત્રમાં, કોઈ મૂર્તિમાં, લગાડો છો પણ મન તો બધે રખડતું જ હોય છે. એમાં બીજા વિચારોનું, બીજી વૃત્તિઓનું દખલ ચાલુ જ રહે છે અને એને દૂર કરવા તમે પ્રયત્ન કરો છો; તમારા વિચારોનો સામનો કરવામાં તમે તમારો સમય ગાળો છો. આ ક્રિયાને તમે ધ્યાન કહો છો. એનો અર્થ એ કે તમને જેમાં રસ નથી

એવી કોઈ બાબતમાં એકાગ્ર થવા તમે પ્રયત્ન કરો છો. અને તમારા વિચારો વધે જાય છે અને દખલ કરે જાય છે એટલે તમે એ વિચારોને અળગા કરવામાં, અટકાવવામાં, દૂર કરવામાં, તમારી શક્તિ ખર્ચો છો. જો તમારા પસંદ કરેલા વિચારમાં, કોઈ ચોક્કસ વસ્તુમાં તમારૂં મન તમે એકાગ્ર કરી શકો તો તમે માનો છો કે આખરે તમે ધ્યાન કરવામાં સફળ થયા છો ખરેખર, આ ધ્યાન નથી. છે? ધ્યાન એ બીજા વિચારોને બાતલ કરવાની ક્રિયા નથી—એટલે કે બીજા વિચારોને અટકાવવાની, મનમાં ધસી આવતા વિચારોની સામે અંતરાય ઉભો કરવાની ક્રિયા નથી. પ્રાર્થના એ ધ્યાન નથી, અને જે એકાગ્રતામાં બીજા વિચારોને અળગા કરવાની ક્રિયા છે એ પણ ધ્યાન નથી.

ધ્યાન એટલે શું? એકાગ્રતા એ ધ્યાન નથી કારણકે જો રસ હોય તો કોઈ પણ બાબતમાં એકાગ્ર થવું વધારે સહેલું છે. જે સેનાધીપતિ લડાઈની કતલની યોજના કરતો હોય એ ઘણો જ એકાગ્ર છે. પૈસા પેદા કરતો વેપારી ઘણો જ એકાગ્ર છે—એ નિર્દય પણ હોય, છતાં બીજી બધી લાગણીઓને બાજુએ મૂકી પોતાને જે જોઈતું હોય એ મેળવવા સંપૂર્ણપણે એ એકાગ્ર થયેલો છે. જે માણસને જેમાં રસ હોય છે એ બાબતમાં એ સ્વાભાવિક રીતે, સહજ એકાગ્ર બને છે. આવી એકાગ્રતા ધ્યાન નથી. એ તો બીજા વિચારોથી દૂર રહેવાની જ ક્રિયા છે.

ત્યારે ધ્યાન એટલે શું? ખરેખર ધ્યાન એટલે સમજ-હૃદયનું ધ્યાન એ સમજ છે. જો બીજા વિચારોને દૂર રાખવાની ક્રિયા હોય તો સમજ કેવી રીતે આવી શકે? જો અરજ, આજીજી, હોય તો સમજ કેવી રીતે આવી શકે? સમજ પ્રાપ્ત થતાં શાંતિ અને મુક્તિ આવે છે. તમે જેને સમજો એમાંથી તમે મુક્ત છો. માત્ર એકાગ્ર થવાથી કે પ્રાર્થના કરવાથી સમજ આવતી નથી. સમજ એ ધ્યાનનો પાયો છે, એ ધ્યાનની મૂળભૂત ક્રિયા છે. આ બાબતમાં મારા શબ્દનો સ્વીકાર કરવાની જરૂર નથી પણ જો તમે પ્રાર્થના અને એકાગ્રતાનો કાળજીપૂર્વક અને ઊંડાણથી વિચાર કરો તો તમને જણાશે કે આ બેમાંથી એકેય સમજ

તરફ લઈ જતું નથી. એ તો ફક્ત જક્કીપણું, જડતા, ભ્રાંતિ, જ પેદા કરે છે પણ ધ્યાન જેમાં સમજ રહેલી છે એનાથી મુક્તિ, સ્પષ્ટતા અને સમગ્રતા આવે છે.

ત્યારે સમજથી આપણે શું કહેવા માગીએ છીએ? સમજ એટલે સઘળી વસ્તુઓને એમનું યોગ્ય મહત્ત્વ આપવું, સઘળી વસ્તુઓનાં યોગ્ય મૂલ્ય કરવાં. અજ્ઞાન હોવું એટલે ખોટા મૂલ્ય કરવાં. સાચાં મૂલ્યાંકનની સમજનો અભાવ એ અબુધપણું છે જ્યારે સાચાં મૂલ્યાંકન હોય, સાચાં મૂલ્યાંકન થાય, ત્યારે સમજ આવે છે. અને માણસે માલમિલકતનાં, સંબંધનાં, વિચારોનાં, સાચાં મૂલ્યાંકન કેમ નક્કી કરવાં? સાચાં મૂલ્ય આંકવા માટે તમારે વિચાર કરનારને (મનને) સમજવો જોઈએ. નહિ વારુ? જો હું વિચાર કરનારને સમજું નહિ—અને એ વિચાર કરનાર હું જ છું—તો હું જે પસંદ કરું એનો અર્થ નથી; એટલે કે જો હું મારી જાતને ઓળખું નહિ તો મારું કાર્ય, મારા વિચાર, પાયા વિનાનાં છે. માટે સ્વજ્ઞાન એ ધ્યાનની શરૂઆત છે—મારા પુસ્તકોમાંથી, નિષ્ણાતો પાસેથી, ગુરુઓ પાસેથી મેળવેલું જ્ઞાન નહિ પણ સ્વ સંશોધન જે અહમની ઓળખ છે એમાંથી પ્રાપ્ત થતું જ્ઞાન, ધ્યાન (ચિંતન) સ્વજ્ઞાનની શરૂઆત છે અને સ્વજ્ઞાન વિના ધ્યાન હોતુ નથી જો હું મારા વિચારોની, મારી વૃત્તિઓની, રીતો સમજું નહિ, જો હું મારા આશયો, મારી ઇચ્છાઓને, મારી માગણીઓને, કાર્યના નમૂના જે વિચારો જ છે એની શોધને, સમજું નહિ, જો હું મારી જાતને સમજું નહિ તો વિચાર કરવા માટે કોઈ પાયો જ રહેતો નથી. જે વિચાર કરનાર પોતાને સમજ્યા વિના ફક્ત માગણી કરે છે, પ્રાર્થના કરે છે, અથવા તો બીજા વિચારો જે અળગા કરે છે એ જરૂર ગૂંચવાડામાં અને ભ્રાંતિમાં આવી પડશે.

ધ્યાનની શરૂઆત સ્વજ્ઞાન છે જેનો અર્થ એ છે કે વિચારની, વૃત્તિની, હરેક ગતિથી મારે વાકેફ થવું અને માત્ર મનનાં ઉપલાં જ પડને નહિ પણ એનાં સઘળાં પડને, એની છૂપી અને ઊંડી દટાએલી પ્રવૃત્તિ-

ઓને જાણી લેવાં. ઊંડી દટાયલી પ્રવૃત્તિઓને, છૂપા આશયોને, વિચારોને પ્રત્યાઘાતોને, છૂપી લાગણીઓને જાણવા માટે જાગૃત મનમાં શાંતિ હોવી જોઈએ. એટલે કે અજાગૃત મનનાં સૂચનો ગ્રહણ કરવા માટે જાગૃત મન શાંત થવું જોઈએ. ઉપલું મન, જાગૃત મન, પોતાની નિત્ય પ્રવૃત્તિઓમાં, આજીવિકા મેળવવામાં બીજાઓને છેતરવામા અને બીજાઓનું શોષણ કરવામાં, પ્રશ્નોથી છટકી જવામાં, આપણા નિત્ય જીવનની આવી આવી સઘળી પ્રવૃત્તિઓમાં રોકાયલું હોય છે. એ ઉપલક મને પોતાની ક્રિયાઓનું સાચું રહસ્ય સમજવું જોઈએ અને એ રીતે એણે શાંતિ મેળવવી જોઈએ. કેવળ તાલીમથી, દમનથી, નિયમનથી એ શાંતિ, સ્થિરતા, આણી શકે નહિ. પોતાની ક્રિયાઓને સમજવાથી, એમનું નિરીક્ષણ કરવાથી, એમની જાણ મેળવવાથી, પોતાની નિર્દયતા જાણવાથી, પોતે નોકર સાથે, પોતાની પત્ની સાથે, દીકરી સાથે, મા સાથે કેવી રીતે વાત કરે છે એ સઘળું જાણવાથી જ એ સ્થિરતા, શાંતિ આણી શકે. જ્યારે ઉપલું, જાગૃત મન પોતાની સઘળી ક્રિયાઓથી આ પ્રમાણે સંપૂર્ણ રીતે વાકેફ બને છે ત્યારે એ સમજ વડે એ સહજ શાંત બને છે. દમનથી એને મંદ કરવામાં આવેલું હોતું નથી કે વૃત્તિઓનું નિયમન કરી એને મર્યાદિત કરેલું હોતું નથી ત્યારે જ એ અજાગૃત મનનાં, મનનાં ઘણાં ઘણાં છૂપાં પડનાં કે જાતીય સહજ વૃત્તિનાં, ભૂતકાળનાં સ્મરણોનાં છૂપા કાર્યોનાં, હજીય ન રૂઝાયા હોય એવા ઊંડા ઘાનાં, સૂચનો ને સૂરો સાંભળવાની સ્થિતિમાં હોય છે આ બધાંય જ્યારે પ્રકટ થાય અને એમને સમજવામાં આવે, જ્યારે આખુંય મન ખાલી થઈ જાય, એમાં કોઈ પણ ઘાનુ કે કોઈ પણ સ્મરણનું બંધન રહે નહિ, ત્યારે જ એ અનંતતત્ત્વને ગ્રહણ કરવાની સ્થિતિમાં હોય છે.

ધ્યાન એ સ્વજ્ઞાન છે અને સ્વજ્ઞાન વિના ધ્યાન હોતું નથી. તમારા પ્રત્યાઘાતો જો તમે આખો વખત જાણતા ન હો, તમારી નિત્ય પ્રવૃત્તિઓની તમને સંપૂર્ણ જાણ ન હોય તો ફક્ત એક ઓરડામાં પુરાઈ રહેવું અને તમારા ગુરુના કે ગુરુદેવના ચિત્ર આગળ ધ્યાન કરવા બેસવું

એ એક છટકબારી છે. કારણકે સ્વજ્ઞાન વિના સમ્યક્ વિચારણા નથી અને સમ્યક્ વિચારણા વિના તમે જે કાંઈ કરો એનો કશો અર્થ નથી, પછી તમારા હેતુ ગમે એવડા મહાન હોય. આ રીતે સ્વજ્ઞાન વિના પ્રાર્થનાનો કોઈ અર્થ નથી પણ સ્વજ્ઞાન હોય તો સાચી વિચારણા આવે છે અને તેથી સાચાં કાર્યો થાય છે. જ્યારે કાર્યો સાચાં હોય છે ત્યારે ઘર્ષણ થતું નથી અને તેથી એ ઘર્ષણમાંથી મુક્ત થવા માટે તમારે અન્ય કોઈને યાચના કરવી પડતી નથી જે માણસ સંપૂર્ણ રીતે સાવધ છે એ ધ્યાન કરી રહ્યો છે; એ પ્રાર્થના કરતો નથી કારણકે એને કાંઈ જોઈતું નથી. પ્રાર્થનાવડે, નિયમનવડે, પુનરાવર્તન અને એવી જ બીજી વિધિવડે તમે અમુક પ્રકારની શાંતિ લાવી શકો પણ એ કેવળ જડતા છે અને મનને તથા હૃદયને એ કંટાળાની સ્થિતિમાં લાવી મૂકે છે. એ મનને મંદ કરવા જેવું છે; વળી બીજા વિચારોને વેગળા કરવાની રીત જેને તમે એકાગ્રતા કહો છો તેનાથી સત્ય પ્રાપ્તિ થતી નથી–અન્ય વિચારોને વેગળા કરવાની કોઈ પણ રીત સત્ય તરફ લઈ જાય નહિ. સ્વજ્ઞાન થાય તો સમજ આવે. અને જો સાચો ઈરાદો હોય તો સાવધ થવું મુશ્કેલ નથી. જો તમને તમારા જીવનની માત્ર ઉપલકજ ક્રિયા નહિ પણ તમારા જીવનની સંપૂર્ણ ક્રિયા સમજવામાં રસ હોય તો આ કામ વધારે સહેલું છે. જો તમે ખરેખર તમારી જાતને ઓળખવા માગતા હો તો તમારા મન હૃદયમાં ભરેલી સઘળી બાબતો જાણવા તમે એમાં ઊંડા ઉતરશો અને સમજવાની ઈચ્છા હશે તો તમે સમજી શકશો. પછી તમે તમારાં વિચારવૃત્તિની હરેક ગતિને ખરી ખોટી કહ્યા વિના સમજી શકશો હરેક વિચાર અને હરેક વૃત્તિ જેમ જેમ ઉદ્ભવે તેમ તેમ એને સમજવાથી તમારામાં સ્થિરતા આવે છે. એ સ્થિરતા દમનનું કે નિયમનનું પરિણામ નથો પણ જીવનમાં કોઈ પ્રશ્ન, કોઈ વિરોધ, રહેલો ન હોવાનું પરિણામ છે. જયારે કોઈ સાજે પવન હોતો નથી ત્યારે સરોવર શાંત અને સ્થિર હોય છે એના જેવું આ છે; મન જ્યારે શાંત હોય છે ત્યારેજ જે અપરિમિત છે તે દશ્યમાન થાય છે.

# ૨૦. જાગૃત અને અજાગૃત મન

પ્ર : જાગૃત મન અજાગૃત મનને જાણતું નથી અને એ એનાથી ડરે છે. આપ મુખ્યત્વે કરીને જાગૃત મનને સંબોધન કરો છો અને એટલું જ બસ છે ? આપની પદ્ધતિથી અજાગૃત મન મુક્ત થશે ? માણસ અજાગૃત મનનો સંપૂર્ણ રીતે કેવી રીતે ઉકેલ કરી શકે એ કૃપા કરી વિગતવાર સમજાવો.

કૃષ્ણમૂર્તિ : જાગૃત અને અજાગૃત મન છે એ આપણે જાણીએ છીએ પણ ઘણાઓ મનના જાગૃત ભાગમાં જ, ઉપલા ભાગમાં જ, કાર્ય કરે છે અને આપણું આખું જીવન એ જ મર્યાદામાં સમાઈ જાય છે. આપણે કહેવાતા જાગૃત મનમાં જીવીએ છીએ અને વધારે ઊંડાણમાં રહેલા અજાગૃત મનમાંથી કેટલીક વાર સૂચનો અને માહિતીઓ મળે છે એ મન તરફ આપણે કદી પણ લક્ષ આપતા નથી. એ સૂચનની અવગણના કરીએ છીએ કે એનો અનર્થ કરીએ છીએ કે તે વખતની જાગૃત મનની કોઈ ચોક્કસ માગણી પ્રમાણે આપણે એનો અર્થ કરીએ છીએ. હવે પ્રશ્ન પૂછનાર પૂછે છે કે 'આપ મુખ્યત્વે કરીને જાગૃત મનને સંબોધો છો અને એ શું બસ છે ?' જાગૃત મન એટલે શું એ આપણે તપાસીએ. જાગૃત મન અજાગૃત મનથી જુદું છે ? આપણે જાગૃત મનને અજાગૃત મનથી જુદું પાડ્યું છે. શું એ વ્યાજબી છે ? શું એ ખરૂં છે ? જાગૃત અને અજાગૃત મન વચ્ચે આવો કોઈ અંતરાય છે ? એવો કોઈ ચોક્કસ અંતરાય છે, એવી કોઈ લીટી છે જ્યાં જાગૃત મનનો અંત આવતો હોય અને અજાગૃત મનની શરૂઆત થતી હોય ? આપણે જાણીએ છીએ કે ઉપલો ભાગ, જાગૃત મન, કાર્ય કરે છે પણ આખો દિવસ ફક્ત એ જ સાધન કાર્ય કરી રહ્યું હોય છે ? જો હું ફક્ત મનના ઉપલા ભાગને જ સંબોધન કરતો હોત તો ખરેખર હું જે કહી રહ્યો છું એની કશી કિંમત નથી, એનો કાંઈ અર્થ નથી છતાં ઘણાઓ જાગૃત મને સ્વીકારેલી

વાતોને જ વળગી રહે છે કારણકે કેટલીક દેખીતી વિગતોને અનુકૂળ થઈ જવાનુ જાગૃત મનને સગવડભર્યું લાગે છે. પણ અજાગૃત મન સામું થાય અને ઘણીવાર થાય છે જ અને તેથી કહેવાતા જાગૃત મન અને અજાગૃત મન વચ્ચે ઘર્ષણ થવા પામે છે.

માટે જ આપણો પ્રશ્ન આ છે ખરૂં ને? જાગૃત અને અજાગૃત જેવી બે અવસ્થાઓ નથી પણ ખરેખર એક જ અવસ્થા છે એક જ અવસ્થા છે જે ચેતના છે, જો કે તમે એના જાગૃત અને અજાગૃત જેવા બે ભાગ પાડો છો પણું એ ચેતના હમેશાં ભૂતકાળની જ છે. કદી પણ એ વર્તમાનની નથી. જે બાબતો પૂરી થઈ ગઈ હોય એનું જ તમને ભાન હોય છે આવતી પળે હું જે કહેવાનો પ્રયત્ન કરી રહ્યો છું એનું જ તમોને ભાન છે. નહિ વારૂ? એક પળ પછી તમે એને સમજો છો. વર્તમાનનું તમને કદી પણ ભાન હોતું નથી કે એની જાણુ હોતી નથી. તમારાં મન હૃદયને તપાસશો એટલે તમને જણાશે કે ચેતના ભૂતકાળ અને ભવિષ્યકાળની વચ્ચે જ કાર્ય કરી રહી હોય છે અને વર્તમાનકાળ તો ભૂતકાળને ભવિષ્ય તરફ જવાનું દ્વાર જ છે. માટે ચેતના એ ભવિષ્યકાળ તરફ જતા ભૂતકાળની જ ગતિ છે.

તમારૂં મન કાર્ય કરતું હોય ત્યારે તમે એને તપાસશો તો તમને જણાશે કે ભૂતકાળ તરફ અને ભવિષ્યકાળ તરફ જવાની ગતિ એવી ક્રિયા છે જેમાં વર્તમાનનું અસ્તિત્વ નથી. ભૂતકાળ એ અણગમતા વર્તમાનમાથી નાસી જવાનું સાધન હોય છે કે ભવિષ્યકાળ વર્તમાનથી દૂર વસતી કોઈ આશા હોય છે. આ રીતે મન કાંતો ભૂતકાળમાં કે કાં તો ભવિષ્યકાળમાં ગૂંચાયલું હોય છે અને વર્તમાનને એ સાપની કાંચળીની માફક દૂર કરે છે. એટલે કે મન ભૂતકાળથી મર્યાદિત થયેલું છે. પોતે હિંદી, બ્રાહ્મણ કે અબ્રાહ્મણ, ખ્રિસ્તી, બૌદ્ધ વગેરે જેવી મર્યાદાઓમાં સપડાયલું છે અને એ મર્યાદિત મન ભવિષ્યમાં પોતાનાં મંડાણુ કરે છે માટે જ એ કોઈ પણ વિગતને સીધી રીતે અને નિર્લેપ રીતે તપાસવાને શક્તિવાન નથી. કાં તો એ એ વિગતનો તિરસ્કાર કરી એનો અસ્વીકાર કરે છે કે કા તો એ એ

વિગતનો સ્વીકાર કરી એની સાથે એકરૂપ થાય છે. આવું મન કોઈ પણ વિગતને એના શુદ્ધ સ્વરૂપમાં જોવા અસમર્થ છે એ દેખીતું જ છે. આપણી ચેતના આવી છે અને એ ભૂતકાળથી મર્યાદિત બનેલી છે અને આપણો વિચાર વિગતના આઘાતનો મર્યાદિત પ્રત્યાઘાત છે. ભૂતકાળની મર્યાદિત કરતી માન્યતા પ્રમાણે જેમ તમે વધારે પ્રત્યાઘાતો કરો તેમ ભૂતકાળ વધારે બળવાન બનતો જાય છે. ભૂતકાળનું બળવત્તર થવું એ દેખીતું જ છે કે પોતાને જ ચાલુ રાખવાની ક્રિયા છે અને એને એ ભવિષ્ય કહે છે. આમ આપણા મનની, આપણી ચેતનાની, આ સ્થિતિ છે—ભૂતકાળ અને ભવિષ્યકાળની વચમાં ઝોલાં ખાતા લોલક જેવી એ સ્થિતિ છે. આ આપણી ચેતના છે અને એ મનના ઉપલા ભાગની જ નહિ પણ મનના વધારે ઉંડા ભાગોની બનેલી છે. સ્પષ્ટ છે કે આવી ચેતના કોઈ જુદી ભૂમિકાએ કાર્ય કરી શકે નહિ કારણકે એ આગળ પાછળ જવાની બે ગતિઓને જ જાણે છે.

જો તમે બહુ સંભાળપૂર્વક તપાસશો તો તમને જણાશે કે એ ગતિ સતત નથી હોતી પણ બે વિચારો વચ્ચે વિરામકાળ હોય છે. એ વિરામ કાળ એક ક્ષણના નાનામાં નાના અંશ જેટલો હોય છતાં પણ એ લોલકના ઝોલાંમાં કોઈ રહસ્યભર્યો વિરામકાળ હોય છે. સાચી વાત એ છે કે આપણી વિચારણા ભૂતકાળથી મર્યાદિત થયેલી છે અને એ ભૂતકાળને આપણે ભવિષ્યમાં આણીએ છીએ જે પળે તમે ભૂતકાળને સ્વીકારો એ જ પળે તમારે ભવિષ્યનો સ્વીકાર કરવો પડશે. કારણકે ભૂતકાળ અને ભવિષ્યકાળ જેવી બે જુદી હાલતો નથી પણ એ એક જ અવસ્થા છે જેમાં જાગૃતનો અને અજાગૃતનો, સમૂહના ભૂતકાળનો અને વ્યક્તિના ભૂતકાળનો સમાવેશ થાય છે. સમૂહનો અને વ્યક્તિનો ભૂતકાળ વર્તમાનના જવાબમાં કેટલાક ચોક્કસ પ્રત્યાઘાતો કરે છે જે વ્યક્તિની ચેતના અસ્તિત્વમાં લાવે છે. માટે જ ચેતના ભૂતકાળની છે અને આપણા આખા જીવનની એ પશ્ચાદ્ ભૂમિ છે. ભૂતકાળની સાથે જ ભવિષ્યકાળ અનિવાર્યપણે રહેલો છે કારણકે ભવિષ્યકાળ એ ફેરફાર કરેલા ભૂતકાળનુ જ ચાલુ સ્વરૂપ છે પણ એ

ભૂતકાળ જ છે માટે જ બીજી મર્યાદાની ક્રિયા ઉત્પન્ન કર્યા સિવાય, બીજો ભૂતકાળ ઉત્પન્ન કર્યા સિવાય, ભૂતકાળની આ ક્રિયામાં પરિવર્તન કેમ લાવવું એ જ આપણો પ્રશ્ન છે.

બીજી રીતે કહીએ તો પ્રશ્ન આ છે· ઘણાઓ એક પ્રકારની મર્યાદા તજે છે અને બીજી વધારે વિશાળ, રહસ્યભરી કે વધારે મનગમતી મર્યાદા સ્વીકારે છે. તમે એક ધર્મ તજી બીજો ધર્મ સ્વીકારો છો, એક પ્રકારની માન્યતા છોડી બીજી માન્યતા સ્વીકારો છો. એકને સ્થાને બીજીને ગ્રહણ કરવાની આ ક્રિયા જીવનને એટલે કે સબંધને સમજવાની ક્રિયા નથી. સઘળી મર્યાદાઓમાંથી કેમ મુક્ત થવું એ જ આપણો પ્રશ્ન છે. કાં તો તમે એમ કહો છો કે આ અશક્ય છે, કોઈ પણ માણસનું મન મર્યાદાની ક્રિયામાંથી કદી મુક્ત થઈ શકે નહિ અથવા તો તમે પ્રયોગ કરવો, તપાસ કરવી, સંશોધન કરવુ, શરૂ કરો છો જો તમે એમ કહો કે એ અશક્ય છે તો દેખીતું જ છે કે તમને આ પ્રશ્ન સાથે કાંઈ સબંધ નથી. તમારૂં કથન સંકુચિત કે વિશાળ અનુભવ પર કે કોઈ માન્યતાના સ્વીકાર પર રચાયેલુ હોય પણ આવુ કથન શોધનો, સંશોધનનો, તપાસનો, સમજનો ઈનકાર કરે છે. મન મર્યાદાની સઘળી ક્રિયામાથી મુક્ત થઈ શકે કે નહિ એ શોધી કાઢવાને માટે તપાસ કરવા અને સમજવા તમે સ્વતંત્ર હોવા જોઈએ.

હું કહું છુ કે મર્યાદાની સઘળી ક્રિયામાંથી મન મુક્ત થઈ શકે એ જરૂર શક્ય છે આમાં મારા પ્રમાણનો સ્વીકાર કરવાની જરૂર નથી. કોઈના પ્રમાણથી જો નમે એ સ્વીકારશો તો તમે કદી પણ શોધી શકશો નહિ. એ તો એકને સ્થાને બીજાને દાખલ કરવા જેવું થશે અને એનું કોઈ મહત્ત્વ રહેશે નહિ જ્યારે હુ એમ કહું છુ કે એ શક્ય છે ત્યારે મારા કહેવાનું કારણ એ છે કે મારે માટે એ સત્ય હકીકત છે અને શાબ્દિક રીતે એ હુ તમને બતાવી શકીશ પણ જો એનુ સત્ય તમારે તમારી મેળે શોધવુ હોય તો તમારે એનો પ્રયોગ કરવો પડશે અને ચપળતાથી તમારે એને સમજવું પડશે.

મર્યાદાની આખી ક્રિયાની સમજ તમને પૃથક્કરણથી કે આત્મ-નિરીક્ષણથી પ્રાપ્ત થતી નથી કારણ કે જે પળે પૃથક્કરણ કરનાર હોય છે એ જ પળે એ પૃથક્કરણ કરનાર પોતે જ એ ગુપ્ત ભૂમિ(મનપ્રદેશ)નો ભાગ બની રહે છે અને તેથી એના પૃથક્કરણનું કોઈ રહસ્ય નથી. એ સાચી વાત છે અને તમારે એને બાજુએ મૂકવી જોઈએ. જે પૃથક્કરણ કરનાર તપાસે છે, જે વસ્તુને એ જોતો હોય એનું જે પૃથક્કરણ કરે છે, એ પોતે એ મર્યાદિત સ્થિતિનો ભાગ છે અને તેથી એની સમજૂતી, એની સમજ, એનું પૃથક્કરણ ગમે એ હોય છતાં એ એ ગુપ્તભૂમિનો ભાગ છે. એટલે આ માર્ગે કોઈ છુટકારો મળતો નથી અને એ ગુપ્તભૂમિને ભેદવી એ જરૂરનું છે કારણકે નવાનો આઘાત અનુભવવા માટે મન નવું બનવું જોઈએ; ઈશ્વર, સત્ય કે ગમે એ કહો એને શોધી કાઢવા માટે મન નવું અને ભૂતકાળના સ્પર્શ વિનાનું હોવું જોઈએ. ભૂતકાળનું પૃથક્કરણ કરવું, પ્રયોગો કરી કોઈ નિર્ણય પર આવવું, એકરાર અને ઈનકાર વગેરે કરવા એમાં એ ગુપ્તભૂમિનું (મનપ્રદેશનુ) અસ્તિત્વ જુદા સ્વરૂપે ચાલુ જ રહે છે આ હકીકતનું સત્ય તમને સમજાય એટલે તમને જણાશે કે પૃથક્કરણ કરનારનો લય થયો છે. પછી એ ગુપ્તભૂમિથી જુદી હોય એવી કોઈ વ્યક્તિ રહેતી નથી. પછી વિચાર એ જ એ ગુપ્તભૂમિ છે અને વિચાર એ જાગૃતના અને અજાગૃતના, વ્યક્તિના અને સમૂહના, સ્મરણનો પ્રત્યાઘાત છે.

મન ભૂતકાળનું પરિણામ છે. અને એ ભૂતકાળ મર્યાદાની ક્રિયા છે. મનને મુક્ત થવું કેવી રીતે શક્ય છે? મુક્ત થવા માટે મને ભૂતકાળ અને ભવિષ્યકાળ વચ્ચેની પોતાની લોલક જેવી ગતિને જ જોવા અને સમજવા ઉપરાંત બે વિચારો વચ્ચેના વિરામકાળથી પણ વાકેફ થવું જોઈએ. એ વિરામકાળ સ્વયંભૂ છે, એ કોઈ કારણથી, કોઈ આકાંક્ષાથી, કોઈ દબાણથી આવતો નથી.

ખૂબ બારીકાઈથી જોશો તો તમને જણાશે કે પ્રત્યાઘાત, વિચારની ગતિ, ઝડપી દેખાય છે છતાં એમાં ગાળો હોય છે, બે વિચારો વચ્ચે વિરામકાળ હોય છે. બે વિચારોની વચમાં શાંતિનો સમય હોય છે

જેને વિચારની ક્રિયા સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી. જો તમે અવલોકન કરશો તો તમને જણાશે કે શાંતિનો એ સમય, એ વિરામ-કાળ, કાળથી અબાધીત છે અને એ વિરામકાળની પ્રાપ્તિ, એ વિરામ કાળનો પૂર્ણ અનુભવ તમને મર્યાદાની ક્રિયામાંથી મુક્ત કરે છે અથવા તો એમ કહીએ કે એ 'તમને' મુક્ત કરતો નથી પણ મર્યાદાની ક્રિયામાથી મુક્ત થવાય છે. માટે વિચારની ક્રિયાની સમજ એ ધ્યાન. હવે આપણે વિચારની રચના અને વિચારની ક્રિયા જે સ્મરણ, અનુભવ અને જ્ઞાનની પશ્ચાદ્‌ભૂમિ (ગુપ્તભૂમિ) છે એની જ ચર્ચા કરી રહ્યા નથી પણ મન એ ગુપ્તભૂમિમાંથી મુક્ત થઈ શકે કે કેમ એ સમજવા આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ. મન જ્યારે વિચારને જારી રાખતું ન હોય, મન જ્યારે શાંત કરેલું નહિ પણ શાંત થયેલું હોય એટલે કે એ કોઈ પણ કાર્ય કારણ વિનાનું હોય ત્યારે જ એ ગુપ્તભૂમિમાંથી મુક્ત થાય છે.

તો એ તમને પ્રશ્નરૂપ થઈ પડે છે. જાતીય ભોગની ક્રિયા એ પ્રશ્ન છે કે એ કાર્યનો વિચાર પ્રશ્નરૂપ છે? તમે એનો શા માટે વિચાર કરો છો? તમે શા માટે એને દૃઢ બનાવી રહ્યા છો? અને તમે એમ કરી રહ્યા છો એતો દેખીતુ જ છે. સિનેમા, માસિકો, વાર્તાઓ, પોષાક પહેરવાની સ્ત્રીઓની રીત, સઘળું તમારા જાતીયભોગના વિચારને પુષ્ટિ આપી રહ્યું છે. મન શા માટે એને દૃઢ બનાવે છે, મન શા માટે જાતીય ભોગનો વિચાર કર્યા કરે છે? શા માટે? તમારા જીવનમાં એ મુખ્ય મુદ્દો શા માટે બન્યો છે? જ્યારે ઘણી ઘણી બાબતો તમારૂં ધ્યાન માગી રહી છે ત્યારે તમે જાતીય ભોગના વિચાર પરત્વે સંપૂર્ણ ધ્યાન આપો છો આમ શા માટે બનવા પામે છે, તમારાં મન શા માટે આટલાં બધા એમાં રોકાયલાં રહે છે? કારણકે છૂટકારાનો એ તમારો છેલ્લો માર્ગ છે. નહિ વારુ? પોતાનું સપૂર્ણ વિસ્મરણ કરવાનો એ માર્ગ છે. એટલો વખત તો, એ ક્ષણે તો, તમે તમારી જાતને ભૂલી શકો છો—અને તમારી જાતને ભૂલવાનો અન્ય કોઈ માર્ગ નથી. જીવનમાં તમે અન્ય જે કાંઈ કરો છો એ 'હું' ને, અહમ્‌ને પોષે છે. તમારો વ્યવસાય, તમારો ધર્મ, તમારા દેવો, તમારા નેતાઓ, તમારાં રાજકીય અને આર્થિક કાર્યો, તમારી છટકબારીઓ, તમારી સામાજિક પ્રવૃત્તિઓ, એક પક્ષને છોડી બીજા પક્ષમાં તમારૂં દાખલ થવું—આ સઘળું તમારા 'હું' ને મહત્ત્વ આપી રહ્યું છે અને એને પ્રબળ બનાવી રહ્યું છે, એટલે કે એજ એક એવું કાર્ય છે જેમાં "હું" ને મહત્વ અપાતું નથી માટે જ એ પ્રશ્નરૂપ બને છે. ખરૂં ને? તમારા જીવનમાં એક જ બાબત એવી હોય જે અંતિમ છટકબારીનો માર્ગ પૂરો પાડે, થોડીક ક્ષણવાર પણ જે તમારી જાતનું સંપૂર્ણ વિસ્મરણ કરાવે, તો તમે એને વળગી રહો છો કારણકે એ જ એક એવી પળ છે જે વખતે તમે સુખી હો છો. જે બીજી બાબતોને તમે હાથમાં લો છો એ ભયરૂપ, દુઃખ અને વેદનાનું મૂળ, બની રહે છે માટે સંપૂર્ણ રીતે તમારૂં વિસ્મરણ કરાવે એવી એક બાબતને તમે વળગી રહો છો અને તમે એને સુખ કહો છો. પણ જ્યારે તમે

એને વળગી રહો છો ત્યારે એ પણ ભયરૂપ બની રહે છે કારણકે પછી તમે એમાંથી મુક્ત થવા માગો છો, તમે એના ગુલામ બનવા માગતા નથી. વળી પાછા મનથી તમે પવિત્રતાનો, બ્રહ્મચર્યનો, આદર્શ રચી કાઢો છો અને તમે દમન કરી બ્રહ્મચર્ય પાળવા, પવિત્ર થવા, પ્રયત્ન કરો છો. મૂળ હકીકતથી દૂર જવાનાં જ મનમાં આ બધાં કાર્યો છે. એ પણ "હું" ને જ પ્રબળ બનાવે છે. એ "હું" કાંઈ થવા પ્રયત્ન, કરે છે એટલે તમે વળી પાછાં દુ:ખમાં, આફતમાં, પ્રયત્નમા, વેદનામાં, સપડાવ છો.

પ્રશ્નનો વિચાર કરે છે એ મનને જ્યાંસુધી તમે સમજો નહિ ત્યાંસુધી જાતીય વેગનો પ્રશ્ન અતિશય મુશ્કેલ અને ગૂંચવાડાભર્યો રહેશે. એ ક્રિયા કદી પ્રશ્નરૂપ થતી નથી પણ એ ક્રિયાનો વિચાર પ્રશ્નને ઉપસ્થિત કરે છે એ કાર્યને તમે સુરક્ષિત રાખો છો; તમે સ્વચ્છંદી રીતે જીવો છો અગર પરણીને વિષયસુખ ભોગવો છો અને એ રીતે તમારી પત્નીનો તમે અધમ ઉપયોગ કરો છો. આ બધું દેખીતી રીતે પ્રતિષ્ઠિત લેખાય છે અને એટલેથી જ તમને સંતોષ થાય છે. ખરેખર, જ્યારે તમે 'હું'ના અને 'મારૂં'ના–મારી પત્ની, મારૂં બાળક, મારી મિલકત, મારી મોટર, મારી પ્રાપ્તિ, મારી સફળતા,–બંધારણને, એની આખી ક્રિયાને, સમજો ત્યારે જ આ પ્રશ્નનો ઉકેલ થઇ શકે. આ સઘળું સમજો નહિ અને દૂર કરો નહિ ત્યાંસુધી જાતીય સંબંધ પ્રશ્નરૂપ જ રહેશે જ્યાંસુધી તમે રાજકીય, ધાર્મિક કે અન્ય કોઈ રીતે મહત્ત્વાકાંક્ષી છો, જ્યાંસુધી તમે અહમને, મનને, અનુભવ કરનારને, તમારા પોતાને ખાતર, તમારા દેશને ખાતર, તમારા પક્ષને ખાતર, તમારા ધર્મના વિચારને ખાતર, મહત્વાકાંક્ષાથી પોષો છો, જ્યાંસુધી અહમના વિસ્તારની આ ક્રિયા છે, ત્યાસુધી જાતીય વેગનો પ્રશ્ન ચાલુ જ રહેશે. એક પાસે તમે તમારી જાતને ઘડી રહ્યા છો, પોષી રહ્યા છો, એનો વિસ્તાર વધારી રહ્યા છો, અને બીજી પાસે તમે તમારી જાતને, ભલેને ક્ષણવાર પણ, ભૂલી જવા, વિસરી જવા, પ્રયત્ન કરી રહ્યા છો. આ બે ક્રિયાઓ એક સાથે કેવી રીતે થઈ શકે? તમારૂં

# ૨૧. જાતીય વૃત્તિ

પ્રઃ જાતીય વૃત્તિ ન વિદારી શકાય એવી શારીરિક અને માનસિક જરૂરીઆત છે એમ અમે જાણીએ છીએ અને અમારા જમાનાના માણસોના અંગત જીવનમાં અવ્યવસ્થાનું એ મૂળ કારણ હોય એમ જણાય છે. આ પ્રશ્નનો અમે કેવી રીતે ઉકેલ કરી શકીએ?

કૃષ્ણમૂર્તિઃ આપણે સઘળાને પ્રશ્નરૂપ કેમ બનાવીએ છીએ? આપણે ઈશ્વરને પ્રશ્નરૂપ બનાવ્યો, આપણે પ્રેમને પ્રશ્નરૂપ બનાવ્યો છે, આપણે સંબંધને, જીવનને, પ્રશ્નરૂપ બનાવ્યાં છે અને જાતીય વૃત્તિને આપણે પ્રશ્નરૂપ બનાવી છે. શા માટે? આપણે જે કાંઈ કરીએ છીએ એ શા માટે પ્રશ્નરૂપ, ભયરૂપ બને છે? આપણે શા માટે દુઃખ ભોગવીએ છીએ? જાતીય વૃત્તિ પ્રશ્નરૂપ શા માટે બની છે? આવું પ્રશ્નવાળું જીવન આપણે શા માટે જીવી રહ્યા છીએ? શા માટે આપણે એ સઘળાનો અંત આણતા નથી? આપણા પ્રશ્નોને પ્રતિદિન, પ્રતિવર્ષ, સહન કરવાને બદલે શા માટે આપણે એમનો અંત લાવતા નથી? જાતીય વૃત્તિ એ ખરેખર પ્રાસાગિક પ્રશ્ન છે પણ આપણે જીવનને પ્રશ્નરૂપ શા માટે બનાવીએ છીએ એ જ મુખ્ય સવાલ છે. કામ કરવું, જાતીય ભોગ, ધન ઉપાર્જન, વિચારની, લાગણીની, અનુભવની ક્રિયા—જીવનનો બધોય વ્યવસાય—શા માટે પ્રશ્નરૂપ છે? આપણે કોઈ ચોક્કસ દૃષ્ટિકોણથી, કોઈ મુકરર કરેલી દૃષ્ટિથી વિચાર કરીએ છીએ એ એનું મૂળ કારણ નથી? મધ્યબિન્દુમાંથી આપણે હમેશાં વર્તુળ તરફ નજર રાખી વિચાર કરીએ છીએ. ઘણાઓને માટે વર્તુળ એ જ મધ્યબિન્દુ છે એટલે આપણે જેનો વિચાર કરીએ છીએ એ સઘળું ઉપરછલ્લું છે. પણ જીવન ઉપરછલ્લું નથી; જીવન સંપૂર્ણ રીતે જીવવું પડે છે અને આપણે માત્ર ઉપર-છલ્લું જીવન જીવીએ છીએ એટલે આપણે માત્ર ઉપરની પ્રતિક્રિયાને જ

જાણીએ છીએ. વર્તુળપરથી આપણે જે કાંઈ કરીએ એ પ્રશ્ન ઉપસ્થિત કર્યા સિવાય રહે નહિ અને આપણુ જીવન એવું જ છે; આપણે ઉપલક ક્રિયાઓમાં જ જીવીએ છીએ અને એ ઉપરછલ્લા જીવનના સઘળા પ્રશ્નો સહિત એવું જ જીવન જીવવામાં આપણુને સંતોષ છે. જ્યાંસુધી આપણે ઉપલક બાબતોમાં, વર્તુળ પર, જીવીએ છીએ ત્યાંસુધી પ્રશ્નો રહેવાના જ–' હું ' અને એનાં સંવેદનો એ વર્તુળ છે અને એ સવેદનો દૈહિક પણ હોય કે માનસિક પણ હોય, એમને વિશ્વ સાથે, દેશ સાથે અથવા મન રચિત બીજી કોઈ પણ વસ્તુ સાથે એકરૂપ કરી શકાય.

જ્યાંસુધી આપણે મનની મર્યાદામાં જીવીએ છીએ ત્યાંસુધી ગૂંચવાડો રહેવાનો જ, પ્રશ્નો રહેવાના જ; આપણે એટલું જ જાણીએ છીએ. મન એ સવેદન છે, મન સચિત સવેદનોનુ અને પ્રતિક્રિયાઓનું પરિણામ છે અને જેને એ સ્પર્શે છે તે દુ:ખ, ગૂંચવાડો, અનેક પ્રશ્નો, ઉપસ્થિત કરે છે. જે મન રાત દિવસ યંત્રની માફક જાગૃત કે અજાગૃત રહી કાર્ય કર્યા કરે છે તે મન આપણા પ્રશ્નોનું મૂળ કારણુ છે મન બહુ ઉપર છલ્લી વસ્તુ છે અને મનનો વિકાસ કરવામાં, એને વધારે ને વધારે ચાલાક બનાવવામાં, વધારે ને વધારે તીવ્ર અને પ્રપંચી બનાવવામા, વધારેને વધારે અપ્રમાણિક અને અસરળ બનાવવામાં, આપણે જમાનાના જમાના ગાળ્યા છે અને આપણું આખું જીવન વ્યતીત કર્યું છે અને આ સઘળું આપણી હરેક પ્રવૃત્તિમાં દેખાઈ આવે છે. અપ્રમાણિક થવું, અસરળ થવું, વિગતોનો સામનો કરવા અસમર્થ નીવડવું, એ આપણા મનનો સ્વભાવ છે અને એ જ બીજા પ્રશ્નો ઊભા કરે છે એ જ બાબત આપણો પ્રશ્ન છે.

જાતીય પ્રશ્ન એટલે આપણે શું કહેવા માગીએ છીએ ? એ કાર્ય પ્રશ્ન છે કે એ કાર્ય વિષેનો વિચાર એ પ્રશ્ન છે ? એ કાર્ય એ પ્રશ્ન નથી જ, જેમ ખાવુ એ તમને પ્રશ્નરૂપ નથી તેમ જાતીય ભોગની ક્રિયા એ તમને પ્રશ્નરૂપ નથી. પણ જો તમે ખાવાનો કે અન્ય કોઈ બાબતનો આખો દિવસ વિચાર કરો, કારણકે અન્ય કાંઈ વિચાર કરવાના તમને હોતા જ નથી,

તો એ તમને પ્રશ્નરૂપ થઈ પડે છે. જાતીય ભોગની ક્રિયા એ પ્રશ્ન છે કે એ કાર્યનો વિચાર પ્રશ્નરૂપ છે? તમે એનો શા માટે વિચાર કરો છો? તમે શા માટે એને દૃઢ બનાવી રહ્યા છો? અને તમે એમ કરી રહ્યા છો એતો દેખીતુ જ છે. સિનેમા, માસિકો, વાર્તાઓ, પોષાક પહેરવાની સ્ત્રીઓની રીત, સઘળું તમારા જાતીયભોગના વિચારને પુષ્ટિ આપી રહ્યું છે. મન શા માટે એને દૃઢ બનાવે છે, મન શા માટે જાતીય ભોગનો વિચાર કર્યા કરે છે? શા માટે? તમારા જીવનમાં એ મુખ્ય મુદ્દો શા માટે બન્યો છે? જ્યારે ઘણી ઘણી બાબતો તમારૂં ધ્યાન માગી રહી છે ત્યારે તમે જાતીય ભોગના વિચાર પરત્વે સપૂર્ણ ધ્યાન આપો છો. આમ શા માટે બનવા પામે છે, તમારાં મન શા માટે આટલાં બધાં એમાં રોકાયલાં રહે છે? કારણકે છૂટકારાનો એ તમારો છેલ્લો માર્ગ છે. નહિ વારુ? પોતાનું સંપૂર્ણ વિસ્મરણ કરવાનો એ માર્ગ છે. એટલો વખત તો, એ ક્ષણે તો, તમે તમારી જાતને ભૂલી શકો છો—અને તમારી જાતને ભૂલવાનો અન્ય કોઈ માર્ગ નથી. જીવનમાં તમે અન્ય જે કાંઈ કરો છો એ 'હું' ને, અહમ્‌ને પોષે છે. તમારો વ્યવસાય, તમારો ધર્મ, તમારા દેવો, તમારા નેતાઓ, તમારાં રાજકીય અને આર્થિક કાર્યો, તમારી છટકબારીઓ, તમારી સામાજિક પ્રવૃત્તિઓ, એક પક્ષને છોડી બીજા પક્ષમાં તમારૂં દાખલ થવું—આ સઘળું તમારા 'હું' ને મહત્ત્વ આપી રહ્યું છે અને એને પ્રબળ બનાવી રહ્યું છે, એટલે કે એજ એક એવું કાર્ય છે જેમાં "હું" ને મહત્વ અપાતું નથી માટે જ એ પ્રશ્નરૂપ બને છે. ખરૂં ને? તમારા જીવનમાં એક જ બાબત એવી હોય જે અંતિમ છટકબારીનો માર્ગ પૂરો પાડે, થોડીક ક્ષણવાર પણ જે તમારી જાતનું સપૂર્ણ વિસ્મરણ કરાવે, તો તમે એને વળગી રહો છો કારણકે એ જ એક એવી પળ છે જે વખતે તમે સુખી હો છો. જે બીજી બાબતોને તમે હાથમાં લો છો એ ભયરૂપ, દુઃખ અને વેદનાનું મૂળ, બની રહે છે માટે સંપૂર્ણ રીતે તમારૂં વિસ્મરણ કરાવે એવી એક બાબતને તમે વળગી રહો છો અને તમે એને સુખ કહો છો. પણ જ્યારે તમે

એને વળગી રહો છો ત્યારે એ પણ ભયરૂપ બની રહે છે કારણકે પછી તમે એમાંથી મુક્ત થવા માગો છો, તમે એના ગુલામ બનવા માગતા નથી. વળી પાછા મનથી તમે પવિત્રતાનો, બ્રહ્મચર્યનો, આદર્શ રચી કાઢો છો અને તમે દમન કરી બ્રહ્મચર્ય પાળવા, પવિત્ર થવા, પ્રયત્ન કરો છો. મૂળ હકીકતથી દૂર જવાનાં જ મનમાં આ બધાં કાર્યો છે. એ પણ "હું" ને જ પ્રબળ બનાવે છે. એ "હું" કાંઈ થવા પ્રયત્ન, કરે છે એટલે તમે વળી પાછાં દુઃખમાં, આફતમાં, પ્રયત્નમાં, વેદનામાં, સપડાવ છો.

પ્રશ્નનો વિચાર કરે છે એ મનને જ્યાંસુધી તમે સમજો નહિ ત્યાંસુધી જાતીય વેગનો પ્રશ્ન અતિશય મુશ્કેલ અને ગૂંચવાડાભર્યો રહેશે. એ ક્રિયા કદી પ્રશ્નરૂપ થતી નથી પણ એ ક્રિયાનો વિચાર પ્રશ્નને ઉપસ્થિત કરે છે. એ કાર્યને તમે સુરક્ષિત રાખો છો; તમે સ્વચ્છંદી રીતે જીવો છો અગર પરણીને વિષયસુખ ભોગવો છો અને એ રીતે તમારી પત્નીનો તમે અધમ ઉપયોગ કરો છો. આ બધું દેખીતી રીતે પ્રતિષ્ઠિત લેખાય છે અને એટલેથી જ તમને સંતોષ થાય છે. ખરેખર, જ્યારે તમે 'હું'ના અને 'મારૂં'ના—મારી પત્ની, મારૂં બાળક, મારી મિલકત, મારી મોટર, મારી પ્રાપ્તિ, મારી સફળતા,—બંધારણને, એની આખી ક્રિયાને, સમજો ત્યારે જ આ પ્રશ્નનો ઉકેલ થઇ શકે. આ સઘળું સમજો નહિ અને દૂર કરો નહિ ત્યાસુધી જાતીય સંબંધ પ્રશ્નરૂપ જ રહેશે. જ્યાંસુધી તમે રાજકીય, ધાર્મિક કે અન્ય કોઈ રીતે મહત્ત્વાકાંક્ષી છો, જ્યાંસુધી તમે અહમને, મનને, અનુભવ કરનારને, તમારા પોતાને ખાતર, તમારા દેશને ખાતર, તમારા પક્ષને ખાતર, તમારા ધર્મના વિચારને ખાતર, મહત્વાકાંક્ષાથી પોષો છો, જ્યાંસુધી અહમના વિસ્તારની આ ક્રિયા છે, ત્યાસુધી જાતીય વેગનો પ્રશ્ન ચાલુ જ રહેશે. એક પાસે તમે તમારી જાતને ઘડી રહ્યા છો, પોષી રહ્યા છો, એનો વિસ્તાર વધારી રહ્યા છો, અને બીજી પાસે તમે તમારી જાતને, ભલેને ક્ષણવાર પણ, ભૂલી જવા, વિસરી જવા, પ્રયત્ન કરી રહ્યા છો. આ બે ક્રિયાઓ એક સાથે કેવી રીતે થઈ શકે? તમારૂં

# ૨૨. પ્રેમ

પ્ર : પ્રેમનો આપ શો અર્થ કરો છો ?

કૃષ્ણમૂર્તિ : નકારવૃત્તિથી પ્રેમને આપણે સમજીએ કારણકે પ્રેમથી આપણે અજ્ઞાત છીએ એટલે જ્ઞાતને દૂર કરી આપણે એને સમજવો જોઈએ. જ્ઞાતથી ભરેલું મન અજ્ઞાતને સમજી શકે નહિ. એટલે જ્ઞાતનાં મૂલ્યાંકન આપણે શોધી કાઢીએ, જ્ઞાતને આપણે તપાસીએ અને જ્યારે તિરસ્કાર વિના એને નિષ્પક્ષપાતપણે તપાસીએ છીએ ત્યારે જ મન જ્ઞાત બાબતોથી મુક્ત થાય છે પછી જ પ્રેમ શું છે એ આપણે સમજીશું માટે આપણે એને હકારવૃત્તિથી નહિ પણ નકારવૃત્તિથી સમજવો જોઈએ.

આપણામાંથી ઘણાખરા માટે પ્રેમ એટલે શું છે ? જ્યારે આપણે કહીએ છીએ કે અમુકને હું ચાહું છું ત્યારે આપણે શું કહેવા માગીએ છીએ ? એ વ્યક્તિ પ્રત્યે આપણે માલિકીભાવ રાખીએ છીએ. એ જ કહેવાનો અર્થ છે. એ માલિકીભાવમાંથી ઈર્ષા જન્મે છે કારણકે જો એ વ્યક્તિ મારી પાસેથી જતી રહે તો શું બનવા પામે છે ? હું ખાલીપણું અનુભવું છું; હુ નિરાધાર બની જાઉં છું માટે એ માલિકીપણું કાયદેસર ગણાય એમ હું કરૂં છું. હું એ સ્ત્રીનો, પુરૂષનો માલિક બનું છું, એ વ્યક્તિનો માલિક બનવાથી ઈર્ષા ઉત્પન્ન થાય છે. એમાંથી ભય અને માલિકીભાવમાંથી ઉત્પન્ન થતા અસંખ્ય અનિષ્ટો ઉત્પન્ન થાય છે. ખરેખર આવો માલિકીભાવ પ્રેમ ન જ કહેવાય.

એ તો સ્પષ્ટ છે કે મનોભાવ ( Sentiment ) એ પ્રેમ નથી. મનોભાવવાળા થવું, લાગણીવશ થવું એ પ્રેમ નથી કારણકે મનોભાવ કે લાગણી કેવળ સંવેદનો જ છે. જે ધાર્મિક માણસ ક્રાઈસ્ટ માટે કે કૃષ્ણ માટે, પોતાના ગુરૂ માટે કે અન્ય કોઈને માટે આંસુ સારે છે એ તો ફક્ત મનોભાવવાળો અને લાગણીવશ જ છે. એ સંવેદનોમાં જીવે છે અને એ તો વિચારની ક્રિયા છે અને વિચાર એ પ્રેમ નથી. વિચાર

સંવેદનનું પરિણામ છે એટલે જે વ્યક્તિ મનોભાવવાળી છે, લાગણીવશ છે એ પ્રેમને પીછાની શકે નહિ. વળી આપણે લાગણીવશ કે મનોભાવવાળા નથી? મનોભાવ, લાગણીમયતા એ તો અહમ્‌ના વિસ્તારનો જ પ્રકાર છે લાગણીથી ઉભરાવું એ ખરેખર પ્રેમ નથી કારણ કે જ્યારે પોતાની લાગણીઓનો જવાબ ન મળે, જ્યારે પોતાની લાગણીઓને પ્રકટ થવાનું દ્વાર ન મળે, ત્યારે એવો લાગણીવશ માણસ ઘાતકી પણ બની શકે છે. લાગણીવશ માણસને દ્વેષની, વિગ્રહની, નિર્દયતાની હદ સુધી ઉશ્કેરી શકાય છે માટે જે માણસ મનોભાવવાળો છે, પોતાના ધર્મને માટે જેની આંખ આંસુઓથી ભરેલી છે એનામાં ખરેખર પ્રેમ નથી.

ક્ષમા એ શું પ્રેમ છે? ક્ષમામાં શુ રહેલું છે? તમે મારું અપમાન કરો છો, મને રોષ થાય છે, હું એ યાદ રાખું છુ. પછી દબાણને લઈને કે પસ્તાવાને લઈને હુ કહુ છું કે 'હુ તમને ક્ષમા આપું છું,' પ્રથમ હુ સંગ્રહ કરૂ છુ અને પછી હું એને તજું છુ એનો શો અર્થ થાય? મુખ્ય વ્યક્તિ તો હુ જ છુ હું જ મહત્ત્વ ભોગવું છું, હુ કોઈને ક્ષમા આપી રહ્યો છું. જ્યાંસુધી ક્ષમા આપવાની દૃષ્ટિ છે ત્યાં સુધી જેણે મારૂં અપમાન કર્યું હોય એમ માનવામાં આવે છે એ વ્યક્તિ નહિ પણ હું જ મહત્ત્વનો છું માટે જ્યારે હું રોષ ગ્રહણ કરૂં અને પછી એ રોષનો ત્યાગ કરૂં-અને આ ક્રિયાને આપણે ક્ષમા કહીએ છીએ-ત્યારે એ પ્રેમ નથી. એ તો દેખીતુ જ છે કે જે માણસ ચાહે છે એને દુશ્મનાવટ હોતી નથી અને એવી બાબતોને એ લક્ષમાં લેતો નથી. સહાનુભૂતિ, ક્ષમા, માલિકીભાવનો સંબંધ, ઇર્ષા અને ભય-આ સઘળાં પ્રેમ નથી. આ સઘળી મનની ક્રિયાઓ છે. નથી? જ્યાંસુધી નિર્ણય કરનાર મન હોય છે ત્યાંસુધી પ્રેમ હોતો નથી કારણકે મન કેવળ માલિકીભાવથી જ નિર્ણય કરે છે અને એનો નિર્ણય જુદા પ્રકારે માલિકીભાવ જ છે. મન પ્રેમને અશુદ્ધ બનાવે છે; એ પ્રેમને જન્મ આપી શકતુ નથી, એ માધુર્ય આપી શકતું નથી. તમે પ્રેમ વિષે કાવ્ય લખી શકો પણ એ પ્રેમ નથી.

જીવન વિરોધભાવોવાળું છે. એમાં 'હું'ને પ્રબળ કરવાનો અને 'હું'ને ભૂલવાનો ભાવ છે. જાતીય વેગ એ પ્રશ્ન નથી; તમારા જીવનમાં રહેલો આ વિરોધભાવ એ પ્રશ્ન છે; અને એ વિરોધભાવ મનથી દૂર કરી શકાય નહિ કારણકે મન પોતે જ એ વિરોધભાવ છે. તમારા નિત્ય જીવનની આખી ક્રિયા સંપૂર્ણ રીતે સમજો ત્યારે જ આ વિરોધભાવને સમજી શકાય સિનેમામાં જવું અને પડદા પર સ્ત્રીઓને નીરખવી, વિષયી વિચારને ઉત્તેજીત કરે એવાં પુસ્તકો વાચવાં, કે અર્ધનગ્ન ચિત્રોવાળાં માસિકો વાંચવાં, સ્ત્રીઓ તરફ દૃષ્ટિ કરવાની તમારી રીત, અરસપરસનાં કપટી નયનો,–આ સઘળું અહમ્‌ને પ્રબળ બનાવવામાં મનને ખોટી રીતે ઉત્તેજન આપી રહ્યું છે અને સાથે સાથે તમે માયાળુ, પ્રેમાળ અને નમ્ર બનવાનો પ્રયાસ કરી રહ્યા છો આ બે સાથે બની શકે નહિ જે માણસ આધ્યાત્મિક માર્ગે કે અન્ય કોઈ માર્ગે મહત્ત્વાકાંક્ષી છે એ પ્રશ્ન વિનાનો હોય જ નહિ કારણકે જ્યારે અહમ્‌નું વિસ્મરણ થાય, જ્યારે 'હું'નો લય થાય, ત્યારે જ પ્રશ્નનો અંત આવે છે. અને અહમ્‌ના લયની એ અવસ્થા સંકલ્પબળથી આવતી નથી, એ કોઈ પ્રતિક્રિયા નથી. જાતીય વૃત્તિ પ્રતિક્રિયા બને છે. મન જ્યારે પ્રશ્નનો નિવેડો લાવવા પ્રયત્ન કરે છે ત્યારે એ પ્રશ્નને વધારે ગૂંચવાડાભર્યો, વધારે આફતરૂપ અને વધારે વેદનામય બનાવે છે. જાતીય ભોગની ક્રિયા પ્રશ્નરૂપ નથી પણ મન પ્રશ્નરૂપ છે, જે મન કહે છે કે મારે પવિત્ર થવું જોઈએ એ મન પ્રશ્નરૂપ છે. પવિત્રતા મનના ક્ષેત્રની નથી; મન પોતાની ક્રિયાનું દમન જ કરી શકે અને દમન એ પવિત્રતા નથી પવિત્રતા કોઈ સદ્‌ગુણ નથી, પવિત્રતાની ખીલવણી થઈ શકે નહિ. જે માણસ નમ્રતા કેળવી રહ્યો છે એ ખરેખર નમ્ર નથી. પોતાના ગર્વને એ ભલે નમ્રતા કહે પણ એ ગર્વિષ્ઠ માણસ જ છે અને તેથી જ એ નમ્ર થવા પ્રયત્ન કરે છે. ગર્વ નમ્ર બની શકે નહિ અને પવિત્રતા મનની બાબત નથી–તમે પવિત્ર થઇ શકો નહિ. જ્યારે પ્રેમ હોય ત્યારે જ પવિત્રતાને તમે ઓળખશો અને પ્રેમ એ મનનો નથી કે એ મનની બાબત નથી.

માટે જ જાતીયવૃત્તિનો પ્રશ્ન જે જગતમાં ઘણા માણસોને સતાવી રહ્યો છે એનો ઉકેલ મનને સમજ્યા વિના થઈ શકે નહિ. વિચારની ક્રિયાનો આપણે અંત લાવી શકીએ નહિ પણ જ્યારે મનનો લય થાય ત્યારે વિચારનો અંત આવે છે અને જ્યારે આખી ક્રિયા સમજાય ત્યારે જ મનનો લય થાય. મન અને મનના વિચારો વચ્ચે જુદાઈ હોય ત્યારે ભય પેદા થાય છે; જ્યારે વિચાર કરનાર હોતો નથી ત્યારે જ વિચારમાં ઘર્ષણ હોતું નથી. જે નિર્વિવાદ છે એને સમજવા માટે પ્રયત્નની જરૂર નથી વિચારથી જ વિચાર કરનાર પેદા થાય છે. પછી વિચાર કરનાર પોતાના વિચારોનું ઘડતર કરવા, એમનો નિગ્રહ કરવા, એમનો અંત લાવવા, પ્રયત્ન કરે છે. વિચાર કરનાર કલ્પિત છે, એ મનની ભ્રાંતિ છે. સત્ય હકીકતરૂપે વિચારને સમજાય ત્યારે હકીકત વિષે કોઈ વિચાર કરવાની જરૂર રહેતી નથી. જો સરલ, શાંત જાગૃતિ હોય તો હકીકતમાં જે સમાયલું છે એ પ્રકટ થવા માંડે છે. માટે જ હકીકત રૂપે વિચારનો અંત આવે છે. પછી તમને જણાશે કે જે પ્રશ્નો તમારા મન હૃદયને કોતરી રહ્યા છે એનો અને આપણી સમાજ રચનાના પ્રશ્નોનો ઉકેલ કરી શકાય છે. પછી જાતીય પ્રશ્ન રહેતો નથી. એ એનુ યોગ્ય સ્થાન ભોગવે છે. એ પવિત્ર પણ નથી કે અપવિત્ર પણ નથી. જાતીય વૃત્તિને સ્થાન છે પણ મન જ્યારે એને ઘણું મોટું સ્થાન આપે છે ત્યારે એ પ્રશ્નરૂપ બને છે. મન જાતીય વૃત્તિને મોટુ સ્થાન આપે છે કારણકે કોઈ પણ પ્રકારના સુખ વિના એ રહી શકતુ નથી અને તેથી જાતીયવૃતિ પ્રશ્ન બને છે. મન જ્યારે પોતાની આખી ક્રિયા સમજે અને એ રીતે જ્યારે એનો અંત આવે એટલે કે જ્યારે વિચારની ક્રિયા અટકે ત્યારે જ સર્જન અવસ્થા આવે છે અને એ સર્જન અવસ્થા જ આપણને સુખી બનાવે છે. સર્જનની એ અવસ્થામાં જીવવું એ સુખ છે કારણકે એમાં અહમનુ વિસ્મરણ છે અને એ વિસ્મરણમાં અહમની કોઈ પ્રતિક્રિયા હોતી નથી. રોજના જાતીય પ્રશ્નનો આ મોઘમ જવાબ નથી—એનો ફક્ત આ જ જવાબ છે. મન પ્રેમનો અનાદર કરે છે અને પ્રેમ વિના પવિત્રતા આવતી નથી, પ્રેમ નથી. માટે જ તમે જાતીયવૃત્તિને પ્રશ્નરૂપ બનાવો છો,

## ૨૨. પ્રેમ

પ્ર: પ્રેમનો આપ શો અર્થ કરો છો ?

કૃષ્ણમૂર્તિ : નકારવૃત્તિથી પ્રેમને આપણે સમજીએ કારણકે પ્રેમથી આપણે અજ્ઞાત છીએ એટલે જ્ઞાતને દૂર કરી આપણે એને સમજવો જોઈએ. જ્ઞાતથી ભરેલું મન અજ્ઞાતને સમજી શકે નહિ. એટલે જ્ઞાતનાં મૂલ્યાંકન આપણે શોધી કાઢીએ, જ્ઞાતને આપણે તપાસીએ અને જ્યારે તિરસ્કાર વિના એને નિષ્પક્ષપાતપણે તપાસીએ છીએ ત્યારે જ મન જ્ઞાત બાબતોથી મુક્ત થાય છે પછી જ પ્રેમ શું છે એ આપણે સમજીશું માટે આપણે એને હકારવૃત્તિથી નહિ પણ નકારવૃત્તિથી સમજવો જોઈએ.

આપણામાંથી ઘણાખરા માટે પ્રેમ એટલે શું છે ? જ્યારે આપણે કહીએ છીએ કે અમુકને હું ચાહું છું ત્યારે આપણે શું કહેવા માગીએ છીએ ? એ વ્યક્તિ પ્રત્યે આપણે માલિકીભાવ રાખીએ છીએ એ જ કહેવાનો અર્થ છે. એ માલિકીભાવમાંથી ઈર્ષા જન્મે છે કારણકે જો એ વ્યક્તિ મારી પાસેથી જતી રહે તો શું બનવા પામે છે ? હું ખાલીપણું અનુભવું છું; હું નિરાધાર બની જાઉં છું માટે એ માલિકીપણું ફાયદેસર ગણાય એમ હું કરું છું. હું એ સ્ત્રીનો, પુરુષનો માલિક બનું છું, એ વ્યક્તિનો માલિક બનવાથી ઈર્ષા ઉત્પન્ન થાય છે. એમાંથી ભય અને માલિકીભાવમાંથી ઉત્પન્ન થતા અસંખ્ય અનિષ્ટો ઉત્પન્ન થાય છે. ખરેખર આવો માલિકીભાવ પ્રેમ ન જ કહેવાય.

એ તો સ્પષ્ટ છે કે મનોભાવ ( Sentiment ) એ પ્રેમ નથી. મનોભાવવાળા થવું, લાગણીવશ થવું એ પ્રેમ નથી કારણકે મનોભાવ કે લાગણી કેવળ સંવેદનો જ છે. જે ધાર્મિક માણસ જીસસ માટે કે કૃષ્ણ માટે, પોતાના ગુરુ માટે કે અન્ય કોઈને માટે આંસુ સારે છે એ તો ફક્ત મનોભાવવાળો અને લાગણીવશ જ છે. એ સંવેદનોમાં જીવે છે અને એ તો વિચારની ક્રિયા છે અને વિચાર એ પ્રેમ નથી. વિચાર

સંવેદનનું પરિણામ છે એટલે જે વ્યક્તિ મનોભાવવાળી છે, લાગણીવશ છે એ પ્રેમને પીછાની શકે નહિ. વળી આપણે લાગણીવશ કે મનોભાવવાળા નથી? મનોભાવ, લાગણીમયતા એ તો અહમ્‌ના વિસ્તારનો જ પ્રકાર છે લાગણીથી ઉભરાવું એ ખરેખર પ્રેમ નથી કારણ કે જ્યારે પોતાની લાગણીઓનો જવાબ ન મળે, જ્યારે પોતાની લાગણીઓને પ્રકટ થવાનું દ્વાર ન મળે, ત્યારે એવો લાગણીવશ માણસ ઘાતકી પણ બની શકે છે. લાગણીવશ માણસને દ્વેષની, વિગ્રહની, નિર્દયતાની હદ સુધી ઉશ્કેરી શકાય છે માટે જે માણસ મનોભાવવાળો છે, પોતાના ધર્મને માટે જેની આંખ આંસુઓથી ભરેલી છે એનામાં ખરેખર પ્રેમ નથી.

ક્ષમા એ શું પ્રેમ છે? ક્ષમામાં શું રહેલું છે? તમે મારૂં અપમાન કરો છો, મને રોષ થાય છે, હું એ યાદ રાખું છું. પછી દબાણને લઈને કે પસ્તાવાને લઈને હું કહું છુ કે 'હું તમને ક્ષમા આપું છું,' પ્રથમ હું સંગ્રહ કરૂં છુ અને પછી હું એને તજું છું એનો શો અર્થ થાય? મુખ્ય વ્યક્તિ તો હું જ છુ હું જ મહત્ત્વ ભોગવું છું, હું કોઈને ક્ષમા આપી રહ્યો છું. જ્યાંસુધી ક્ષમા આપવાની દૃષ્ટિ છે ત્યાં સુધી જેણે મારૂં અપમાન કર્યું હોય એમ માનવામાં આવે છે એ વ્યક્તિ નહિ પણ હું જ મહત્ત્વનો છુ માટે જ્યારે હું રોષ ગ્રહણ કરૂં અને પછી એ રોષનો ત્યાગ કરૂં—અને આ ક્રિયાને આપણે ક્ષમા કહીએ છીએ-ત્યારે એ પ્રેમ નથી. એ તો દેખીતુ જ છે કે જે માણસ ચાહે છે એને દુશ્મનાવટ હોતી નથી અને એવી બાબતોને એ લક્ષમાં લેતો નથી. સહાનુભૂતિ, ક્ષમા, માલિકીભાવનો સંબંધ, ઈર્ષા અને ભય—આ સઘળાં પ્રેમ નથી. આ સઘળી મનની ક્રિયાઓ છે નથી? જ્યાંસુધી નિર્ણય કરનાર મન હોય છે ત્યાંસુધી પ્રેમ હોતો નથી કારણકે મન કેવળ માલિકીભાવથી જ નિર્ણય કરે છે અને એનો નિર્ણય જુદા પ્રકારે માલિકીભાવ જ છે. મન પ્રેમને અશુદ્ધ બનાવે છે; એ પ્રેમને જન્મ આપી શકતું નથી, એ માધુર્ય આપી શકતું નથી. તમે પ્રેમ વિષે કાવ્ય લખી શકો પણ એ પ્રેમ નથી.

તમારામાં આદર ન હોય, જ્યારે તમે બીજા પ્રત્યે આદર દાખવતા ન હો, પછી એ તમારો નોકર હોય કે મિત્ર હોય, ત્યારે પણ તમારામાં પ્રેમ નથી એ દેખીતુ જ છે. તમે તમારા નોકરો પ્રત્યે, તમારાથી કહેવાતી નીચી પાયરીના માણસો પ્રત્યે સન્માનવાળા, માયાળુ, ઉદાર નથી એ તમે જોયું નથી? પણ જેઓ તમારાથી ઉંચા દરજ્જાના હોય, તમારા અધિકારી હોય, જેઓ લક્ષાધીપતિ હોય, મોટાં ઘરવાળા ને ખીતાબોવાળા હોય, જેઓ તમને સારી પદવી, સારી નોકરી આપી શકે એમ હોય, જેમની પાસેથી તમે કાંઈ મેળવી શકો એમ હોય તેવાઓ પ્રત્યે તમને સન્માન હોય છે. પણ તમારાથી નીચી પાયરીના હોય એમને તમે લાત મારો છો, એમની સાથે વાત કરવાની તમારી ભાષા પણ જુદી હોય છે. માટે જ્યાં આદર નથી ત્યાં પ્રેમ નથી, જ્યા દયા નથી, કરુણા નથી, ક્ષમા નથી, ત્યાં પ્રેમ નથી અને ઘણાઓની આ જ સ્થિતિ છે એટલે આપણામાં પ્રેમ નથી જ આપણે નથી આદરવાળા, નથી દયાળુ, નથી ઉદાર; આપણે માલિકીભાવવાળા છીએ, મનોભાવ અને લાગણીથી ભરેલા છીએ, જેનો ઉપયોગ સંહાર કરવામાં, કતલ કરવામાં કે કોઈ વિચારહીન, અજ્ઞાન કાર્ય માટે એકત્ર કરવામાં પણ થઈ શકે. માટે આ સ્થિતિમાં પ્રેમ કેવી રીતે હોઈ શકે?

જ્યારે આ બધી બાબતોનો અંત આવ્યો હોય, જ્યારે આ બધી બાબતો નાબૂદ થઈ હોય, જ્યારે તમારામાં માલિકી ભાવ ન હોય, કોઈ પણ હેતુ (કાર્ય)માટે ભક્તિ રાખી તમે લાગણીવાળા ન હો ત્યારે જ તમે પ્રેમને પીછાની શકો. કોઈ પણ હેતુ માટેની ભક્તિ યાચના છે, બીજા રૂપે કોઈ વસ્તુની માગણી છે. જે માણસ યાચના કરે છે એ પ્રેમને ઓળખતો નથી. તમે માલિકીભાવવાળા છો, ભક્તિ અને યાચના જે તમને લાગણીવાળા અને મનોભાવવાળા બનાવે છે એ દ્વારા તમે કોઈ હેતુ, કોઈ પરિણામ શોધી રહ્યા છો એટલે સ્વાભાવિક છે કે તમારામાં પ્રેમ નથી. અને જ્યારે આદર ન હોય ત્યારે પણ પ્રેમ ન જ હોય એ સ્પષ્ટ છે. તમે કહેશો કે,

અમારામાં આદર છે પણ તમે તમારાથી ચઢિયાતાઓને માન આપો છો પણ એ સન્માન કાંઈ મેળવવાની વૃત્તિમાંથી, ભયમાંથી, જન્મેલ છે જો તમારામાં ખરેખર આદર હોય તો તમે નીચા અને કહેવાતા ઊંચા બન્ને પ્રત્યે માન દાખવો છો પણ તમારામા એ તો નથી એટલે તમારામાં પ્રેમ નથી આપણામાંથી કેટલા થોડા જ ઉદાર, ક્ષમાવાન, દયાળુ છે! જ્યારે તમને કાંઈ મળતું હોય ત્યારે તમે ઉદાર બનો છો, બદલામાં કાંઈ મળવાની આશા હોય ત્યારે તમે દયાળુ બનો છો. માટે જ જ્યારે આ બધી વસ્તુઓ જતી રહે, જ્યારે આવી બાબતોમાં તમારું મન રોકાયેલું ન રહે, અને મનની વસ્તુઓથી તમારું હૃદય ભરેલું ન રહે ત્યારે જ પ્રેમ પ્રકટ થાય છે. અને દુનિયાના અત્યારના ગાંડપણનું, દુનિયાની અત્યારની ઘેલછાનું પરિવર્તન કેવળ પ્રેમ જ કરી શકે—નહિ કે વિચાર શ્રેણીઓ, નહિ કે આ કે પેલા પક્ષના મંતવ્યો. જ્યારે તમારામાં માલિકી ભાવ ન હોય, જ્યારે તમે ઈર્ષાળુ કે લોભી ન હો, જ્યારે તમે સન્માન દાખવતા હો, જ્યારે તમારામા દયા અને કરૂણા હોય, જ્યારે તમને તમારી પત્ની, તમારાં બાળકો, તમારા પાડોશી માટે, તમારા દુર્ભાગી નોકરો માટે લાગણી હોય ત્યારે જ તમે સાચી રીતે ચાહો છો એમ કહેવાય.

પ્રેમનો વિચાર થઈ શકે નહિ, પ્રેમની ખીલવટ થઈ શકે નહિ, પ્રેમની તાલીમ લઈ શકાય નહિ પ્રેમનો અભ્યાસ, બંધુભાવનો અભ્યાસ, એ પણ મનના ક્ષેત્રનો જ છે માટે એ પ્રેમ નથી. આ બધું જ્યારે અટકી જાય ત્યારે પ્રેમ પ્રકટ થાય છે, ત્યારે પ્રેમ શું છે એ તમે જાણો છો પછી પ્રેમને પ્રમાણ સાથે નહિ પણ પ્રકાર સાથે સંબંધ છે તમે એમ કહેતા નથી કે 'હું આખી દુનિયાને ચાહું છું, પણ એકને કેમ ચાહવો એ જાણો છો ત્યારે સઘળાંને કેમ ચાહવાં એ પણ તમે જાણો છો પણ એકને કેમ ચાહવો એ આપણે જાણતા નથી. માટે જ માનવજાતિ માટેનો આપણો પ્રેમ કલ્પિત છે જ્યારે તમે ચાહો છો ત્યારે એક કે અનેકનો પ્રશ્ન રહેતો નથી. પછી તો કેવળ પ્રેમ જ રહે છે. જ્યારે પ્રેમ પ્રકટ થાય ત્યારે જ આપણા સઘળા પ્રશ્નોનુ નિરાકરણ થાય અને પછી જ પ્રેમનો આનંદ અને પ્રેમનું સુખ આપણે જાણી શકીએ.

## ૨૩. મૃત્યુ

પ્ર: મૃત્યુને જીવન સાથે શો સબંધ છે?

કૃષ્ણમૂર્તિ: જીવન અને મૃત્યુ જુદાં છે? મૃત્યુને આપણે જીવનથી જુદું શા માટે ગણીએ છીએ? મૃત્યુનો આપણને ડર શા માટે રહે છે? અને મૃત્યુ સબધી આટલાં બધાં પુસ્તકો શા માટે લખાયાં છે? જીવન અને મૃત્યુ વચ્ચે આ અંતર શા માટે છે? અને એ જુદાઈ સાચી છે કે એ મનસ્વી, મન રચિત છે?

જ્યારે આપણે જીવન વિષે વાત કરીએ છીએ ત્યારે જીવન એટલે જેમાં એકરૂપતા છે એવી ચાલુ રહેવાની ક્રિયા એમ કહેવા માગીએ છીએ. હું અને મારું ઘર, હું અને મારી પત્ની, હું અને બેન્કનું મારું ખાતું, હું અને ભૂતકાળના અનુભવો—જીવનનો આપણે આ અર્થ કરીએ છીએ. નહિ વારુ? જીવન એટલે જાગ્રત તેમ જ અજાગ્રત મનનાં સ્મરણો જેમાં અનેક મંથન, કજીઆ, પ્રસંગો, અનુભવો વગેરે રહેલાં છે એવાં સ્મરણોમાં ચાલુ રહેવાની ક્રિયા. આ સઘળાને આપણે જીવન કહીએ છીએ; એના વિરોધમાં મૃત્યુ છે જે આ સઘળાંનો અંત લાવે છે. મૃત્યુને વિરોધી વસ્તુ તરીકે ઉત્પન્ન કરી અને એનાથી ગભરાઈ આપણે જીવન અને મૃત્યુ વચ્ચેનો સંબંધ તપાસીએ છીએ; જો કોઈ સમજૂતી વડે, પુનર્જન્મ જેવી કોઈ માન્યતા વડે કે પરલોકની માન્યતા વડે જો એ અંતર આપણે પૂરી શકીએ તો આપણને સતોષ થાય છે. આપણે પુનર્જન્મમાં કે વિચારના ચાલુ રહેવાના બીજા કોઈ પ્રકારમાં માનીએ છીએ અને પછી જ્ઞાત અને અજ્ઞાત વચ્ચે સબંધ ખડો કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ જ્ઞાત અને અજ્ઞાત વચ્ચેની જુદાઈ દૂર કરી એમને એક કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ અને એ રીતે ભૂતકાળ અને ભવિષ્યકાળ વચ્ચેનો સબંધ શોધવા પ્રયત્ન કરીએ છીએ. આપણે

આમ જ કરી રહ્યા છીએ ખરું ને ? પછી જીવન અને મૃત્યુ વચ્ચે કોઈ સંબંધ છે કે કેમ એ આપણે પૂછીએ છીએ. જીવન અને મૃત્યુને સળંગ કેમ બનાવી દેવાં એ જાણવા આપણે માગીએ છીએ—આપણી આ મૂળ ઇચ્છા છે.

હવે અંતને એટલે કે મૃત્યુને જીવન દરમ્યાન જાણી શકાય ? આપણા જીવન દરમ્યાન મૃત્યુ શું છે એ જો આપણે જાણી શકીએ તો આપણા પ્રશ્નનો અંત આવશે. આપણે જીવતા હોઈએ એ દરમ્યાન આપણે અજ્ઞાતનો અનુભવ કરી શકતા નથી માટે જ આપણને એનો ભય રહે છે. આપણે જ્ઞાતના પરિણામ છીએ અને અજ્ઞાત જેને આપણે મૃત્યુ કહીએ છીએ એ બેની વચમાં સંબંધ સ્થાપિત કરવાનો આપણો પ્રયત્ન છે. ભૂતકાળ અને મન જેનો વિચાર કરી શકે નહિ, જેને આપણે મૃત્યુ કહીએ છીએ, એ બેની વચ્ચે સંબંધ હોઈ શકે ખરો ? આ બેને આપણે શા માટે જુદા પાડીએ છીએ ? આપણું મન કેવળ જ્ઞાતની જ મર્યાદામાં, જે ચાલુ રહે છે એની જ મર્યાદામા, કાર્ય કરી શકે છે એ એનું કારણ નથી ? માણસ એક વિચાર કરનાર તરીકે જ, દુઃખ, આનંદ, પ્રેમ, સ્નેહ, જુદા જુદા અનુભવોનાં ચોક્કસ સ્મરણોવાળા કાર્ય કરનાર તરીકે જ, પોતાને ઓળખે છે, નહિ તો પોતે કાંઇ છે એવું એને સ્મરણ જ ન રહેત. હવે જ્યારે એ કાંઈકનો અંત આવે છે અને એને આપણે મૃત્યુ કહીએ છીએ ત્યારે અજ્ઞાતનો ભય પેદા થાય છે એટલે અજ્ઞાતને આપણે જ્ઞાતની મર્યાદામાં લાવવા માગીએ છીએ અને આપણો બધો પ્રયાસ અજ્ઞાતને ચાલુ રાખવાનો જ હોય છે એનો અર્થ એ જ કે જીવન જેમાં મૃત્યુ સમાયલું છે એને આપણે સમજવા માગતા નથી પણ ચાલુ કેમ રહેવું અને અંત કેમ ન આવે એ જ જાણવા આપણે માગીએ છીએ. આપણે જીવન અને મૃત્યુને જાણવા માગતા નથી, અંત આવ્યા સિવાય આપણે કેમ ચાલુ રહીએ એ જ જાણવા માગીએ છીએ.

જે ચાલુ રહે છે એમાં નવસર્જન હોતું નથી. જેમાં ચાલુ રહેવાની ક્રિયા છે એમાં કાંઈ નવું હોતુ નથી, કાઈ સર્જન, હોતું નથી. આ વાત સ્પષ્ટ છે. જ્યારે ચાલુ રહેવાની ક્રિયાનો અંત આવે ત્યારે જે

સદા નવીન છે એ જાણવાની શક્યતા છે. પણ આ અંત લાવવાની ક્રિયાથી જ આપણે ડરીએ છીએ અને એ અંત લાવવામાં જ નવ સર્જન અને અજ્ઞાત શક્ય બને છે, નહિ કે આપણા અનુભવો, આપણાં સ્મરણો અને આપણાં દુઃખો દિનપ્રતિદિન ચાલુ રાખવામાં, એ આપણે સમજતા નથી. જે ભૂતકાળનું છે એ સઘળાનો જો આપણે નિત્ય નિત્ય અંત લાવીએ તો જે નવું છે એ આવી શકે છે, જ્યાં જૂનું ચાલુ રહે છે ત્યાં નવીન હોતું નથી. જે નવું છે તે સર્જક છે, અજ્ઞાત છે, અનાદિ અનંત છે, ઈશ્વર અગર જે કહો એ છે. ભૂતકાળને ચાલુ રાખનાર વ્યક્તિ અજ્ઞાતને, સત્યને, અનાદિ અનંતને શોધે છે પણ એ એને મળશે નહિ; કારણકે પોતાનામાંથી જે કાંઈ એણે ઉત્પન્ન કર્યું છે એ જ એને મળશે અને એ જે કાંઈ ઉત્પન્ન કરે છે એ સત્ય નથી. અંત લાવવામાં જ, મૃત્યુમાં જ, નવાને ઓળખી શકાય; અને જે માણસ જીવન અને મૃત્યુ વચ્ચે સંબંધ શોધે છે, પોતે જેને (જ્ઞાતથી) પરનું માનતો હોય એની સાથે જે ચાલુ રહે છે એને એક કરવા માગે છે એ માણસ પોતે જ રચેલી કલ્પિત અને અસત્ય દુનિયામાં વસે છે

હવે જીવતા હોઈએ એ દરમ્યાન મરવું એટલે કે સઘળાનો અંત આણવો–શક્ય છે? આ જગતમાં જ્યાં દરેક કાંઈક ને કાંઈક વધારે બની રહ્યું છે કે કાંઈકને કાંઈક ઓછું બની રહ્યું છે, જ્યાં બધી જ ક્રિયા આગળ વધવાની, ઉંચે ચઢવાની, સફળ થવાની છે એવા જગતમાં જીવતા હોઈએ એ દરમ્યાન મૃત્યુને જાણવું શક્ય છે? વિગતોના સ્મરણનો નહિ, તમારે ઘેર જવાના રસ્તા વગેરેના સ્મરણનો નહિ, પણ ચિત્તની સલામતીના સ્મરણથી ઉદ્‌ભવતી અંદરની આસક્તિનાં, તથા પોતે સલામતી અને સુખ શોધતો હોય એવાં સંગ્રહી રાખેલાં સ્મરણોનો અંત લાવવો શક્ય છે? આ સઘળાનો અંત લાવવો શક્ય છે? અને એનો અર્થ એ જ કે નિત્ય નિત્ય મરી જાણવું કે જેથી આવતી કાલ નવી ઊગે આમ બની શકે તો જ જીવતો હોય એ દરમ્યાન પણ માણસ મૃત્યુને પીછાને છે. એ મૃત્યુમાં જ, ચાલુ રાખવાની ક્રિયાના મૃત્યુમા જ નવસર્જન છે, એમા જ અનંત સર્જન રહેલું છે.

## ૨૪. કાળ

પ્ર: ભૂતકાળનો લય એકકી વખતે થઈ શકે કે એમાં અનિવાર્ય-પણે સમયની જરૂર પડે છે?

કૃષ્ણમૂર્તિ આપણે ભૂતકાળનું પરિણામ છીએ. આપણા વિચારો ગઈકાલ અને એવી અસંખ્ય ગઈકાલો પર રચાયલા છે. આપણે કાળના પરિણામ છીએ અને આપણા પ્રત્યાઘાતો, આપણું અત્યારનું વલણ, અસંખ્ય પળો, પ્રસગો અને અનુભવોનું સંયુક્ત પરિણામ છે. એટલે આપણામાંથી મોટા વર્ગને માટે ભૂતકાળ એ જ વર્તમાનકાળ છે અને એ હકીકતનો ઈનકાર થઈ શકે નહિ. તમે, તમારા વિચારો, તમારાં કાર્યો, તમારા પ્રત્યાઘાતો, ભૂતકાળનાં જ પરિણામ છે. હવે પ્રશ્ન પૂછનાર જાણવા માગે છે કે એ ભૂતકાળ તતક્ષણ એટલે કે સમય જતાં નહિ પણ અત્યારે જ, નાબૂદ કરી શકાય કે નહિ, કે આ સંયુક્ત ભૂતકાળમાંથી વર્તમાનમાં મનને મુક્ત થવા માટે સમયની જરૂર પડે છે? આ પ્રશ્ન સમજવો જરૂરી છે એટલે પ્રશ્ન આ છે: આપણે દરેક જણ ભૂતકાળનું પરિણામ છીએ, સતત બદલાતી અસખ્ય અસરોની આપણી ગુપ્તભૂમિ છે એટલે કાળની ક્રિયા વિના એ ગુપ્તભૂમિને નાબૂદ કરવી શકય છે!

ભૂતકાળ એટલે શું? ભૂતકાળથી આપણે શું કહેવા માગીએ છીએ? આપણે કાળક્રમનો ભૂતકાળ તો નથી જ કહેવા માગતા, સચિત અનુભવો, સચિત પ્રત્યાઘાતો, સ્મરણો, પ્રથાઓ, જ્ઞાન, અસખ્ય વિચારો, વૃત્તિઓ, અસરો અને પ્રતિક્રિયાઓનુ, ગુપ્ત સગ્રહસ્થાન એજ ખરેખર આપણે કહેવા માગીએ છીએ એ ગુપ્તભૂમિ સહિત સત્યને સમજવું અશકય છે, કારણકે સત્ય કાળથી અબાધીત છે. એ કાળાતીત છે એટલે જે મન કાળનું પરિણામ છે એ મનવડે માણસ કાલાતીતને સમજી શકે નહિ. પ્રશ્ન પૂછનાર જાણવા માગે છે કે મનને મુક્ત કરવુ શકય છે અગર

સદા નવીન છે એ જાણવાની શક્યતા છે. પણ આ અંત લાવવાની ક્રિયાથી જ આપણે ડરીએ છીએ અને એ અંત લાવવામાં જ નવ સર્જન અને અજ્ઞાત શક્ય બને છે, નહિ કે આપણા અનુભવો, આપણાં સ્મરણો અને આપણાં દુઃખો દિનપ્રતિદિન ચાલુ રાખવામાં, એ આપણે સમજતા નથી. જે ભૂતકાળનું છે એ સઘળાનો જો આપણે નિત્ય નિત્ય અંત લાવીએ તો જે નવું છે એ આવી શકે છે, જ્યાં જૂનું ચાલુ રહે છે ત્યાં નવીન હોતું નથી જે નવું છે તે સર્જક છે, અજ્ઞાત છે, અનાદિ અનંત છે, ઈશ્વર અગર જે કહો એ છે. ભૂતકાળને ચાલુ રાખનાર વ્યક્તિ અજ્ઞાતને, સત્યને, અનાદિ અનંતને શોધે છે પણ એ એને મળશે નહિં; કારણકે પોતાનામાંથી જે કાંઈ એણે ઉત્પન્ન કર્યું છે એ જ એને મળશે અને એ જે કાંઈ ઉત્પન્ન કરે છે એ સત્ય નથી. અંત લાવવામાં જ, મૃત્યુમાં જ, નવાને ઓળખી શકાય; અને જે માણસ જીવન અને મૃત્યુ વચ્ચે સંબંધ શોધે છે, પોતે જેને (જ્ઞાતથી) પરનું માનતો હોય એની સાથે જે ચાલુ રહે છે એને એક કરવા માગે છે એ માણસ પોતે જ રચેલી કલ્પિત અને અસત્ય દુનિયામાં વસે છે.

હવે જીવતા હોઈએ એ દરમ્યાન મરવું એટલે કે સઘળાનો અંત આણવો–શક્ય છે ? આ જગતમાં જ્યાં દરેક કાંઈક ને કાંઈક વધારે બની રહ્યું છે કે કાંઈકને કાંઈક ઓછું બની રહ્યું છે, જ્યાં બધી જ ક્રિયા આગળ વધવાની, ઉંચે ચઢવાની, સફળ થવાની છે એવા જગતમાં જીવતા હોઈએ એ દરમ્યાન મૃત્યુને જાણવું શક્ય છે ? વિગતોના સ્મરણનો નહિ, તમારે ઘેર જવાના રસ્તા વગેરેના સ્મરણનો નહિ, પણ ચિત્તની સલામતીના સ્મરણથી ઉદ્‌ભવતી અંદરની આસક્તિનાં, તથા પોતે સલામતી અને સુખ શોધતો હોય એવાં સંગ્રહી રાખેલાં સ્મરણોનો અંત લાવવો શક્ય છે ? આ સઘળાનો અંત લાવવો શક્ય છે ? અને એનો અર્થ એ જ કે નિત્ય નિત્ય મરી જાણવું કે જેથી આવતી કાલ નવી ઊગે આમ બની શકે તો જ જીવતો હોય એ દરમ્યાન પણ માણસ મૃત્યુને પીછાને છે. એ મૃત્યુમાં જ, ચાલુ રાખવાની ક્રિયાના મૃત્યુમાં જ નવસર્જન છે, એમાં જ અનંત સર્જન રહેલું છે.

## ૨૪. કાળ

પ્ર: ભૂતકાળનો લય એકી વખતે થઈ શકે કે એમાં અનિવાર્ય-પણે સમયની જરૂર પડે છે?

કૃષ્ણમૂર્તિ: આપણે ભૂતકાળનું પરિણામ છીએ. આપણા વિચારો ગઈકાલ અને એવી અસંખ્ય ગઈકાલો પર રચાયલા છે. આપણે કાળના પરિણામ છીએ અને આપણા પ્રત્યાઘાતો, આપણું અત્યારનું વલણ, અસંખ્ય પળો, પ્રસગો અને અનુભવોનું સંયુક્ત પરિણામ છે. એટલે આપણામાથી મોટા વર્ગને માટે ભૂતકાળ એ જ વર્તમાનકાળ છે અને એ હકીકતનો ઇનકાર થઈ શકે નહિ. તમે, તમારા વિચારો, તમારાં કાર્યો, તમારા પ્રત્યાઘાતો, ભૂતકાળનાં જ પરિણામ છે. હવે પ્રશ્ન પૂછનાર જાણવા માગે છે કે એ ભૂતકાળ તતક્ષણ એટલે કે સમય જતાં નહિ પણ અત્યારે જ, નાબૂદ કરી શકાય કે નહિ, કે આ સંયુક્ત ભૂતકાળમાંથી વર્તમાંનમાં મનને મુક્ત થવા માટે સમયની જરૂર પડે છે? આ પ્રશ્ન સમજવો જરૂરી છે. એટલે પ્રશ્ન આ છે: આપણે દરેક જણ ભૂતકાળનું પરિણામ છીએ, સતત બદલાતી અસખ્ય અસરોની આપણી ગુપ્તભૂમિ છે એટલે કાળની ક્રિયા વિના એ ગુપ્તભૂમિને નાબૂદ કરવી શકય છે!

ભૂતકાળ એટલે શું? ભૂતકાળથી આપણે શું કહેવા માગીએ છીએ? આપણે કાળક્રમનો ભૂતકાળ તો નથી જ કહેવા માગતા, સચિત અનુભવો, સચિત પ્રત્યાઘાતો, સ્મરણો, પ્રથાઓ, જ્ઞાન, અસખ્ય વિચારો, વૃત્તિઓ, અસરો અને પ્રતિક્રિયાઓનુ, ગુપ્ત સંગ્રહસ્થાન એજ ખરેખર આપણે કહેવા માગીએ છીએ એ ગુપ્તભૂમિ સહિત સત્યને સમજવું અશકય છે, કારણકે સત્ય કાળથી અબાધીત છે. એ કાળાતીત છે એટલે જે મન કાળનુ પરિણામ છે એ મનવડે માણસ કાલાતીતને સમજી શકે નહિ. પ્રશ્ન પૂછનાર જાણવા માગે છે કે મનને મુક્ત કરવું શકય છે અગર

મન જે કાળનું પરિણામ છે એનો તત્કાલ લય થઈ શકે કે તપાસ અને પૃથક્કરણની પરંપરા વડે જ માણસ મનને એ ગુપ્તભૂમિથી મુક્ત કરી શકે.

મન જ એ ગુપ્તભૂમિ છે; મન જ કાળનું પરિણામ છે; મન જ ભૂતકાળ છે, મન ભવિષ્ય નથી. એ ભવિષ્યમાં પોતાને ખડું કરી શકે અને મન ભવિષ્યમાં જવાના માર્ગ તરીકે વર્તમાનનો ઉપયોગ કરે છે એટલે એ જે કાંઈ કરે છે છતાં, ભૂતકાળની, વર્તમાનની અને ભવિષ્યની એની ગમે એ પ્રવૃત્તિ હોય છતાં, એ કાળની જાળમાં સપડાયલું છે. મનનો સંપૂર્ણ રીતે અંત આવે, વિચારની ક્રિયાનો અંત આવે, એ શક્ય છે? સ્પષ્ટ છે કે મનનાં પડ ઘણાં છે; આપણે જેને ચેતના કહીએ છીએ એને ઘણાં પડ છે. દરેક પડ બીજા પડ સાથે જોડાયલું છે, દરેક પડ બીજા પડ પર અવલંબે છે અને અરસપરસ અસર કરે છે. આપણી આખી ચેતના અનુભવ કરી રહી છે એટલું જ નહિ પણ એ નામકરણ કરી રહી છે અને સ્મરણ રૂપે સંચય કરી રહી છે. ચેતનાની આ આખી ક્રિયા છે. ખરું ને?

જ્યારે આપણે ચેતનાની વાત કરીએ છીએ ત્યારે અનુભવની ક્રિયા, એ અનુભવનું નામ પાડવાની ક્રિયા અને એ રીતે એ અનુભવને સ્મરણમાં સંગ્રહી રાખવાની ક્રિયા, કહેવા નથી માગતા? જુદી જુદી ભૂમિકાએ આ સઘળું ચેતના છે. મન જે કાળનું પરિણામ છે એ મન ગુપ્તભૂમિમાંથી મુક્ત થવાને માટે ક્રમે ક્રમે પૃથક્કરણની ક્રિયામાંથી પસાર થઈ શકે કે કાળમાંથી સદંતર મુક્ત થઈ સત્યને એ સીધી રીતે નીહાળી શકે એ શું શક્ય છે!

ગુપ્તભૂમિમાંથી મુક્ત થવાને માટે ઘણા માનસવિશ્લેષણ-શાસ્ત્રીઓ કહે છે કે તમારે દરેક પ્રત્યાઘાતને, દરેક ગ્રન્થિને, દરેક વિઘ્નને, દરેક અંતરાયને તપાસવાં જોઈએ અને એમાં કાળની ક્રિયા સમાયલી છે એ દેખીતું છે. આનો અર્થ એ છે કે પૃથક્કરણ કરનારે પોતે કોનું પૃથક્કરણ કરી રહ્યો છે એ સમજવું જોઈએ અને પોતે જેનું પૃથક્કરણ કરે છે એનો એણે અવળો અર્થ ન કરવો જોઈએ. પોતે જેનું પૃથક્કરણ કરે

છે એનો જો ખોટો અર્થ કરે તો એના નિર્ણયો ખોટા થશે અને એથી બીજી ગુપ્તભૂમિ સ્થાપિત થશે પૃથક્કરણ કરનાર જરા પણ ચલિત થયા વિના પોતાના વિચારો અને વૃત્તિઓનુ પૃથક્કરણ કરવા સમર્થ હોવો જોઈએ. પોતાના પૃથક્કરણમાં એક પણ ડગ એણે ચૂકવુ જોઈએ નહિ કારણકે એક પણ ડગ ખોટું ભરવાથી, એક પણ ખોટો નિર્ણય કરવાથી જુદી રીતે, જુદી ભૂમિકાએ ગુપ્તભૂમિનું પુનઃ સ્થાપન થાય છે. આ પણ પ્રશ્ન છે કે પૃથક્કરણ કરનાર પોતે જેનું પૃથક્કરણ કરે છે એનાથી જુદો છે? પૃથક્કરણ કરનાર અને જેનુ પૃથક્કરણ કરવામાં આવે છે એ બંને એક જ નથી?

ખરેખર, અનુભવ કરનાર અને અનુભવ બને એક જ છે. એ બે જુદી ક્રિયાઓ નથી માટે પ્રથમ આપણે પૃથક્કરણ કરવામાં રહેલી મુસીબત તપાસીએ. આપણી ચેતનામા સમાયલી સઘળી વસ્તુઓનું પૃથક્કરણ કરી એ ક્રિયાવડે મુક્ત થવું લગભગ અશકય છે. છેવટે તો પ્રશ્ન એ જ છે કે પૃથક્કરણ કરનાર કોણ? પૃથક્કરણ કરનાર પોતાને પૃથક્કરણ કરવાની વસ્તુથી ભલે જુદો માને પણ એ એનાથી જુદો નથી. પોતે જેનું પૃથક્કરણ કરે છે એનાથી એ પોતાને જુદો ગણે પણ એ એનો ભાગ જ છે મને એક વિચાર, એક વૃત્તિ ઉદ્‌ભવે છે ધારો કે હું ગુસ્સે થયો છું. જે વ્યક્તિ ગુસ્સાનું પૃથક્કરણ કરે છે એ પણ ગુસ્સાનો ભાગ જ છે અને તેથી પૃથક્કરણ કરનાર અને જેનુ પૃથક્કરણ કરવામાં આવે છે એ બંને એક જ છે, બે જુદાં બળો કે જુદી ક્રિયાઓ નથી. આથી આપણું પૃથક્કરણ કરવાની, આપણા જીવનના દરેક પાનને ખોલી એને તપાસવાની, દરેક પ્રતિક્રિયાનું, દરેક પ્રત્યાઘાતનું નિરીક્ષણ કરવાની મુસીબત બેસુમાર કપરી અને લાંબી છે. માટે એ ગુપ્ત ભૂમિમાંથી મુક્ત થવાનો એ માર્ગ નથી. છે? વધારે સરળ અને વધારે સીધો માર્ગ હોવો જોઈએ અને એ આપણે શોધી રહ્યા છીએ. એ શોધી કાઢવાને માટે જે અસત્ય છે. એને આપણે તજી દેવું પડશે, એને આપણે વળગેલા રહી શકીએ

નહિ. માટે પૃથક્કરણ એ માર્ગ નથી, પૃથક્કરણની ક્રિયાથી આપણે મુક્ત થવું જોઈ એ.

આમ થયા પછી તમારી પાસે શું રહે છે? તમે તો ફક્ત પૃથક્કરણથી જ ટેવાયલા છો, નહિ વારૂ? નિરીક્ષક અને નિરીક્ષિત એક હોવાથી નિરીક્ષક નિરીક્ષણ કરે, પોતે જેનું નિરીક્ષણ કરે છે તેનું પૃથક્કરણ કરે એથી એ ગુપ્તભૂમિથી મુક્ત થઈ શકે નહિ. જો એમ જ હોય, અને એમ જ છે, તો તમે એ ક્રિયા છોડી દો છો. નથી છોડી દેતા? જો તમને સમજાય કે આ ખોટો માર્ગ છે, જો તમને શાબ્દિક રીતે નહિ પણ ખરેખર સમજાય કે એ ખોટી ક્રિયા છે તો તમારા પૃથક્કરણનું શું થાય? તમે પૃથક્કરણ કરતા અટકી જાઓ. ખરૂં ને? પછી શુ બાકી રહે? એને તપાસો, એને સમજો, એટલે તમને જણાશે કે કેટલી ઝડપથી અને ત્વરાથી તમે ગુપ્તભૂમિથી મુક્ત થઈ શકો છો! જો એ જ માર્ગ ન હોય તો તમારી પાસે બીજું શું છે? જે મન પૃથક્કરણ કરવા, તપાસવા, વસ્તુના ભાગ છૂટા કરવા, અનુમાનો તારવવા, વગેરે કરવા ટેવાયલું છે એ મનની કઈ સ્થિતિ હોય છે? જો એ ક્રિયા અટકી હોય તો તમારા મનની કઈ સ્થિતિ છે?

તમે કહેશો કે મન ખાલી છે. એ ખાલી મનમાં આગળ વધો. બીજા શબ્દમાં કહીએ તો જે ખોટું છે એમ સમજાયુ છે એને તમે તજી દો ત્યારે તમારા મનને શું થયું છે? તમે શેનો ત્યાગ કર્યો છે? ગુપ્તભૂમિનું પરિણામ હતું એવી ખોટી ક્રિયાનો તમે ત્યાગ કર્યો છે. ખરૂં ને? જાણે કે એક જ ઝપાટે તમે એ આખી વસ્તુને તજી છે. માટે જ્યારે તમે પૃથક્કરણની ક્રિયાનો અને એના સઘળા સંદર્ભોનો ત્યાગ કરો અને એ ક્રિયા ખોટી છે એમ સમજો ત્યારે તમારૂં મન ભૂતકાળમાંથી મુક્ત થાય છે અને તેથી એ અપરોક્ષ રીતે, કાળની ક્રિયામાથી પસાર થયા વિના, તપાસવાને અને એથી જ ગુપ્ત ભૂમિને તત્કાલ તજી દેવા સમર્થ હોય છે

આખા પ્રશ્નને જુદી રીતે રજૂ કરીએ તો વિચાર એ કાળનું

પરિણામ છે નહિ વારૂ? વિચાર એ સંયોગોનું, સામાજિક અને ધાર્મિક અસરોનું,—અને એ બધું કાળના ભાગ રૂપ જ છે—પરિણામ છે. હવે પ્રશ્ન એ છે કે વિચાર કાળથી મુક્ત થઈ શકે? એટલે કે વિચાર જે કાળનુ પરિણામ છે એ અટકી શકે અને કાળની ક્રિયામાંથી મુક્ત થઈ શકે? વિચારનો નિગ્રહ થઈ શકે, એનુ ઘડતર થઈ શકે પણ વિચારનો નિગ્રહ કાળની મર્યાદામાં જ છે એટલે આપણી મુસીબત એ છે કે મન જે કાળનું, અસખ્ય ગઈ કાલોનું, પરિણામ છે એ મન તતક્ષણ આ જટિલ ગુપ્રભૂમિથી કેવી રીતે મુક્ત થઈ શકે? તમે એમાંથી મુક્ત થઈ શકો, આવતી કાલે નહિ પણ આજ જ, અત્યારે જે ખોટું છે એને તમે સમજો ત્યારે જ આ બની શકે, અને ખોટી તો પૃથક્કરણની ક્રિયા છે અને આપણી પાસે તો એ ક્રિયા સિવાય બીજું કાંઈ નથી. જ્યારે પૃથક્કરણની ક્રિયા સંપૂર્ણ રીતે બંધ થાય અને એ પણ મનથી નહિ પણ એ ક્રિયામાં અનિવાર્યપણે રહેલી પોકળતાની સમજથી બંધ થાય ત્યારે તમને જણાશે કે તમારૂં મન ભૂતકાળથી સંપૂર્ણ રીતે વિમુખ થયું છે. એનો અર્થ એવો નથી કે તમે ભૂતકાળને ઓળખી શકતા નથી પણ એનો અર્થ એ છે કે તમારૂં મન ભૂતકાળના કોઈ પણ સીધા સંબંધમાં નથી. આ રીતે તતકાલ એ ભૂતકાળથી મુક્ત થઈ શકે, અત્યારે જ થઈ શકે, અને ભૂતકાળથી આમ વિમુખ થવું, ગઈ કાલથી કાળક્રમની દૃષ્ટિએ નહિ પણ ચિત્તની દૃષ્ટિએ સંપૂર્ણ મુક્ત થવુ એ શકય છે અને સત્યને સમજવાનો એ જ એક માર્ગ છે,

વધારે સાદી રીતે આ વાત રજૂ કરીએ તો જ્યારે તમે કાંઈ સમજવા માગતા હો ત્યારે તમારા મનની સ્થિતિ કેવી હોય છે? જ્યારે તમે તમારા બાળકને સમજવા માગો છો, જ્યારે તમે કોઈ ને સમજવા માગો છો, કોઈ કાંઈ કહેતું હોય એને સમજવા માગો છો, ત્યારે તમારા મનની સ્થિતિ કઈ હોય છે? તમે એ વેળા પૃથક્કરણ કરતા નથી હોતા, ટીકા કરતા નથી હોતા, બીજાના શબ્દોનો ન્યાય કરતા નથી હોતા, તમે કેવળ સાંભળી રહ્યા હો છો. નહિ વારૂ? જે સ્થિતિમાં વિચારની

ક્રિયા શાંત પણ સચેત હોય છે એવી સ્થિતિમાં તમારૂ મન હોય છે. એ જાગૃતિને કાળ સાથે સંબંધ નથી, છે ? તમે તો ફક્ત સચેત શાંતપણે ગ્રહણશીલ અને છતાંય સંપૂર્ણરીતે જાગૃત બનો છો. અને એવી અવસ્થામાં જ સમજ પ્રાપ્ત થાય છે. જ્યારે મન ઉગ્ર હોય, પ્રશ્નો કરતું હોય, ચિંતા કરતું હોય, પૃથક્કરણ કરતું હોય, ત્યારે સમજ આવતી નથી. સમજવાની તીવ્રતા હોય ત્યારે મન સ્થિર બને છે એ દેખીતું છે. અલબત, આનો તમારે પ્રયોગ કરી જોવો પડશે, મારા કહેવાથી તમે એને સ્વીકારી શકો નહિ. પણ તમે જોશો કે જેમ જેમ તમે વધારે ને વધારે પૃથક્કરણ કરો છો તેમ તેમ તમે ઓછું ને ઓછું સમજો છો. તમે કેટલાક બનાવોને, કેટલાક અનુભવોને, કદાચ સમજો પણ પૃથક્કરણની રીતથી ચેતનામાં રહેલી સઘળી બાબતો (ખાલી) દૂર કરી શકાય નહિ. પૃથક્કરણ વડે સમજવાની રીત ખોટી છે એમ જ્યારે તમે સમજો ત્યારે જ ચેતનાની એ સઘળી બાબતો ખાલી કરી શકાય જ્યારે ખોટું એ ખોટું જ છે એમ તમે સમજો ત્યારે જ સાચું શું છે એ તમે સમજવા માંડશો. અને સત્ય જ તમને—મન પ્રદેશમાંથી—ગુપ્ત ભૂમિમાંથી મુક્ત કરી શકશે.

## ૨૫. લક્ષ્ય વિનાનું કાર્ય

પ્ર : સત્યના આવિર્ભાવ માટે આપ લક્ષ્ય વિનાના કાર્યની હિમાયત કરો છો. લક્ષ્ય વિના એટલે કે કોઈ પણ હેતુ લક્ષમાં રાખ્યા વિના કાર્ય કરવું હરેક પ્રસંગે શક્ય છે ?

કૃષ્ણમૂર્તિ: અત્યારે આપણું કાર્ય શું છે ? કાર્યથી આપણે શું કહેવા માગીએ છીએ ? આપણું કાર્ય—આપણે જે કરવા કે થવા માગતા હોઈએ એ—કોઈ વિચાર પર રચાયલું હોય છે નહિ વારૂ ? આપણે એટલું જ જાણીએ છીએ; આપણી પાસે વિચારો, આદર્શો, આગાહીઓ, આપણે શું છીએ અને શું નથી એનાં સૂત્રો, છે. ભવિષ્યમાં બદલો મળશે એનાપર કે શિક્ષાના ભયપર આપણું કાર્ય રચાયલું છે. આપણે એ જાણીએ છીએ. ખરૂં ને ? આવું કાર્ય જુદા પાડનારૂં અને અહમને ટકાવી રાખનારૂં છે. કોઈ સદ્‌ગુણનો તમને ખ્યાલ હોય છે અને એ ખ્યાલ મુજબ તમે જીવો છો, અન્ય સાથે કાર્ય કરો છો. તમારે મન સમૂહનો કે વ્યક્તિનો સંબંધ એટલે કોઈ ધ્યેય માટે, સદ્‌ગુણ માટે, પ્રાપ્તિ વગેરે માટે કાર્ય કરવું.

કોઈ આદર્શ એટલે કે 'મારે બહાદૂર થવું જોઈએ' 'મારે કોઈ દષ્ટાંતનું અનુસરણ કરવું જોઈએ', 'મારે ઉદાર થવું જોઈએ', 'મારે સામાજિક રીતે જાગ્રત થવું જોઈએ' વગેરે વગેરે જેવા વિચારો પર જ્યારે મારૂં કાર્ય રચાયલું હોય છે ત્યારે એ વિચાર મારા કાર્યને ઘડે છે અને મારા કાર્યને માર્ગદર્શન કરાવે છે. આપણે બધા કહીએ છીએ કે 'સદ્‌ગુણના આ દષ્ટાંતનું મારે અનુસરણ કરવું જોઈએ;' એનો અર્થ એ છે કે મારે એ પ્રમાણે જીવવું જોઈએ. એટલે એ વિચાર મારા કાર્યનો પાયો બને છે કાર્ય અને વિચાર વચ્ચે અંતર હોય છે, જુદાઈ હોય છે, કાળની ક્રિયા હોય છે, એમ જ છે. નહિ વારૂ ? બીજા

શબ્દોમાં કહીએ તો હું ઉદાર નથી, હું પ્રેમાળ નથી, મારા હૃદયમાં ક્ષમા નથી પણ મને લાગે છે કે મારે ઉદાર થવું જોઈએ. એટલે હું છું એની અને મારે થવું જોઈએ એની વચમાં અંતર છે; આપણે આખો વખત આ અંતર દૂર કરવા મથી રહ્યા છીએ. આ આપણી પ્રવૃત્તિ છે. ખરૂં ને?

પણ જો લક્ષ્ય જ ન હોત તો શું થાત? એક જ ઝપાટે તમે અંતર દૂર કરી દીધું હોત. નહિ વારૂ? તમે જે છો એ જ તમે થાત. તમે કહો છો કે 'હું બેડોળ છું, મારે સુંદર બનવું જોઇએ; મારે શું કરવું?' આ કોઈ વિચાર પર રચેલું કાર્ય છે. તમે કહો છો કે 'હું દયાળુ નથી' એટલે તમે કાર્યથી જુદો હોય એવો વિચાર દાખલ કરો છો. માટે જ તમે જે છો એનું સાચું કાર્ય કદી થતું જ નથી પણ તમે કેવા થશો એ ધ્યેય પર રચાયલુ કાર્ય જ થાય છે. અબુધ માણસ હમેશાં કહે છે કે હું હોશિયાર થવાનો છું. એ થવા માટે એ કાર્ય કરે છે, પ્રયત્ન કરે છે; એ થંભીને કદી એમ કહેતો નથી કે 'હું મૂર્ખ છું. માટે એનું કાર્ય જે કોઈ વિચાર પર રચાયલું છે એ કાર્ય જ નથી.

કાર્ય એટલે કાંઈક કરવું, કાંઈક આગળ જવું. પણ જ્યારે તમારી પાસે કોઈ વિચાર હોય છે ત્યારે ફક્ત ભાવનાશક્તિ જ કાર્ય કરે છે, કાર્યના સંબંધમાં વિચારની ક્રિયા જ ચાલ્યા કરે છે. જો વિચાર ન હોય તો શું બને? તમે છો એવા જ થઈ રહો. તમે ઉદાર નથી, તમારામાં ક્ષમા નથી, તમે નિર્દય, અબુધ, અવિચારી છો. એ પરિસ્થિતિ સાથે તમે રહી શકો છો? જો તમે રહી શકો તો શું બનવા પામે છે એ જુઓ. હું ઉદાર નથી, મૂર્ખ છું, એમ જ્યારે હું જાણી લઉં, આમ જ છે એમ જ્યારે હું જાણી લઉં ત્યારે શુ બને છે? શું ઉદારતા નથી આવતી? શું સમજ નથી આવતી? જ્યારે સંકુચિતતાને હું શબ્દથી નહિ, કૃત્રિમ રીતે નહિ પણ સંપૂર્ણ રીતે જાણી લઉં, જ્યારે હું સમજું કે હું ઉદાર નથી, હું પ્રેમાળ નથી, ત્યારે હું જે છું એનાથી વાકેફ થવામાં જ શું પ્રેમ પ્રકટ થતો નથી? શું હું તરત જ ઉદાર બનતો નથી? સ્વચ્છ થવાની જો મને જરૂર જણાય તો સ્વચ્છ થવું બહુ સરળ છે; હું જઈને

સ્નાન કરી લઉં છું. પણ મારે સ્વચ્છ થવું જોઈએ એ જો મારો આદર્શ હોય તો શું બનવા પામે છે? ત્યારે તો સ્વચ્છતા મુલતવી રખાય છે અગર દેખાવની જ હોય છે.

વિચાર પર રહેલું કાર્ય ઉપરછલ્લું જ હોય છે અને એ કોઈ પણ રીતે સાચું કાર્ય નથી એ તો ફક્ત ભાવનાની જ ક્રિયા છે અને એમાં તો વિચારની ક્રિયા જ ચાલુ રહે છે.

મનુષ્યો તરીકે આપણુ પરિવર્તન કરનાર કાર્ય, આપણો પુનરુદ્ધાર કરનાર, આપણો છૂટકારો કરનાર, આપણને નવા બનાવનાર કાર્ય, કોઇ વિચાર પર રચાયલું હોતુ નથી. બદલાની આશાથી કે શિક્ષાના ભયથી એ કાર્ય મુક્ત છે. એવું કાર્ય કાળથી પરનું કાર્ય છે કારણકે મન જે કાળની ક્રિયા છે, જે ગણત્રીની ક્રિયા છે, જુદા કરનારી અને વિખૂટા કરનારી ક્રિયા છે એ મન એમા પ્રવેશ કરતુ નથી

આ પ્રશ્નનું નિરાકરણ સહેલાઈથી થાય નહિ તમારામાથી ઘણાઓ પ્રશ્નો પૂછે છે અને 'હા' કે 'ના' જેવા જવાબની આશા રાખે છે. 'તમે શું કહેવા માગો છો?' જેવા પ્રશ્નો પૂછવા અને પછી બેસી રહેવું અને હું એ સમજાવું એ સહેલુ છે પણ તમારી જાતે જવાબ શોધી કાઢવો, પ્રશ્નમાં એટલી ગહનતાથી, એટલી સ્પષ્ટતાથી અને કોઈ પણ રીતે પ્રશ્નને બગાડ્યા વિના પ્રશ્નમાં એટલા ઊંડા ઉતરવું કે પ્રશ્નનો લય થાય એ વધારે મુશ્કેલ છે. પ્રશ્નની સાનિધ્યમાં મન જ્યારે ખરેખર શાંત હોય ત્યારે જ આ બની શકે. જો પ્રશ્નમાં તમને રસ હોય તો સૂર્યાસ્ત જેવો જ એ સુંદર છે. જો પ્રશ્નને તમે અવળી દૃષ્ટિએ નીહાળશો તો તમે કદી સમજી શકો નહિ. ઘણાઓ પ્રશ્નને અવળી–વિરોધી–દૃષ્ટિએ નીહાળે છે કારણકે પરિણામથી, પ્રશ્નમાં આગળ વધવાથી શું થશે એનાથી, ગભરાય છે. આથી આપણે પ્રશ્નનું રહસ્ય અને પ્રશ્નની ખૂબી ગુમાવીએ છીએ.

છે. જ્યારે તમે કોઈ પુષ્પ જુઓ, જ્યારે કોઈ મુખાકૃતિ જુઓ, જ્યારે તમે કોઈ વૃક્ષ, આકાશ કે સ્મિત નિહાળો, ત્યારે નવી રીતે એમને કેમ અનુભવશો ? આપણે એમને નવી રીતે કેમ નથી નીરખતા ? જૂનું શા માટે નવાને પોતામાં ભેળવી લે છે અને એનું રૂપાંતર કરે છે ? જ્યારે તમે ઘેર જાઓ છો ત્યારે નવાનો અંત કેમ આવે છે ?

જૂનો પ્રત્યાઘાત વિચાર કરનારમાંથી ઉદ્દ્ભવે છે. વિચાર કરનાર હમેશાં જૂનો જ નથી હોતો ? તમારો વિચાર ભૂતકાળપર રચાયલો છે એટલે જ્યારે તમે નવાને જુઓ છો ત્યારે એને જોનાર વિચાર કરનાર છે; ગઈ કાલનો અનુભવ એને આવકારે છે. વિચાર કરનાર હંમેશાં જૂનો જ હોય છે એટલે બીજી રીતે આપણે પાછા એ જ પ્રશ્ન પર આવીએ છીએ કે મન જે વિચાર કરનાર છે ( અહમ્ છે ) એ મનને પોતાનામાંથી મુક્ત કેમ કરવું ? વિગતોનું સ્મરણ નહિ પણ ચિત્તનું સ્મરણ જે અનુભવનો સંચય છે એ સ્મરણને કેવી રીતે દૂર કરવું ? અનુભવના કંપમાંથી મુક્ત થયા સિવાય નવાનું સ્વાગત ( દર્શન ) શક્ય નથી. વિચારને મુક્ત કરવો, વિચાર ક્રિયામાંથી મુક્ત થવું અને એ રીતે નવાનો અનુભવ કરવો એ મુસ્કેલ છે. નહિ વારૂ ? કારણકે આપણી સઘળી માન્યતાઓ, આપણી સઘળી રૂઢિઓ, શિક્ષણની આપણી સઘળી રીતો, અનુકરણ કરવાની, નકલ કરવાની, યાદ રાખવાની, સ્મરણનો ભંડાર ભરવાની ક્રિયા છે. એ સ્મરણ હમેશાં નવાનો જવાબ વાળે છે; એ સ્મરણના જવાબને આપણે વિચારણા કહીએ છીએ અને એ વિચારણા નવાને જુએ છે એટલે નવાને માટે સ્થાન જ કયાં છે ? જ્યારે સ્મરણનું અવશેષ ન રહે ત્યારે જ નવીનતા આવે અને અનુભવ જો પૂર્ણ થયો ન હોય, અનુભવનો અંત આવ્યો ન હોય, એટલે કે અનુભવ અપૂર્ણ હોય તો અવશેષ રહેવાનો જ. અનુભવ પૂર્ણ હોય તો અવશેષ રહેતો નથી– એ જ જીવનનું સૌંદર્ય છે. પ્રેમ અવશેષ નથી, પ્રેમ અનુભવ નથી, એ છે એક અવસ્થા. પ્રેમ સદાકાળ નવો જ છે. માટે જ આપણો પ્રશ્ન એ છે કે ઘરમાં પણ માણસ હમેશાં નવાનો અનુભવ કરી શકે ? જરૂર

માણુસ એ કરી શકે. એ કરવા માટે માણસે વિચારમાં, વૃત્તિમાં, ક્રાંતિ લાવવી જોઈએ; જ્યારે દરેક પ્રસંગને તમે ક્ષણેક્ષણે વિચારી કાઢો, દરેક પ્રત્યાઘાતને સામાન્ય રીતે નીરખી બાજુએ મુકો નહિ પણ એને જ્યારે સંપૂર્ણ રીતે સમજો, ત્યારે જ તમે મુક્ત થઈ શકો. જ્યારે હરેક વિચારને, હરેક વૃત્તિને, પૂર્ણ કરવામાં આવે, એનો પૂરેપૂરો વિચાર કરવામાં આવે, ત્યારે જ સંચય થતા સ્મરણમાંથી મુક્ત થવાય. બીજા શબ્દોમાં કહીએ તો જ્યારે દરેક વિચારને અને દરેક વૃત્તિને સંપૂર્ણરીતે વિચારી કાઢવામાં આવે અને પૂર્ણ કરવામાં આવે, ત્યારે જ એનો અંત આવે. અને એ અંત અને બીજા વિચાર વચ્ચે અવકાશ હોય છે. શાંતિના એ અવકાશમાં નવીનતાનો આવિર્ભાવ છે, નૂતન સર્જન અવસ્થા છે.

આ કેવળ સિદ્ધાંતાત્મક નથી, આ અવ્યવાહરું નથી. જો દરેક વિચારને દરેક વૃત્તિને તમે વિચારી કાઢો તો તમને જણાશે કે એ તમારા નિત્ય જીવનમાં જીવી શકાય એવું છે કારણકે પછી તમે નવા છો અને જે નવું છે એ સદાને માટે ચિરસ્થાયી છે નવા થવું એટલે સર્જનશીલ થવું અને સર્જનશીલ થવું એટલે સુખી થવું. પોતે ગૃહસ્થ છે કે ગરીબ છે, સમાજમાં પોતાનો દરજ્જો કયો છે, પોતે કઈ જ્ઞાતિનો કે કયા દેશનો છે એની ચિંતા સુખી માણસને હોતી નથી એને કોઈ નેતા હોતો નથી, કોઈ દેવો હોતા નથી, કોઈ મંદિરો હોતાં નથી, કોઈ દેવળો હોતાં નથી અને તેથી જ એને કજીઆ અને વૈમનસ્ય હોતાં નથી.

જગતની અત્યારની અંધાધુંધીમાં આપણી મુસીબતોનું નિરાકરણ કરવાનો ખરેખર આ જ સૌથી વધારે વ્યવહારુ રસ્તો છે. હું જે અર્થમાં 'સર્જનશીલ' શબ્દ વાપરું છું એ અર્થમાં આપણે સર્જનશીલ નથી એટલે જ આપણી ચેતનાની જુદીજુદી ભૂમિકાએ આપણે આટલા બધા સમાજદ્રોહી છીએ. આપણા સર્વ સામાજિક સંબંધોમાં વ્યવહારુ અને ઉપયોગી થવા માટે આપણે સુખી હોવા જોઈએ. (વિચારક્રિયાનો) જો અંત આવ્યો ન હોય તો સુખ શક્ય નથી; નિરંતર કાંઈક થવાની જ ક્રિયા ચાલુ હોય તો સુખ શક્ય નથી. અંત આવે તો જ પુનરુદ્ધાર, પુનર્જન્મ, નવીનતા, નિર્મળતા, આનંદ, શક્ય છે.

જ્યાંસુધી મન પ્રદેશનું અસ્તિત્વ છે, જ્યાંસુધી મન, વિચાર કરનાર, પોતાના વિચારથી મર્યાદિત છે, ત્યાંસુધી નવું જૂનામાં ભળી જાય છે અને જૂનું નવાનો અંત લાવે છે. મન પ્રદેશમાંથી, મર્યાદિત કરતી અસરોમાથી, સ્મરણમાંથી, મુક્ત થવા માટે ચાલુ રહેવની ક્રિયામાથી મુક્ત થવું જોઈએ. જ્યાંસુધી વિચાર અને વૃત્તિનો સંપૂર્ણ અંત આવે નહિ ત્યાંસુધી ચાલુ રહેવાની ક્રિયા રહેશે જ. વિચારને જ્યારે તમે એના અંત સુધી વિચારી કાઢો અને એ રીતે દરેક વિચારનો અને દરેક વૃતિનો અંત લાવો ત્યારે તમે વિચારને પૂર્ણ કરો છો. પ્રેમ એ ટેવ નથી, સ્મરણ નથી; પ્રેમ સદા નૂતન જ છે. મન જ્યારે નવું હોય છે ત્યારે જ નવાનો અનુભવ થાય છે અને જ્યાસુધી સ્મરણનો કંપ છે ત્યાંસુધી મન નવું નથી. સ્મરણ વિગતોનુ અને ચિત્તનુ પણ હોય છે. હું વિગતોના સ્મરણની નહિ પણ ચિત્તને લગતા સ્મરણની વાત કરૂં છું. જ્યાંસુધી અનુભવ સંપૂર્ણ રીતે સમજાયો ન હોય ત્યાંસુધી તેનો અવશેષ રહે છે. એ અવશેષ જૂનાનો, ગઈ કાલનો, ભૂતકાળની વસ્તુનો છે. ભૂતકાળ હમેશાં નવાને પોતામાં ભેળવી દે છે અને એથી એ નવાનો નાશ કરે છે. મન જ્યારે જૂનામાંથી મુક્ત થાય ત્યારે જ એ દરેકને નવી રીતે અનુભવી શકે છે અને એમા જ આનંદ રહેલો છે.

## ૨૭. નામકરણ

પ્ર : વૃત્તિનું નામ આપ્યા સિવાય એની જાણ કેવી રીતે થઈ શકે? જો મને કોઈ લાગણીની જાણ થાય તો એ ઉદ્ભવે કે લગભગ તરત જ એ લાગણી કઈ છે એ હું જાણું છું. અગર જ્યારે આપ કહો છો કે (લાગણીને) નામ આપશો નહિ ત્યારે આપ કાંઈ બીજું કહેવા માગો છો?

કૃષ્ણમૂર્તિ : આપણે કોઈ પણ વસ્તુનું નામકરણ કેમ કરીએ છીએ? કોઈ પુષ્પને, વ્યક્તિને, વૃત્તિને, શા માટે આપણે સંજ્ઞા આપીએ છીએ? પોતાની લાગણી બીજાને કહેવા, પુષ્પનું વર્ણન કરવા વગેરે માટે અગર એ લાગણી સાથે એકરૂપ થવા માટે. શું એમ જ નથી? કોઈ પણ બાબત, કોઈ પણ વૃત્તિ, 'હું ગુસ્સે થયો છું' એ બીજાને કહેવા માટે હું એનું નામકરણ કરું છું અથવા તો એને પ્રબળ બનાવવા કે એનો લય કરવા કે એના સંબંધમાં કાંઈક કરવા હું એ લાગણી સાથે એકરૂપ થાઉં છું. બીજાને સમજાવવા માટે કોઈ વસ્તુને, ગુલાબના પુષ્પને, આપણે નામ આપીએ છીએ અથવા એનું નામકરણ કરવાથી આપણે એને સમજ્યા છીએ એમ આપણે માનીએ છીએ. આપણે કહીએ છીએ કે 'આ ગુલાબનું ફૂલ છે,' એના પ્રતિ ઉતાવળે દૃષ્ટિ કરીએ છીએ અને ચાલતા થઈએ છીએ. એનું નામ પાડવાથી એને આપણે સમજ્યા છીએ એમ આપણે માનીએ છીએ; આપણે એનું વર્ગીકરણ કર્યું છે અને એથી એ પુષ્પમાં જે કાંઈ સમાયલું છે એને અને એના સૌંદર્યને આપણે સમજ્યા છીએ એમ ધારીએ છીએ.

કોઈ પણ વસ્તુનું નામ પાડવાથી આપણે એને ફક્ત કોઈ વર્ગમાં સમાવી દઈએ છીએ અને આપણે માનીએ છીએ કે આપણે એને સમજ્યા છીએ; એના તરફ વધારે બારીકાઈથી આપણે જોતા નથી.

પણ જો આપણે એનુ નામકરણ ન કરીએ તો એને તપાસવાની આપણને ફરજ પડે. એટલે એ પુષ્પને કે અન્ય કોઈ પણ બાબતને આપણે નિરીક્ષણની નવી શક્તિ વડે તપાસીએ છીએ. અગાઉ એને કદી જોઇ ન હોય એવી રીતે આપણે એને નીહાળીએ છીએ. વસ્તુઓ અને વ્યક્તિઓ શું છે એનો નિકાલ કરી દેવાની નામકરણ એક સગવડભરી રીત છે. આ જર્મન લોક, જાપાનીસ લોક, અમેરિકન લોક, હિંદુ લોક, છે એમ કહેવાથી આપણે એમને એક સંજ્ઞા આપીએ છીએ અને એ સંજ્ઞાનો આપણે સંહાર કરીએ છીએ જો લોકોને સંજ્ઞા આપો નહિ તો એમને તપાસવાની તમને ફરજ પડે અને પછી કોઇનો પણ સંહાર કરવો મુશ્કેલ કાર્ય થઈ પડે છે. એક બોમ્બવડે તમે સંજ્ઞાનો સંહાર કરી શકો છો અને પછી તમે સદાચારની લાગણી અનુભવો છો પણ જો તમે કોઈને પણ સંજ્ઞા આપો નહિ તો તમારે પ્રત્યેક વસ્તુને નીહાળવી પડે, પછી એ મનુષ્ય હોય, પુષ્પ હોય, પ્રસંગ હોય કે વૃત્તિ હોય અને પછી એની સાથેનો તમારો સબંધ અને એમાંથી નીપજતા કાર્ય સાથેનો તમારો સબંધ કેવો છે એ વિચારવાની તમને ફરજ પડે, માટે નામકરણ વસ્તુનો નિકાલ કરી નાખવાનો, અસ્વીકાર કરવાનો, તિરસ્કાર કરવાનો કે એ ન્યાયયુક્ત છે એમ સિદ્ધ કરવાનો, સગવડભર્યો માર્ગ છે. પ્રશ્નની આ એક બાજુ છે

ક્યા બિન્દુમાંથી તમે નામકરણ કરો છો, કયું કેન્દ્ર હમેશાં નામકરણ, પસદગી, સંજ્ઞા આપવાનું કાર્ય કરે છે? કોઈ કેન્દ્ર, કોઈ બિન્દુ છે જ્યાંથી આપણે કાર્ય કરીએ છીએ, ન્યાય કરીએ છીએ, નામકરણ કરીએ છીએ એમ આપણે સૌને લાગે છે. એ કેન્દ્ર, એ બિન્દુ, શું છે? કેટલાકને એમ માનવું ગમશે કે એ કોઈ આધ્યાત્મિક તત્ત્વ, ઈશ્વર, કે જે કહો તે, છે. માટે નામકરણ કરનાર, શબ્દમાં વર્ણન કરનાર, ન્યાય કરનાર, એ બિન્દુ, એ કેન્દ્ર, શું છે એ તપાસીએ. ખરેખર એ બિન્દુ સ્મરણ છે. નહિ વારૂ? એકરૂપ કરેલા અને ટકાવી રાખેલાં સંવેદનોની એ પરંપરા છે, વર્તમાનદ્વારા સજીવન કરેલો એ ભૂતકાળ છે,

નામકરણ કરીને, સંજ્ઞા આપીને, યાદ રાખીને, એ બિન્દુ, એ કેન્દ્ર, વર્તમાનમાં જીવે છે

જેમ જેમ એને સમજતા જઈશું તેમ તેમ આપણને જણાશે કે જ્યાંસુધી આ બિન્દુ, આ કેન્દ્ર છે ત્યાંસુધી સમજ આવી શકે નહિ. આ કેન્દ્રનો લય થાય, તો જ સમજ પ્રાપ્ત થાય, કારણ કે આખરે તો એ કેન્દ્ર સ્મરણ છે. એ સ્મરણ, નામ આપ્યું હોય, સંજ્ઞા આપી હોય, એકરૂપ કરવામાં આવ્યા હોય એવા જુદા જુદા અનુભવોનું સ્વરૂપ છે. નામ આપેલા અને સંજ્ઞા આપેલા એ અનુભવોવડે એ કેન્દ્રમાંથી સંવેદનો મુજબ, અનુભવનાં, સુખદુ:ખનાં સ્મરણો મુજબ આપણે સ્વીકાર કે અસ્વીકાર કરીએ છીએ, કાંઈક થવા કે નહિ થવા નિશ્ચય કરીએ છીએ. માટે એ કેન્દ્ર એટલે જ શબ્દ. જો એ કેન્દ્રનું નામકરણ ન કરો તો કેન્દ્ર રહે છે? એટલે કે શબ્દોથી તમે વિચાર ન કરો, શબ્દોનો ઉપયોગ ન કરો, તો તમે વિચાર કરી શકશો? શબ્દોનો ઉપયોગ કરવાથી વિચાર કરવાની ક્રિયા શરૂ થાય છે, અગર તો શબ્દોનો ઉપયોગ કરી આપણે વિચાર પ્રગટ કરીએ છીએ. કેન્દ, બિન્દુ, શબ્દમાં વર્ણવેલા સુખદુ:ખના અસંખ્ય અનુભવોનું સ્મરણ છે. કૃપા કરીને તમારી અંદર આ ક્રિયા તપાસો એટલે તમને જણાશે કે મૂળ વસ્તુ કરતાં શબ્દો, સંજ્ઞાઓ, વધારે મહત્ત્વનાં થઈ પડયાં છે, અને આપણે શબ્દોમાં જ જીવીએ છીએ

આપણે માટે સત્ય, ઈશ્વર જેવા શબ્દો કોઈ લાગણીના પ્રતિક છે અને એ વધારે મહત્ત્વના છે. જ્યારે આપણે 'અમેરિકન', 'ખ્રિસ્તી', 'હિન્દુ', કે 'ક્રોધ' જેવા શબ્દો વાપરીએ છીએ ત્યારે આપણે એ લાગણી દર્શાવતા શબ્દરૂપ બની રહીએ છીએ, પણ એ લાગણી કઈ છે એ આપણે જાણતા નથી કારણકે શબ્દ જ મહત્ત્વનો થઈ પડ્યો છે. જ્યારે તમે તમારી જાતને બૌદ્ધ, ખ્રિસ્તી, કહો છો ત્યારે એ શબ્દનો શો અર્થ છે. એ શબ્દ જેને તમે કદી તપાસ્યો નથી એની પાછળ કયો અર્થ રહેલો છે? આપણું કેન્દ્ર, આપણું બિન્દુ, એ જ શબ્દ છે, એ જ સંજ્ઞા છે જો સંજ્ઞાની કાંઈ જ કિંમત ન હોય પણ સંજ્ઞાની પાછળ જે

રહેલું છે એની જ કિમત હોય તો તમે તપાસ કરી શકો પણ જો તમે સંજ્ઞા સાથે એકરૂપ થયા હો, સંજ્ઞાને તમે વળગી રહ્યા હો, તો તમે આગળ વધી શકો નહિ અને ઘર, આકાર, નામ, ફરનીચર, બેન્કનું ખાતું, આપણા અભિપ્રાયો, ઉત્તેજન આપની આપણી વસ્તુઓ, જેવી આપણી સંજ્ઞાઓ સાથે આપણે એકરૂપ થયા છીએ નામથી પ્રદર્શીત થતી આ સઘળી વસ્તુઓરૂપ આપણે બની રહ્યા છીએ, આ વસ્તુઓ, નામો સંજ્ઞાઓ, મહત્ત્વનાં થઈ પડયાં છે, માટે જ કેન્દ્ર, બિન્દુ એટલે જ શબ્દ.

જો શબ્દ ન હોય, સંજ્ઞા ન હોય તો કેન્દ્ર પણ નથી, છે? પછી વિલય, ખાલીપણું, હોય છે–ભયનું ખાલીપણું નહિ, એ તો જુદી વસ્તુ છે–પોતે કાંઈ જ નથી એનું ભાન હોય છે. કારણકે તમે બધી જ સંજ્ઞાઓ દૂર કરી નાખી છે અગર તો તમે લાગણીઓને અને વિચારોને સંજ્ઞાઓ શા માટે આપો છો એ સમજ્યા છો એટલે તમે તદન નવા જ બની ગયા છો. નથી બની ગયા? એવું કોઈ કેન્દ્ર નથી જ્યાંથી તમે કાર્ય કરતા હો. કેન્દ્ર જે શબ્દ છે એનો લય થયો છે. સજ્ઞા ખસેડી લેવામાં આવી છે અને કેન્દ્ર રૂપે તમે ક્યાં છો? તમે ત્યાંના ત્યાં જ છો પણ તમારૂં પરિવર્તન થયું છે એ પરિવર્તન જરાક ગભરાટ કરે એવું છે એટલે એમાં શું રહેલું છે એ સમજવા તમે આગળ જતા નથી તમે એનો ન્યાય કરવાની, તમને એ ગમે છે કે નહિ એનો નિર્ણય કરવાની શરૂઆત કરી દીધી છે. શું આવી રહ્યું છે એની સમજ સાથે તમે આગળ વધતા નથી પણ તમે ન્યાય કરવો શરૂ કર્યો છે એનો અર્થ એ છે કે તમારે એવું કોઈ કેન્દ્ર છે જ્યાંથી તમે કાર્ય કરી રહ્યા છો. માટે જ જે પળે તમે ન્યાય કરો છો એ પળે તમે સ્થિતિચુસ્ત રહો છો. 'રાગ' અને 'દ્વેષ' જેવા શબ્દો મહત્ત્વના બને છે પણ જો તમે નામકરણ કરો નહિ તો શું થાય? તમે કોઈ વૃત્તિ પ્રત્યે, કોઈ સવેદન પ્રત્યે, વધારે અપરોક્ષ રીતે નીહાળો છો અને તેથી જ જેવી રીતે પુષ્પનુ નામકરણ ન કરો તો એની સાથેનો તમારો સંબંધ જુદા પ્રકારનો હોય છે તેવી રીતે

એની સાથેનો તમારો સંબંધ તદ્દન જુદા પ્રકારનો હોય છે. એના પ્રતિ નવી રીતે નીહાળવાની તમને ફરજ પડે છે. જ્યારે વ્યક્તિઓના કોઈ સમૂહનુ તમે નામ ન આપો ત્યારે એ સઘળાંને એક ન ગણતાં દરેક વ્યક્તિના ચહેરાને નીરખવાની તમને ફરજ પડે છે માટે તમે બધાને સાવધ, વધારે નિરીક્ષણ કરનાર, સમજવા વધારે ઉત્સુક હો છો. તમારામાં દયાની અને પ્રેમની વધારે ઊંડી લાગણી હોય છે; પણ જો એ બધાને એક સમૂહ તરીકે જ ગણી કાઢો તો આ સઘળાનો અંત આવે છે.

જો તમે નામ ન પાડો તો દરેક વૃત્તિ જેમ ઉદ્ભવે તેમ તમારે એને તપાસવી પડે. જ્યારે તમે નામ પાડો, ત્યારે એ વૃત્તિ એ નામથી જુદી છે? કે એ નામ વૃત્તિને જાગ્રત કરે છે? મહેરબાની કરીને આનો વિચાર કરો. જ્યારે આપણે નામ કે સંજ્ઞા આપીએ છીએ ત્યારે ઘણાઓ એ વૃત્તિને પ્રબળ બનાવે છે. વૃત્તિ અને નામકરણ એક સાથે જ થાય છે. જો નામકરણ અને વૃત્તિની વચમાં અંતર હોત તો નામકરણથી વૃત્તિ જુદી છે કે નહિ એ તમે શોધી શકત અને પછી નામકરણ કર્યા વિના એ વૃત્તિનો તમે ઉકેલ કરી શકત.

ક્રોધ જેવી કોઈ લાગણીનું આપણે નામકારણ કરીએ છીએ એવી કોઈ લાગણીમાંથી કેમ મુક્ત થવું એ આપણો પ્રશ્ન છે. ખરૂં ને? એ લાગણીનો કેમ નિગ્રહ કરવો, એનું કેમ ઉર્ધ્વીકરણ કરવું, એને કેમ દબાવવી એ બધી અબુધ અને અપ્રૌઢ રીતો છે અને એ આપણો પ્રશ્ન નથી પણ એ લાગણીમાંથી કેમ ખરેખર મુક્ત થવું એ આપણો પ્રશ્ન છે. એમાથી ખરેખર મુક્ત થવા માટે લાગણી કરતાં શબ્દ વધારે મહત્ત્વનો છે કે કેમ એ આપણે શોધી કાઢવું પડશે. ક્રોધની લાગણી કરતાં 'ક્રોધ' શબ્દનું વધારે મોટું રહસ્ય છે. આ ખરેખર શોધી કાઢવા માટે લાગણી અને નામકરણ વચ્ચે અંતર હોવું જોઈએ. પ્રશ્નનો આ બીજો ભાગ છે.

જો હું કોઈ લાગણીનું નામકરણ ન કરૂં એટલે કે ફક્ત શબ્દોને લીધે જ વિચાર, કાર્ય કરતો ન હોઉં અગર હું શબ્દોની, મૂર્તિઓની, સંકેતોની, દષ્ટિએ વિચાર ન કરૂ—અને આપણામાંથી ઘણા

એમ જ કરે છે—તો શું થાય ? ખરેખર મન તે વેળા ફક્ત નિરીક્ષક નથી હોતું. મન જ્યારે શબ્દોની, મૂર્તિઓની, સંકેતોની, દૃષ્ટિએ વિચાર ન કરતું હોય ત્યારે વિચાર જે શબ્દ છે એનાથી વિચાર કરનાર જુદો હોતો નથી. પછી મન શાંત હોય છે, શાત બનેલું હોય છે, કરેલુ નહિ. ખરું ને ? મન જ્યારે ખરેખર શાંત હોય છે ત્યારે જે લાગણી ઉદ્ભવે એને તરત જ સમજાય. લાગણીઓનું જ્યારે નામકરણ કરીએ અને એથી એમને પ્રબળ બનાવીએ ત્યારે જ એ લાગણીઓ જારી રહે છે; કેન્દ્રમાં એમને સગ્રહી રાખવામાં આવે છે અને એમાંથી એમને પ્રબળ બનાવવા કે અન્યને કહેવા આપણે એમને નવી સજ્ઞાઓ આપીએ છીએ.

મન જ્યારે કેન્દ્ર ન હોય, શબ્દોનો, ભૂતકાળના અનુભવોનો બનેલો વિચાર કરનાર ન હોય—અને આ બધા અનુભવો સ્મરણો, સંજ્ઞાઓ છે અને એમને સગ્રહી રાખવામાં આવ્યા છે અને એમને જુદા જુદા ખાનામાં રાખવામાં આવ્યા છે—મન જ્યારે આમાંનું કશું જ કરતું ન હોય ત્યારે મન શાંત હોય છે એ દેખીતું જ છે. હવે એ બંધાયલું નથી, 'હું' જેવું એને કોઈ કેન્દ્ર રહ્યું નથી. મારું ઘર, મારી સંપત્તિ, મારું કાર્ય,—આ સઘળા શબ્દો છે. લાગણીને એ વેગ આપે છે અને એ રીતે એ સ્મરણને પ્રબળ બનાવે છે. આમાંનું કશું જ બનતું ન હોય ત્યારે મન તદ્દન શાંત હોય છે. એ અવસ્થા નિષેધની અવસ્થા નથી. બલ્કે આ સ્થિતિએ આવતાં પહેલાં તમારે આ સઘળી ક્રિયામાંથી પસાર થવું પડે છે અને એ એક ભારે કાર્ય છે. એ કાંઈ થોડા શબ્દો શીખી લેવાની અને નિશાળીઆની માફક ' નામ ન પાડવું, નામ ન પાડવું ' એનું રટણ કરવા જેવું નથી. એના સઘળા સંદર્ભોને સમજવા, એનો અનુભવ કરવો, મન કેવી રીતે કાર્ય કરે છે એ સમજવું અને એ રીતે નામકરણ ન થાય એ સ્થિતિ પ્રાપ્ત કરવી એટલે કે કેન્દ્ર અને વિચાર વચ્ચે ભેદ જ ન રહે એ સ્થિતિ પ્રાપ્ત કરવી—ખરેખર આ આખી ક્રિયા જ સાચું ધ્યાન છે.

મન જ્યારે ખરેખર શાંત હોય ત્યારે અપરિમિતનો આવિર્ભાવ

શકય બને છે. બીજી કોઈ પણ ક્રિયા, સત્યની બીજી કોઈ પણ શોધ, કેવળ મન રચિત ઉપજાવી કાઢેલી છે અને તેથી જ એ અસત્ય છે. પણ આ ક્રિયા કપરી છે અને એનો અર્થ એ છે કે અંદર જે બને છે એનાથી મને નિરંતર સાવધ રહેવું જોઈએ. આ સ્થિતિએ આવવા માટે શરૂઆતથી અંત સુધી કોઈ ન્યાય કે નિર્ણય ન હોવો જોઈએ. એનો અંત નથી કારણકે હજુય કાંઈ અસાધારણ બની રહ્યું હોય છે. આ મારું વાગ્દાન નથી. એનો પ્રયોગ કરવો, એમાં વધારે ને વધારે ઊંડા ઉતરવું એ તમારું કાર્ય છે. એથી કેન્દ્રનાં ઘણાં ઘણાં પડનો લય થશે. તમે એ કાર્ય ઝડપથી કે મંદગતિએ કરી શકો. મનની ક્રિયા તપાસવી, મન કેવી રીતે શબ્દો પર આધાર રાખે છે, શબ્દો કેવી રીતે સ્મરણને ઉત્તેજીત કરે છે કે મૃત અનુભવને કેવી રીતે સજીવન કરે છે અને કેવી રીતે એને નવું જીવન આપે છે એ ક્રિયા તપાસવી અતિશય રસમય છે. એ ક્રિયા વખતે મન કાં તો ભૂતકાળમાં કે કાંતો ભવિષ્યકાળમાં જીવે છે. માટે જ જ્ઞાનતંતુની દૃષ્ટિએ અને ચિત્તની દૃષ્ટિએ શબ્દોનું રહસ્ય મોટું છે. આ સઘળું મારી પાસેથી કે કોઈ પુસ્તકમાંથી શીખતા નહિ. કોઈ અન્ય પાસેથી તમે એ શીખી શકો નહિ કે પુસ્તકમાથી તમને એ મળે નહિ. તમે બીજા પાસેથી જે કાંઈ શીખશો અથવા પુસ્તકમાંથી જે કાંઈ મેળવશો એ સત્ય હોય નહિ પણ તમે એનો અનુભવ કરી શકો, કાર્ય કરતી વખતે, વિચાર કરતી વખતે, તમે તમારું નિરીક્ષણ કરી શકો, તમે કેવી રીતે વિચાર કરો છો, લાગણી ઉદ્ભવતાં જ તમે કેવી રીતે એનુ નામકરણ કરો છો એ તમે જોઈ શકો, અને આ સઘળી ક્રિયાનું નિરીક્ષણ કરવાથી મન કેન્દ્રથી મુક્ત થાય છે. પછી મન શાંત હોવાથી જે અનાદિ અનંત છે એનો એ સાક્ષાત્કાર કરી શકે છે.

# ૨૮. જ્ઞાત અને અજ્ઞાત

પ્ર: અમારૂં મન ફક્ત જ્ઞાતનેજ પિછાને છે. અમારામાં એવું શું છે જે અજ્ઞાતને, સત્યને, ઈશ્વરને, શોધવા અમને પ્રેરે છે!

કૃષ્ણમૂર્તિ: તમારૂં મન તમને અજ્ઞાત પ્રતિ પ્રેરે છે? અજ્ઞાતને, સત્યને, ઈશ્વરને, શોધવા ઉત્તેજન આપે એવો વેગ આપણામા છે! મહેરબાની કરી ગંભીરપણે આ વિચારી કાઢો. આ કોઈ વાઙ્મય પ્રશ્ન નથી પણ ખરેખર શું છે એ આપણે શોધી કાઢીએ. અજ્ઞાતને શોધવાનો આંતરિક વેગ શું આપણા દરેકમાં છે! ખરેખર છે! અજ્ઞાતને તમે કેવી રીતે શોધી શકો! જો તમે અજ્ઞાતને ઓળખતા ન હો તો તમે એને કેવી રીતે શોધી શકો? સત્યને શોધવાનો વેગ છે? કે જ્ઞાતને જ ઓળખવાની વૃત્તિનું એ વિસ્તૃત રૂપ છે? હું શું કહેવા માગું છું એ તમે સમજો છો? મેં ઘણી વસ્તુઓ અનુભવી છે; એમાંથી મને સતોષ, સુખ, આનંદ મળ્યાં નથી. માટે મને વધારે મોટો આનંદ, વધારે મોટું સુખ, વધારે મહાન સ્ફૂર્તિ અગર જે કહો એ પ્રાપ્ત થાય એવી કોઈ બીજી વસ્તુ હવે હું માગી રહ્યો છું. જ્ઞાત એટલે જ મારૂં મન, કારણકે મારૂં મન એ જ જ્ઞાત છે, ભૂતકાળનું પરિણામ છે. એ મન અજ્ઞાતને શોધી શકે? સત્ય જે અજ્ઞાત છે એને જ હું ઓળખતો ન હોઉં તો એની શોધ હું કેવી રીતે કરી શકુ? સાચું જ છે કે સત્ય પ્રગટ થવું જોઈએ, હું એની શોધમાં જઈ શકું નહિ. જો હું એની શોધમાં નીકળું તો હું કોઈ એવી વસ્તુની શોધમાં જાઉ છું કે જે હું જાણતો હોઉં, જે મેં જ ઉત્પન્ન કરી હોય.

એ તો સ્પષ્ટ જ છે કે આપણામાં એવુ શું છે જે અજ્ઞાતને શોધવા આપણને પ્રેરે છે એ આપણો પ્રશ્ન નથી. વધારે સલામત થવાની, વધારે ચિરસ્થાયી, વધારે સ્થિર, વધારે સુખી થવાની તથા કલહમાંથી વેદનામાથી, ગૂંચવાડામાંથી છટકી જવાની આપણી વૃત્તિ એજ આપણો પ્રશ્ન છે. એ

વૃત્તિ જ આપણને ( શોધવા ) આગળ ધકેલે છે. એ વેગ, એ પ્રેરણા, હોય ત્યારે તમને બુદ્ધ, ક્રાઈસ્ટ, કે રાજકીય સૂત્રો વગેરે જેવી અદ્ભુત છટકબારીઓ મળી આવશે. એ સત્ય નથી, એ અજ્ઞેય નથી, એ અજ્ઞાત નથી. માટે જ અજ્ઞાતને શોધવાના વેગનો અંત આવવો જોઈએ, અજ્ઞાતની શોધ બંધ થવી જોઈએ; એનો અર્થ એ છે કે જ્ઞાતનો સંગ્રહ કરનાર આપણા મનની સમજ થવી જોઈએ. મન પોતે જ જ્ઞાત છે એ એણે સમજવું જોઈએ કારણકે મન જ્ઞાતને જ જાણે છે. તમે જે જાણતા ન હો એનો વિચાર કરી શકો નહિ. જે જાણતા હો એનો જ તમે વિચાર કરી શકો.

જ્ઞાત બાબતમાં મન આગળ ન વધે એ કેમ બની શકે એ આપણી મુસીબત છે. મન જ્યારે પોતાને સમજે અને એની સઘળી ક્રિયા ભૂતકાળમાંથી વર્તમાન દ્વારા ભવિષ્ય તરફ જવાની જ હોય છે એ સમજે ત્યારે જ આ બની શકે છે. જ્ઞાતની આ એક અખંડ ક્રિયા છે. એ ક્રિયાનો અંત આવી શકે ? મનની ક્રિયાની રીત સમજાય ત્યારે જ, મન જ્યારે પોતાને અને પોતાનાં કાર્યોને, પોતાની રીતોને, પોતાના હેતુઓને, પોતાની શોધને, પોતાની બાહ્ય માગણીઓને જ નહિ પણ અંદરના ઊંડા વેગોને અને આશયોને સમજે ત્યારે જ એ ક્રિયાનો અંત આવી શકે આ ભગીરથ કાર્ય છે. એકાદ સભામાં હાજરી આપવાથી, એકાદ ભાષણ સાંભળવાથી, એકાદ પુસ્તક વાંચવાથી જ તમે શોધી શકો નહિ. બલ્કે એમાં સતત નિરીક્ષણની, જાગૃત હો કે નિદ્રામાં હો ત્યારે પણ તમારા વિચારની, દરેક ગતિની સતત સાવધાનતાની જરૂર પડે છે. એ અવારનવાર અધૂરી ક્રિયા ન હોવી જોઈએ પણ એ એક સમગ્ર ક્રિયા હોવી જોઈએ.

વિશેષમાં, ઇરાદો પણ સાચો હોવો જોઈએ એટલે કે અંદરથી આપણે બધા અજ્ઞાતને માગી રહ્યા છીએ એ ખોટા ખ્યાલનો પણ અંત આવવો જોઈએ. આપણે બધા ઈશ્વરને શોધી રહ્યા છીએ એમ ધારવું એ ભ્રાન્તિ છે. આપણે ઈશ્વરને શોધી રહ્યા જ નથી. પ્રકાશને શોધવાની જરૂર પડતી નથી અંધકાર જશે એટલે પ્રકાશ આવશે જ અને અંધકારદ્વારા આપણે પ્રકાશ મેળવી શકીએ નહિ. જે અંતરાયો

અંધકાર ઉત્પન્ન કરે છે એમને જ આપણે ખસેડી શકીએ અને એ ખસેડવાનો આધાર આપણા ઇરાદાપર રહેલો છે. પ્રકાશ જોવાના હેતુથી જ જો તમે એ દૂર કરતા હો તો તમે કાંઈ જ દૂર કરી રહ્યા નથી. તમે તો અંધકારને સ્થાને પ્રકાશ શબ્દ જ વાપરી રહ્યા છો. અંધકારથી પર નજર કરવી એ પણ અંધકારમાંથી છટકી જવાનો માર્ગ છે.

આપણને કોણ વેગ આપી રહ્યું છે એનો વિચાર કરવાનો નથી પણ આપણામાં આવો ગૂંચવાડો, આવો કલહ, આવો બખેડો, આવો વૈરભાવ—આપણા જીવનની આવી આવી મૂર્ખાઈભરી બાબતો શા માટે છે એનો જ આપણે વિચાર કરવાનો છે. આ વસ્તુઓ દૂર થાય તો પ્રકાશ છે જ પ્રકાશને શોધવાની જરૂર રહેતી નથી. જ્યારે અબુધપણું જાય ત્યારે સમજ જ હોય છે પણ જે માણસ અબુધ છે અને હોશિયાર થવા પ્રયત્ન કરે છે એ અબુધ જ રહે છે મૂઢતાનું જ્ઞાનમાં રૂપાંતર થઈ શકે નહિ; જ્યારે મૂઢતાનો અંત આવે ત્યારે જ સમજ, જ્ઞાન સહજ પ્રકટ થાય છે. જે માણસ મૂઢ છે અને હોશિયાર થવા, ડાહ્યો થવા પ્રયત્ન કરે છે એ કદી ડાહ્યો કે હોશિયાર બની શકે નહિ, એ દેખીતું છે. મૂઢતા શું છે એ જાણવા માટે માણસે એમાં ઊંડા ઉતરવું પડશે, ઉપલકપણે નહિ પણ સંપૂર્ણરીતે અને ઊંડાણથી મૂઢતાનાં જુદાં જુદાં પડ તપાસવાં પડશે અને જ્યારે એ મૂઢતાનો અંત આવશે ત્યારે જ જ્ઞાન પ્રકટ થશે.

માટે જ જ્ઞાતથી કાંઈક વિશેષ, કાંઈક વધારે મહાન જે અજ્ઞાતને શોધવા આપણને વેગ આપી રહ્યું છે એ છે કે નહિ એ શોધવું મહત્ત્વનું નથી પણ આપણામા એવુ શું છે જે ગૂંચવાડો, વિગ્રહો; વર્ગભેદો મોટાપણાનો ગર્વ, સુપ્રસિદ્ધ હોય એની શોધ, જ્ઞાનનો સંચય, સંગીત, કળા અને એવા જ બીજા અનેક માર્ગે છટકી જવાની વૃત્તિ,—આ સઘળું ઉત્પન્ન કરી રહ્યુ છે એ શોધવું મહત્ત્વનું છે. આ સઘળુ એના સત્ય સ્વરૂપમા જાણી લેવું અને આપણે છીએ એવા જ સ્વરૂપમાં આપણી જાતને ઓળખી લેવી એ જ ખરેખર મહત્ત્વનું છે. આ સ્થાનેથી જ આપણે આગળ વધી શકીએ. પછી જ્ઞાતને દૂર કરવાનું કાર્ય

વધારે સહેલું છે. મન જ્યારે શાંત હોય, કાંઈક મેળવવાની ઈચ્છા કરી જ્યારે ભવિષ્યમાં એ ખડું થતુ ન હોય, મન જ્યારે ખરેખર શાંત હોય, ઊંડી રીતે શાંત હોય, ત્યારે જ અજ્ઞાત પ્રકટ થાય છે. એની તમારે શોધ કરવી પડતી નથી. તમે એને આમંત્રણ આપી શકો નહિ. તમે જેને જાણુતા હો તેને જ તમે આમંત્રણ આપી શકો. અજાણ્યા મહેમાનને તમે આમંત્રણ આપતા નથી. તમે જેને ઓળખતા હો તેને જ આમંત્રી શકો છો. પણ તમે અજ્ઞાતને, ઈશ્વરને, સત્યને, જે કહો એને, ઓળખતા નથી. અજ્ઞાતે આવવું જોઈએ, જ્યારે યોગ્ય ક્ષેત્ર હોય, ધરતી ખેડેલી હોય, ત્યારે જ એ આવે છે. પણ એ આવે એટલા માટે જ જો તમે ધરતી ખેડો તો એ તમને મળશે નહિ.

અજ્ઞેયને કેમ શોધવો એ આપણો પ્રશ્ન નથી પણ મન જે જ્ઞાત છે એની સંચય કરનારી ક્રિયાઓને સમજવી એ આપણો પ્રશ્ન છે. એ મહાભારત કાર્ય છે; એમાં સતત એકચિત્તની, જેમાં બેધ્યાન, એકરૂપતા તિરસ્કાર ન હોય એવી સતત સાવધાનતાની જરૂર પડે છે. જે છે એની સાથે જ રહેવાની આ વાત છે. મન ત્યારે જ શાંત થઈ શકે. કોઈ પણ ધ્યાન, કોઈ પણ નિયમન, મનને સાચા અર્થમાં શાંત કરી શકે નહિ. જ્યારે પવનની લહેરો અટકી જાય ત્યારે જ સરોવર શાંત બને છે. સરોવરને તમે શાત કરી શકો નહિ. અજ્ઞેયની પાછળ જવું એ આપણું કાર્ય નથી પણ આપણી અંદરના ગૂંચવાડાને, કલહને, દુ:ખને સમજવાં એ આપણું કાર્ય છે, અને પછી જ એ અજાણ્યે અસ્તિત્વમાં આવે છે અને એમાં જ આનંદ છે.

## ૨૯. સત્ય અને અસત્ય

પ્ર : આપ કહો છો એ મુજબ સત્યનું જ્યારે પુનરાવર્તન કરવામાં આવે ત્યારે એ અસત્ય કેવી રીતે બને છે ? ખરેખર જૂઠાણું શું છે ? જૂઠું બોલવું એ શા માટે અનિષ્ટ છે ? અમારા જીવનની સઘળી ભૂમિકાએ શું આ એક ગૂઢ અને ગહન પ્રશ્ન નથી ?

કૃષ્ણમૂર્તિ: આમાં બે પ્રશ્ન રહેલા છે, માટે આપણે પહેલા પ્રશ્નને તપાસીએ. એ પ્રશ્ન આ છે: સત્યનું જ્યારે પુનરાવર્તન કરવામાં આવે ત્યારે એ કેવી રીતે અસત્ય બને છે ? આપણે જેનું પુનરાવર્તન કરીએ છીએ એ શુ છે ? સમજનું તમે પુનરાવર્તન કરી શકો ? હું કાંઈક સમજ્યું છું. શું હું એનું પુનરાવર્તન કરી શકુ ? હું એને શબ્દોમા ગોઠવી શકું, કોઈને એ કહી શકું પણ ખરેખર અનુભવનુ પુનરાવર્તન થઈ શકતું નથી. આપણે શબ્દોમાં સપડાઈએ છીએ અને અનુભવનું રહસ્ય ગુમાવીએ છીએ. જો તમને કોઈ અનુભવ થાય તો તમે એનુ પુનરાવર્તન કરી શકો ? એનુ પુનરાવર્તન કરવા તમારી ઇચ્છા હોય, એના પુનરાવર્તનની, એના સવેદનની, તમોને ઇચ્છા હોય પણ એકવાર અનુભવ થઈ જાય પછી એ પૂરો થાય છે, એનું પુનરાવર્તન થઈ શકે નહિ. સવેદનનું અને એ સંવેદનમાં પ્રાણ પૂરે એવા અનુરૂપ શબ્દનુ જ પુનરાવર્તન થાય છે. દુર્ભાગ્યે ઘણાઓ પ્રચારક છે એટલે શબ્દના પુનરાવર્તનમાં આપણે સપડાયલા છીએ. આ રીતે આપણે શબ્દમાં જીવીએ છીએ અને સત્યને જતું કરીએ છીએ.

દૃષ્ટાંત તરીકે પ્રેમની લાગણી લો. તમે એનું પુનરાવર્તન કરી શકો ? જ્યારે તમે સાંભળો છો કે 'તમારા પાડોશીને ચાહો' ત્યારે શું એ તમારે માટે સત્ય છે ? જ્યારે તમે તમારા પાડોશીને ચાહતા જ હો ત્યારે જ એ તમારે માટે સત્ય છે અને એ સત્યનુ પુનરાવર્તન થઈ શકે

નહિ પણ એ શબ્દોનું જ પુન: ઉચ્ચારણ થઈ શકે. છતાં 'તમારા પાડોશીને ચાહો' અગર 'લોભ કરશો નહિ'નું પુ:ન ઉચ્ચારણ કરી ઘણાઓ સુખ અને સંતોષ માને છે. માટેજ બીજાના સત્યનું અગર તમારા પોતાના જ અનુભવનું પુન: ઉચ્ચારણ કરવાથી સત્ય પ્રાપ્ત થતું નથી. બલ્કે પુન ઉચ્ચારણ સત્યને અવરોધે છે. અમુક વિચારોનુ કેવળ પુનરાવર્તન કરવું એ સત્ય નથી.

વિરોધી ગુણનો વિચાર કર્યા વિના આ પ્રશ્નને સમજવો એ એક મુસીબત છે જૂઠાણું એ સત્યથી વિરોધની કોઈ બાબત નથી. જે કહેવામાં આવતું હોય એને કોઈના વિરોધ રૂપે કે કોઈના મુકાબલે નહિ પણ એ સત્ય છે કે જૂઠાણું છે એની સાચી હકીકત માણસ સમજી શકે. પણ આપણામાથી ઘણાઓ તો વગર સમજે એવું પુનરાવર્તન જ કરે છે. દૃષ્ટાંત તરીકે નામકરણની, કોઈ પણ વૃત્તિને નામ નહિ આપવા વગેરે વિષે આપણે ચર્ચા કરી રહ્યા છીએ મારી ખાતરી છે કે તમારામાથી ઘણાઓ એ 'સત્ય' છે એમ સમજી એનુ પુનરાવર્તન કરશે. જો તમને સીધો જ અનુભવ થયો હોય તો તમે એનું કદી પણ પુનરાવર્તન કરી શકશો નહિ તમે એ બીજાને કહી સંભળાવો પણ જો એ સાચો જ અનુભવ હશે તો એની પાછળનાં સવેદનો શાંત પડી ગયાં હોય છે, શબ્દોની પાછળ રહેલી બાબતો સંપૂર્ણ રીતે ઓસરી ગઈ હોય છે.

વિચાર કરનાર અને વિચાર એક છે એ વિચારનો દાખલો લઈએ. તમે એનો સીધી રીતે અનુભવ કર્યો હોય તો એ તમારે માટે સત્ય છે. જો હું એનુ પુનરાવર્તન કરૂં તો એ સત્ય કહેવાય નહિ. કહેવાય? પણ યાદ રાખજો કે જૂઠાણાના વિરોધી ગુણ તરીકે સત્ય કહેવાનો મારો આશય નથી. એ સાચો અનુભવ નથી, એ તો માત્ર પુન: ઉચ્ચારણ જ છે અને તેથી જ એનું કાંઈ પણ રહસ્ય નથી. તમે જોઈ શકો છો કે પુન: ઉચ્ચારણથી આપણે ધર્માંધ વિચારો ઉત્પન્ન કરીએ છીએ, આપણે દેવળો બાંધીએ છીએ અને એમાં આપણે આરામ લઈએ છીએ. સત્ય નહિ પણ શબ્દ 'સત્ય' બને છે. પણ શબ્દ એ મૂળ વસ્તુ

નથી. આપણે મન તો મૂળ વસ્તુ એજ શબ્દ રૂપ છે માટેજ માણસ જે કાંઇ સમજતો ન હોય એનુ પુન ઉચ્ચારણ ન કરે એ માટે ખૂબ કાળજી રાખવાની જરૂર છે જો તમે કાંઈ સમજતા હો તો તમે એ બીજાને કહી સંભળાવો છો પણ શબ્દોમાં અને સ્મરણમાં ભાવનાનું રહસ્ય રહ્યુ નથી. માટેજ માણસ જો આ સમજે તો સામાન્ય વાતચીતમા એની દૃષ્ટિ, એની ભાષા. પરિવર્તન પામે છે.

સ્વજ્ઞાનદ્વારા આપણે સત્ય શોધી રહ્યા છીએ અને આપણે કેવળ પ્રચારકો નથી એટલે આ સમજવું મહત્ત્વનું છે. પુનઃ ઉચ્ચારણ વડે શબ્દોથી કે સવેદનોથી માણસ સમોહ પામે છે, માણસ ભ્રાંતિમાં સપડાય છે એમાથી મુક્ત થવા માટે જાતે અનુભવ કરવો જરૂરી છે અને જાતે અનુભવ કરવા માટે પુનરાવર્તનની, ટેવોની, શબ્દોની, સંવેદનોની, ક્રિયા વખતે માણસે સાવધ થવું જોઇએ. એ સાવધાનતા માણસને અસાધારણ મુક્તિ આપે છે જેથી પુનરુદ્ધાર, સતત અનુભવ, નવીનતા શક્ય બને છે.

બીજો પ્રશ્ન આ છે "જૂઠાણું ખરેખર શુ છે? જૂઠું બોલવું એ શા માટે ખોટું છે? અમારા જીવનની સઘળી ભૂમિકાએ શું આ ગૂઢ અને ગહન પ્રશ્ન નથી?"

જૂઠાણુ શું છે? એ એક વિરોધી ભાવ છે, નહિ વારુ? એ મનની અસગતિ છે એ અસંગતિ ભાનપૂર્વકની કે બેભાનપૂર્વકની પણ હોય એ ઇરાદાપૂર્વકની કે અજાણપણે પણ હોય. એ અસંગતિ ઘણીજ ગહન કે સ્પષ્ટ પણ હોય વિરોધી ભાવોમાં અંતર જ્યારે મોટું હોય છે ત્યારે માણસ કા તો સમતોલપણું ગુમાવે છે અગર એ અંતરને સમજી એને દૂર કરવા માડે છે.

જૂઠાણું શુ છે અને આપણે શા માટે જૂઠું બોલીએ છીએ એ પ્રશ્ન સમજવા માટે એના વિરોધી ગુણનો વિચાર કર્યા વિના માણસે એને સમજવો જોઇએ. સુસગત થવાનો પ્રયત્ન કર્યા વિના આપણી અંદરની અસંગતિના પ્રશ્નને આપણે તપાસી શકીએ છીએ? આ પ્રશ્નને

તપાસવામાં આપણી એક મુસીબત એ છે કે આપણે જૂઠાણાને એકદમ તિરસ્કારી કાઢીએ છીએ. નહિ વારુ? પણ એને સમજવા માટે સત્ય અને જૂઠાણાના રૂપમાં નહિ પણ વિરોધભાવ (અસંગતિ) શું છે એનો આપણે વિચાર કરી શકીએ? આપણે શા માટે એકગુણથી વિરોધના ગુણ તરફ વળીએ છીએ? આપણામાં વિરોધભાવ શા માટે નજરે પડે છે? કોઈ આદર્શ પ્રમાણે જીવવાનો સતત પ્રયત્ન, બીજાની કે પોતાની દૃષ્ટિમાં કાંઈક બનવાનો સતત પ્રયાસ, કોઈ ધોરણ કે નમૂના મુજબ જીવવાની કોશિશ આપણામાં નજરે પડતાં નથી? આપણામાં કોઈ નમૂનાનું અનુસરણ કરવાની વૃત્તિ હોય છે, ખરું ને? જ્યારે માણસ એ નમૂના પ્રમાણે જીવતો નથી ત્યારે અસંગતિ જોવામાં આવે છે.

આપણે શા માટે કોઈ નમૂના પ્રમાણે, કોઈ ધોરણ પ્રમાણે, કોઈ વિચાર પ્રમાણે જીવવા પ્રયત્ન કરી રહ્યા છીએ? શા માટે? દેખીતું જ છે કે આપણે સલામત રહેવા, નિશ્ચિંત રહેવા, લોકપ્રિય થવા, સારી ખ્યાતિ વગેરે મેળવવા આ બધું કરી રહ્યા છીએ. આ જ અસંગતિનું મૂળ છે. જ્યાંસુધી આપણે કોઈકના જેવા થવા પ્રયત્ન કરીએ છીએ, કાંઈક બનવા પ્રયત્ન કરીએ છીએ, ત્યાંસુધી અસંગતિ રહેવાની જ. માટે જ જૂઠ અને સત્ય વચ્ચે આ અંતર રહેવાનું જ. જો તમે શાંતિથી એનો વિચાર કરો તો તમને જણાશે કે આ મહત્ત્વનું છે. જૂઠ અને સત્ય નથી એમ કહેવાનો આશય નથી પણ આપણી અંદર અસંગતિ શા માટે છે? આપણે ઉમદા, ભલા, સદ્‌ગુણી, સર્જક, સુખી વગેરે થવા પ્રયત્ન કરી રહ્યા છીએ એ શું એનું કારણ નથી? કાંઈક થવાની અને કાંઈક બીજું નહિ થવાની ઇચ્છામાં જ અસંગતિ છે—આ અસંગતિ જ અતિશય વિનાશક છે. માણસ જો આ કે પેલા સાથે, કોઈની સાથે પણ સંપૂર્ણ રીતે એકરૂપ થઈ શકે તો આ અસંગતિનો અંત આવે છે; પણ જ્યારે આપણે કોઈ સાથે સંપૂર્ણ રીતે એકરૂપ થઈએ છીએ ત્યારે અહમ્‌ને ટકાવી રાખીએ છીએ, સામનો કરીએ છીએ અને એમાંથી અસમતોલપણું પેદા થાય છે એ દેખીતું જ છે.

આપણા જીવનમાં આવી અસંગતિ શા માટે છે? મેં કાંઈક કરી નાખ્યું અને એ ખુલ્લું ન પડે એમ હું ઇચ્છું છું; મેં કાંઈક વિચાર્યું હોય અને એ ધારેલા નિશાન સુધી પહોંચી ન શકે. આથી હું વિરોધી ભાવની સ્થિતિમાં મુકાઉં છું અને મને એ ગમતું નથી. જ્યાં કાંઈકના જેવા થવાનો પ્રયાસ છે ત્યાં ભય રહેલો છે અને આ ભય જ વિરોધીભાવ તરફ આપણને દોરે છે પણ જો કાંઈ પણ બનવાનો પ્રયાસ ન હોય, કાંઈક થવાનો પ્રયત્ન ન હોય, તો ભયની લાગણી પેદા થતી નથી અને અસગતિ આવતી નથી. પછી જાગૃત કે અજાગૃત કોઈ પણ ભૂમિકાએ આપણામાં જૂઠાણું રહેતું નથી જેને આપણે દબાવવું પડે કે ખુલ્લું કરી દેવું પડે. આપણાં ઘણાંખરાં જીવન મનોવૃત્તિ અને આડંબરનાં જ બનેલાં છે, આપણી મનોવૃત્તિ પર જ અવલંબે છે એટલે આપણે આડંબર કરીએ છીએ અને એ જ આપણી અસંગતિ છે. જ્યારે મનોવૃત્તિ જતી રહે છે, ત્યારે આપણે આપણા સાચા સ્વરૂપમાં આવીએ છીએ. તમે સભ્યતાવાળું નિર્દોષ જૂઠાણું બોલો છો કે નહિ એ મહત્ત્વતું નથી પણ આ અસંગતિ જ ખરેખર મહત્ત્વની બાબત છે. જ્યાંસુધી આ અસંગતિ ચાલુ રહે છે ત્યાંસુધી જીવન ઉપરછલ્લું જ રહેશે અને તેથી ઉપરછલ્લા ભય સામે રક્ષણ કરવું પડશે અને પછી નિર્દોષ જૂઠાણાં વગેરે ચાલુ જ રહેવાનાં. જૂઠાણું શું અને સત્ય શું એ પૂછ્યા વિના, આવા વિરોધી ગુણો વિના, આપણી અંદર રહેલી અસંગતિનો પ્રશ્ન આપણે તપાસીએ. એ કાર્ય ઘણું જ મુશ્કેલ છે કારણકે આપણે સંવેદનો પર આધાર રાખીએ છીએ એટલે આપણાં ઘણાંખરાં જીવન વિરોધીભાવવાળાં છે. આપણે સ્મરણો, અભિપ્રાયો, પર આધાર રાખીએ છીએ. આપણા જીવનમાં ઘણા ઘણા ભય છે અને આપણે એમને ઢાંકી રાખવા માગીએ છીએ. આ સઘળું આપણા જીવનમાં અસંગતિ ઉત્પન્ન કરે છે. જ્યારે એ અસંગતિ અસહ્ય થઇ પડે છે ત્યારે આપણે સમતોલપણું ગુમાવીએ છીએ. આપણને શાંતિ જોઈએ છે અને આપણાં બધાં જ કાર્યો

વિગ્રહ પેદા કરે છે–ફક્ત કુટુંબમાં જ નહિ, બહાર પણ. ઘર્ષણ શાથી પેદા થાય છે એ સમજવાને બદલે આપણે આ કે પેલા વિરોધી ગુણવાળા બનવા વધારે ને વધારે પ્રયત્ન કરીએ છીએ અને એ રીતે આપણે વધારે મોટું અંતર ઉત્પન્ન કરીએ છીએ.

આપણા જીવનમાં વિરોધાભાસ શા માટે છે એ ઉપરથી જ નહિ પણ ઊંડાણથી, ચિત્તથી, સમજવું શક્ય છે ? પ્રથમ તો માણસ એમ જાણે છે કે પોતે વિરોધીભાવવાળું જીવન જીવે છે ? આપણે શાંતિ માગીએ છીએ અને આપણે રાષ્ટ્રવાદી છીએ; આપણે સામાજિક દુઃખ દૂર કરવા માગીએ છીએ અને છતાં ય આપણે બધા અહંભાવી, સંકુચિત, અહમ્‌માં જકડાયલા છીએ. આપણે નિરંતર વિરોધભાવોમાંજ જીવીએ છીએ, શા માટે ? આપણે ઇન્દ્રિય સુખના ગુલામો છીએ એ શું એનું કારણ નથી ? આનો સ્વીકાર કે અસ્વીકાર કરવાનો નથી. એમાં સંવેદનો એટલે કે વૃત્તિઓના સંદર્ભોની ઊંડી સમજ જોઈએ. આપણને ઘણી ઘણી વસ્તુઓ જોઈએ છીએ અને એ સઘળી એકબીજાથી વિરોધી છે. આપણે અનેક વિરોધી વેશવાળા છીએ, જ્યારે કોઈ વેશ આપણને અનુકૂળ હોય ત્યારે આપણે એ ધારણ કરીએ છીએ અને જ્યારે બીજો કોઈ વેશ વધારે લાભદાયક કે આનંદજનક જણાય ત્યારે એનો ત્યાગ કરીએ છીએ. આ વિરોધી–અસંગત–સ્થિતિ જૂઠાણું પેદા કરે છે. એના વિરોધમાં આપણે ‘ સત્ય ’ ઉત્પન્ન કરીએ છીએ. પણ ખરેખર સત્ય એ જૂઠાણાનો વિરોધી ગુણ નથી. જે વિરોધી ગુણ છે એ સત્ય નથી. વિરોધી ગુણમાં એનો વિરોધી ગુણ સમાયલો છે માટે એ સત્ય નથી અને આ પ્રશ્નને ગંભીરપણે સમજવા માટે આપણા સઘળા વિરોધીભાવોની આપણને જાણ થવી જોઈએ. જ્યારે હું એમ કહું કે ‘ હું તમને ચાહું છું ’ ત્યારે એમા ઈર્ષા, અદેખાઈ, ચિંતા, ભય, સમાયલાં છે અને એ જ અસંગતિ છે. આ અસંગતિને જ સમજવી જોઈએ અને માણસ જ્યારે બચાવ કે તિરસ્કાર કર્યા વિના ફક્ત એને નિહાળતો હોય ત્યારે જ એને એની જાણ થાય છે. શાંતપણે એને

નીરખવા માટે બચાવ કરવાની કે તિરસ્કાર કરવાની સઘળી ક્રિયા માણસે સમજવી જોઈએ.

કોઈ પણ બાબતને શાંતપણે નીરખવી એ સહેલું કાર્ય નથી પણ એ સમજવામાં માણસ પોતાના વિચારોની અને વૃત્તિઓની સઘળી ક્રિયા સમજવા માંડે છે પોતાના જીવનમાં રહેલી અસંગતિનું પૂર્ણ રહસ્ય જાણવામાં આવે તો કોઈ અસાધારણ પરિવર્તન થવા પામે છે. પછી તમે છો એવા જ છો, કાંઈક થવાનો પ્રયત્ન કરનારા રહેતા નથી પછી તમે કોઈ આદર્શનું અનુસરણ કરતા નથી. જે છો એ સ્થિતિમાંથી જ તમે આગળ વધો છો. પછી અસંગતિની શકયતા રહેતી નથી.

# ૩૦. ઈશ્વર

પ્રઃ આપે સત્ય સિદ્ધ કર્યું છે. ઈશ્વર શું છે એ આપ અમને કહી શકશો ?

કૃષ્ણમૂર્તિઃ મેં સિદ્ધિ મેળવી છે એ તમે કેવી રીતે જાણ્યું? મેં સિદ્ધિ મેળવી છે એ જાણવા માટે તમે પણ સિદ્ધિ મેળવેલી હોવી જોઈએ. આ કેવળ ચતુર જવાબ નથી. કોઈ પણ વસ્તુ જાણવા માટે તમારે એના ભાગરૂપ થવું જોઈએ, તમને પણ એ અનુભવ થયેલો હોવો જોઈએ. અને તેથી તમે એમ કહો કે મેં સિદ્ધિ પ્રાપ્ત કરી છે એનો કાંઈ અર્થ નથી. મેં સિદ્ધિ પ્રાપ્ત કરી હોય કે ન કરી હોય એની શી ગણના છે? હું જે કહી રહ્યો છું એ શું સત્ય નથી? હું સૌથી વધારે સંપૂર્ણ માનવી હોઉં તો પણ હું જે કહું છું એ જો સત્ય ન હોય તો તમારે મને શા માટે સાંભળવો પણ જોઈએ? ખરેખર, હું જે કહી રહ્યો છું એની સાથે મારી સિદ્ધિને કાંઈ સંબંધ નથી, બીજાએ સિદ્ધિ પ્રાપ્ત કરી છે માટે જે માણસ એને પૂજે છે એ ખરેખર તો પ્રમાણને જ પૂજી રહ્યો છે અને તેથી એ સત્ય કદી પણ પ્રાપ્ત કરી શકે નહિ. શું સિદ્ધ કરવામાં આવ્યું છે એ સમજવું અને જેણે સિદ્ધિ પ્રાપ્ત કરી હોય એને ઓળખવો એ જરા પણ મહત્ત્વનું નથી. એ મહત્ત્વનું છે?

હું જાણું છું કે આખી પ્રથા એમ જ કહે છે કે સિદ્ધિ પ્રાપ્ત કરી હોય એવાની સંગે રહો.' એ માણસે સિદ્ધિ પ્રાપ્ત કરી છે એ તમે કેવી રીતે જાણી શકો? તમે તો ફક્ત એના સમાગમમાં જ આવી શકો અને આજના જમાનામાં તો એય અતિશય મુશ્કેલ છે. જે માણસો કાંઈ પણ શોધતા ન હોય, જેઓ કાંઈ પણ મેળવવા પ્રયત્ન કરી રહ્યા ન હોય એવા સાચા અર્થમાં બહુ જ થોડા માણસો 'સારા' માણસો છે જેઓ કાંઈ શોધી રહ્યા છે અથવા કાંઈ મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે એ શોષણ કરનારાઓ છે અને તેથી પ્રેમ દર્શાવવા માટે કોઈ સાથી મેળવવો ઘણું જ વસમું છે.

જેમણે સિદ્ધિ મેળવી હોય એમને આપણે આદર્શરૂપ ગણીએ છીએ અને આશા રાખીએ છીએ કે એઓ આપણને કાંઈ આપશે પણ એ ખોટો સંબંધ છે. જે માણસે સિદ્ધિ મેળવી હોય એ માણસમાં, જો પ્રેમ ન હોય તો, બીજાને એ કેવી રીતે કહી શકે ? એ આપણી મુસીબત છે. આપણી બધી ચર્ચાઓમાં આપણે ખરેખર એકબીજાને ચાહતા નથી, આપણે બીજાને શંકાની નજરે જોઈએ છીએ. તમારે મારી પાસેથી જ્ઞાન, સિદ્ધિ, કાંઈક જોઈએ છે અગર તમે મારી સોબત મેળવવા માગો છો. આ સઘળું દર્શાવે છે કે તમે ચાહતા નથી તમારે કાંઈક જોઈએ છે અને તેથી તમે શોષણ કરવા નીકળી પડ્યા છો. જો આપણે એક બીજાને ખરેખર ચાહીએ તો તતક્ષણ સંબંધ થાય. પછી તમે સિદ્ધિ મેળવી હોય અને મેં ન મેળવી હોય અગર તમે ઉચ્ચ કે નીચ હો એ બાબતોનો કાંઈ અર્થ રહેતો નથી. પણ આપણા હૃદય ચીમળાઈ ગયાં છે એટલે ઈશ્વર અતિ મહત્ત્વનો થઈ પડ્યો છે એટલે કે તમે ઈશ્વરને ઓળખવા માગો છો, કારણકે તમારા હૃદયમાં ગીત રહ્યું નથી અને તમે ગાનારની પાછળ જાઓ છો અને ‘ મને ગાતાં શીખવશો ? ’ એમ તમે એને પૂછો છો. એ તમને પદ્ધતિ શીખવી શકે પણ પદ્ધતિથી તમે સર્જનશીલ બની શકો નહિ. કેમ ગાવું એ જાણવાથી જ તમે સંગીતકાર નહિ બની શકો. નૃત્યનાં દરેક ડગ તમે જાણો પણ તમારા હૃદયમાં સર્જન નહિ હોય તો તમે કેવળ યંત્રની માફક જ કાર્ય કરશો. જો કોઈ પરિણામ પ્રાપ્ત કરવાનો જ તમારો હેતુ હોય તો તમે ચાહી શકો નહિ. આદર્શ જેવી કોઈ વસ્તુ જ નથી કારણકે એ તો ફક્ત એક પ્રાપ્તિ જ છે. સૌંદર્ય એ પ્રાપ્તિ નથી; એ સત્ય છે, અત્યારે, આવતી કાલે નહિ. જો પ્રેમ હશે તો અજ્ઞાતને તમે સમજશો, ઈશ્વર શું છે એ તમે જાણશો, કોઈએ કહેવાની જરૂર નહિ રહે અને એ જ પ્રેમની ખૂબી છે. પ્રેમ પોતે જ અનંતતા છે. આપણામાં પ્રેમ નથી માટે જ કોઈ વ્યક્તિ અગર ઈશ્વર આપણને એ આપે એમ આપણે ઈચ્છીએ. જો આપણે ખરેખર ચાહતા હોત તો આ દુનિયા કેવી નિરાળી બની હોત એ તમે જાણો છો ? આપણે ખરેખર સુખી માનવીઓ

# ૩૧. તાત્કાલિક સિદ્ધિ

પ્ર: કોઈ પણ પૂર્વ તૈયારી વિના આપ જે સત્યની વાત કરી રહ્યા છો તે અમે અત્યારે જ સિદ્ધ કરી શકીએ?

કૃષ્ણમૂર્તિ: સત્યનો તમે શો અર્થ કરો છો? જે શબ્દનો આપણે અર્થ જાણતા ન હોઈએ એ શબ્દ આપણે વાપરવો ન જોઈએ. આપણે વધારે સાદો, વધારે સીધો શબ્દ વાપરી શકીએ છીએ. તમે પ્રશ્નને સીધી રીતે સમજી શકો? એ કહેવાનો અર્થ છે. ખરું ને? જે છે એને તમે વિના વિલંબે, અત્યારે જ, સમજી શકો? જે છે એને સમજવામાં તમે સત્યનું રહસ્ય સમજી શકશો. પણ માણસે સત્ય સમજવું જોઈએ એમ કહેવું એનો ઝાઝો અર્થ નથી. પ્રશ્નને તમે સીધી રીતે, પૂર્ણ રીતે, સમજી શકો અને એમાંથી મુક્ત થઈ શકો? આ પ્રશ્નમાં કહેવાનો ધ્વનિ આ છે. નહિ વારુ? મડાગાંઠને, આઘાતને, તમે વિના વિલંબે સમજી શકો, એનું આખું રહસ્ય જોઈ શકો અને એમાંથી મુક્ત થઈ શકો? જેને તમે સમજો છો તેનો અવશેષ રહેતો નથી માટે જ સમજ યા સત્ય એ જ મુક્ત કરનાર છે. પ્રશ્નથી, આઘાતથી, તમે અત્યારે જ મુક્ત થઈ શકો? જીવન એ આઘાત અને પ્રત્યાઘાતની પરંપરા છે. નહિ વારુ? અને આઘાતનો તમારો પ્રત્યાઘાત જો મર્યાદિત, સંકુચિત, અપૂર્ણ, હોય તો એ આઘાત પોતાની નિશાની, પોતાનો અવશેષ પાછળ મૂકતો જાય છે અને બીજા નવા આઘાતથી એ વધુ પ્રબળ બને છે. આ રીતે અવશેષવાળું સ્મરણ, સંચય, નિશાનીઓ, સતત ચાલ્યા કરે છે અને આ સઘળી નિશાનીઓવડે આપણે નવાને સ્વીકારીએ છીએ અને તેથી નવા આઘાતને આપણે કદી અનુભવતા જ નથી. માટે તમે સમજતા નથી, કોઈ પણ આઘાતમાંથી મુક્ત થતા નથી.

કોઈ પણ આઘાતને સપૂર્ણ રીતે, સીધી રીતે હું સમજી શકું

કે નહિ, હું એનું સઘળું રહસ્ય, એની સઘળી પરિમલ, એનું ઊંડાણ, એનું સૌંદર્ય અને એની વિરૂપતા, સમજી શકું અને એમાંથી મુક્ત થઈ શકું કે નહિ એ જ પ્રશ્ન છે આઘાત હમેશાં નવો હોય છે. ખરૂં ને? પ્રશ્ન હમેશાં નવો હોય છે. નહિ વારૂ? દૃષ્ટાંત તરીકે ગઈ કાલે તમને જે પ્રશ્ન હતો એનું એવું તો રૂપાંતર થઈ ચૂક્યું હોય છે કે જ્યારે આજ તમે એને જુઓ છો ત્યારે એ તદ્દન નવો જ હોય છે. પણ તમે એને જૂનાવડે જુઓ છો, કારણકે તમે તમારા વિચારોનું પરિવર્તન કર્યા વિના જ ફક્ત એમનુ રૂપાંતર કરીને એને જુઓ છો.

આ પ્રશ્નને આપણે બીજી રીતે રજૂ કરીએ. હું તમને ગઈ કાલે મળ્યો હતો ત્યારબાદ તમે બદલાયા છો. તમારામાં ફેરફાર થયો છે પણ મારી આગળ તો હજુય તમારૂં ગઈ કાલનું જ ચિત્ર છે. મારા એ ચિત્ર સાથે આજ હું તમને મળું છું અને તેથી હું તમને સમજતો નથી —ગઈ કાલે તમારૂં જે ચિત્ર મેં ચીતર્યું હતું એને જ ફક્ત હું સમજું છું. જો મારે તમને સમજવા હોય તો ગઈ કાલનુ ચિત્ર મારે દૂર કરવું જોઈએ, એમાંથી મારે મુક્ત થવું જોઈએ કારણકે તમે બદલાયા છો, પરિવર્તન પામ્યા છો. બીજા શબ્દોમાં કહીએ તો આઘાત જે હમેશાં નવો જ છે એને સમજવા માટે મારે એને નવી રીતે જોવો જોઈએ, એમાં ગઈ કાલનો અવશેષ ન હોવો જોઈએ; આ રીતે મારે ગઈ કાલને વિદાય આપવી જોઈએ.

આખરે તો જીવન શું છે! એ હમેશાં નવું જ છે. નવું નથી? જીવન સદા પરિવર્તન પામ્યા જ કરે છે, એ નવી લાગણી ઉત્પન્ન કરે જાય છે આજ ગઈ કાલ જેવી કદી હોતી જ નથી અને એ જ જગતની લીલા છે. આપણે દરેક પ્રશ્નને નવી રીતે જોઈ શકીએ? ઘેર જાઓ પછી તમે તમારી પત્નીને, તમારા બાળકને, નવી રીતે મળી શકો, આઘાતને નવી રીતે જોઈ શકો? જો ગઈકાલનાં સ્મરણોનો બોજો તમારે શિર હશે તો તમે એમ નહિ કરી શકો. માટે જ કોઈ પ્રશ્નનુ, કોઈ સબંધનું, સત્ય સમજવા માટે તમારે એને નવી રીતે જોવો જોઈએ—'ખુલ્લા મનથી' નહિ કારણકે એનો કાંઈ અર્થ નથી. ગઈ કાલનાં સ્મરણોની અસર વિના તમારે એને નીરખવો જોઈએ એટલે કે નવો આઘાત ઉદ્ભવે ત્યારે

હોવા જોઈએ. માટે જ આપણે વસ્તુઓમાં, કુટુંબમાં આદર્શોમાં સુખની આશા રાખવી જોઈએ નહિ. આપણે સુખી થવું જોઈએ અને તેથી વસ્તુઓ, વ્યક્તિઓ, આદર્શો આપણા જીવન પર અધિકાર ભોગવનાર હોવાં જોઈએ નહિ. એ સઘળી ગૌણ બાબતો છે. આપણામાં પ્રેમ નથી અને આપણે સુખી નથી જ માટે વસ્તુઓ આપણને સુખ આપશે એમ ધારી વસ્તુઓમાં આપણે સુખ મેળવવાની આશા રાખીએ છીએ. ઈશ્વર પણ આવી એક સુખ મેળવવાની વસ્તુ છે

સત્ય શું છે એ હું તમને કહુ એમ તમે ઇચ્છો છો. અવર્ણનીયનું વર્ણન થઈ શકે? અમાપને તમે માપી શકો? પવનને તમે તમારી મૂઠીમાં પકડી શકો? જો તમે એમ કરી શકો તો એ પવન છે? અમાપને જો તમે માપી શકો તો એ શું સત્ય છે? જો તમે એને શબ્દોમાં ગોઠવી શકો તો એ શું સત્ય છે? નથી જ, કારણકે જે અવર્ણનીય છે એનું તમે વર્ણન કરો તો એ સત્ય રહેતું નથી. અજ્ઞેયને તમે જ્ઞાતની ભાષામાં વર્ણવો તો એ અજ્ઞેય રહેતુ નથી; છતાં આપણે તો એ જ કરવા તલસી રહ્યા છીએ. આખો વખત આપણે એ જાણવા માગીએ છીએ કારણકે એમ થાય તો આપણે ચાલુ રહી શકીશું, આપણે માનીએ છીએ કે આપણે અંતિમ સુખ, ચિરસ્થાયીપણું, મેળવી શકીશું. આપણે કંગાલ રીતે પ્રયત્ન કરી રહ્યા છીએ, આપણે જીર્ણ થઈ ગયા છીએ, આપણું પતન થઇ ચૂક્યું છે માટે જ આપણે જાણવા માગીએ છીએ. આપણું પતન થયુ છે. આપણે મંદબુદ્ધિના છીએ, આપણે કંટાળેલા છીએ અને આપણે કલહમાં છીએ એ સાદી હકીકત જાણી લેવાને બદલે આપણે જે જ્ઞાત છે એમાંથી અજ્ઞાતમાં જવા માગીએ છીએ અને એ અજ્ઞાત પાછુ જ્ઞાત બને છે. અને તેથી આપણે સત્યને કદી શોધી શકીશું નહિ.

માટે કોણે સિદ્ધિ મેળવી છે અગર ઈશ્વર શું છે એ પૂછવાને બદલે જે છે એના પ્રત્યે તમારૂ પૂર્ણ ધ્યાન અને સાવધાનતા શા માટે દાખવતા નથી? આમ થશે ત્યારે જ તમે અજ્ઞાતને જાણી શકશો અગર એ તમારી પાસે આવશે. જે જ્ઞાત છે એને જો તમે સમજો તો

બહારથી ઉત્પન્ન કરેલી, લાદેલી ન હોય એવી અસાધારણ શાંતિનો તમને અનુભવ થશે, જે સર્જનશીલ શૂન્યાવસ્થામાં જ સત્ય પ્રકટ થઈ શકે તે શર્જનશીલ શૂન્યાવસ્થાનો તમને અનુભવ થશે. જે કાંઈક થઈ રહ્યું છે, જે પ્રયત્ન કરી રહ્યું છે તેમાં એ પ્રકટ થઈ શકે નહિ જે પોતાની વર્તમાન સ્થિતિ અનુભવી રહ્યું છે, જે જે છે એને સમજે છે, તેમા જ એ પ્રકટ થાય છે. પછી તમને જણાશે કે સત્ય દૂર વસતું નથી, અજ્ઞાત દૂર નથી, જે છે એમાં જ એ વસે છે. જેવી રીતે પ્રશ્નનો જવાબ પ્રશ્નમા જ રહેલો છે તેવી રીતે જે છે એમાં જ સત્ય રહેલુ છે. જો એ આપણે સમજી શકીએ તો આપણે સત્યને પિછાની શકીશું

નીરસતાની, લોભની, વૈમનસ્યની, મહત્ત્વાકાક્ષા વગેરેની જાણ થવી અતિશય મુશ્કેલ છે. જે છે એની જાણ થાય એ જ સત્ય છે. મુક્ત થવા તમે પ્રયત્ન કરો એથી તમે મુક્ત થતા નથી. સત્ય જ તમને મુક્ત કરે છે. આ રીતે સત્ય દૂર નથી પણ આપણે એને દૂર હોય એમ ગણીએ છીએ કારણકે અહમ્‌ને જારી રાખવાના સાધન તરીકે આપણે એનો ઉપયોગ કરવા યત્ન કરીએ છીએ. સત્ય અહી છે, અત્યારે છે, વર્તમાનમાં છે. વર્તમાન એ જ અનાદિ અનંત કે કાલાતીત છે અને જે માણુસ કાળની જાળમાં સપડાયો છે એ વર્તમાનને સમજી શકે નહિ. કાળથી વિચારને મુક્ત કરવા માટે કાર્યની જરૂર છે પણ મન આળસુ છે, પ્રમાદી છે અને તેથી એ બીજા અંતરાયો ઊભા કરે છે. એ કાર્ય સમ્યક્ ધ્યાનથી જ થઈ શકે અને ચાલુ રહેતું કાર્ય નહિ પણ પૂર્ણ કાર્ય એ એનો અર્થ છે; અને ચાલુ રહેવાની ક્રિયા જે હકીકતોનું નહિ પણ ચિત્તનું સ્મરણ છે એને જ્યારે મન સમજે ત્યારે જ પૂર્ણ કાર્ય સમજાય. જ્યાંસુધી સ્મરણ કાર્ય કરે છે ત્યાંસુધી મન જે છે એને સમજી શકે નહિ પણ જ્યારે માણુસ વિલયનું રહસ્ય સમજે છે ત્યારે માણુસનું મન, એનું આખું જીવન, અસાધારણ રીતે સર્જનશીલ, શાંતપણે સચેત બને છે કારણકે વિલયમાં નવસર્જન છે, પણ ચાલુ રહેવામાં મૃત્યુ છે, વિનાશ છે.

# ૩૧. તાત્કાલિક સિદ્ધિ

પ્ર: કોઈ પણ પૂર્વ તૈયારી વિના આપ જે સત્યની વાત કરી રહ્યા છો તે અમે અત્યારે જ સિદ્ધ કરી શકીએ?

કૃષ્ણમૂર્તિ: સત્યનો તમે શો અર્થ કરો છો? જે શબ્દનો આપણે અર્થ જાણતા ન હોઈએ એ શબ્દ આપણે વાપરવો ન જોઈએ. આપણે વધારે સાદો, વધારે સીધો શબ્દ વાપરી શકીએ છીએ. તમે પ્રશ્નને સીધી રીતે સમજી શકો? એ કહેવાનો અર્થ છે. ખરું ને? જે છે એને તમે વિના વિલંબે, અત્યારે જ, સમજી શકો? જે છે એને સમજવામાં તમે સત્યનું રહસ્ય સમજી શકશો પણ માણસે સત્ય સમજવું જોઈએ એમ કહેવું એનો ઝાઝો અર્થ નથી. પ્રશ્નને તમે સીધી રીતે, પૂર્ણ રીતે, સમજી શકો અને એમાંથી મુક્ત થઈ શકો? આ પ્રશ્નમાં કહેવાનો ધ્વનિ આ છે. નહિ વારૂ? મડાગાંઠને, આઘાતને, તમે વિના વિલંબે સમજી શકો, એનું આખું રહસ્ય જોઈ શકો અને એમાંથી મુક્ત થઈ શકો? જેને તમે સમજો છો તેનો અવશેષ રહેતો નથી માટે જ સમજ યા સત્ય એ જ મુક્ત કરનાર છે. પ્રશ્નથી, આઘાતથી, તમે અત્યારે જ મુક્ત થઈ શકો? જીવન એ આઘાત અને પ્રત્યાઘાતની પરંપરા છે. નહિ વારૂ? અને આઘાતનો તમારો પ્રત્યાઘાત જો મર્યાદિત, સંકુચિત, અપૂર્ણ, હોય તો એ આઘાત પોતાની નિશાની, પોતાનો અવશેષ પાછળ મૂકતો જાય છે અને બીજા નવા આઘાતથી એ વધુ પ્રબળ બને છે. આ રીતે અવશેષવાળું સ્મરણ, સંચય, નિશાનીઓ, સતત ચાલ્યા કરે છે અને આ સઘળી નિશાનીઓવડે આપણે નવાને સ્વીકારીએ છીએ અને તેથી નવા આઘાતને આપણે કદી અનુભવતા જ નથી. માટે તમે સમજતા નથી, કોઈ પણ આઘાતમાંથી મુક્ત થતા નથી.

કોઈ પણ આઘાતને સપૂર્ણ રીતે, સીધી રીતે હું સમજી શકું

કે નહિ, હું એનું સઘળું રહસ્ય, એની સઘળી પરિમલ, એનું ઊંડાણુ, એનું સૌંદર્ય અને એની વિરૂપતા, સમજી શકું અને એમાંથી મુક્ત થઈ શકું કે નહિ એ જ પ્રશ્ન છે. આઘાત હમેશાં નવો હોય છે. ખરૂં ને? પ્રશ્ન હમેશાં નવો હોય છે. નહિ વારૂ? દૃષ્ટાંત તરીકે ગઈ કાલે તમને જે પ્રશ્ન હતો એનું એવું તો રૂપાંતર થઈ ચૂક્યું હોય છે કે જ્યારે આજ તમે એને જુઓ છો ત્યારે એ તદ્દન નવો જ હોય છે. પણુ તમે એને જૂનાવડે જુઓ છો, કારણુકે તમે તમારા વિચારોનું પરિવર્તન કર્યા વિના જ ફક્ત એમનુ રૂપાંતર કરીને એને જુઓ છો.

આ પ્રશ્નને આપણે બીજી રીતે રજૂ કરીએ. હું તમને ગઈ કાલે મળ્યો હતો ત્યારબાદ તમે બદલાયા છો. તમારામાં ફેરફાર થયો છે પણુ મારી આગળ તો હજુય તમારૂં ગઈ કાલનું જ ચિત્ર છે. મારા એ ચિત્ર સાથે આજ હું તમને મળું છું અને તેથી હું તમને સમજતો નથી —ગઈ કાલે તમારૂં જે ચિત્ર મેં ચીતર્યું હતું એને જ ફક્ત હું સમજું છું. જો મારે તમને સમજવા હોય તો ગઈ કાલનું ચિત્ર મારે દૂર કરવું જોઈએ, એમાંથી મારે મુક્ત થવું જોઈએ કારણુકે તમે બદલાયા છો, પરિવર્તન પામ્યા છો. બીજા શબ્દોમાં કહીએ તો આઘાત જે હમેશાં નવો જ છે એને સમજવા માટે મારે એને નવી રીતે જોવો જોઈએ, એમાં ગઈ કાલનો અવશેષ ન હોવો જોઈએ; આ રીતે મારે ગઈ કાલને વિદાય આપવી જોઈએ.

આખરે તો જીવન શું છે! એ હમેશાં નવું જ છે. નવું નથી? જીવન સદા પરિવર્તન પામ્યા જ કરે છે, એ નવી લાગણી ઉત્પન્ન કરે જાય છે આજ ગઈ કાલ જેવી કદી હોતી જ નથી અને એ જ જગતની લીલા છે. આપણે દરેક પ્રશ્નને નવી રીતે જોઈ શકીએ? ઘેર જાઓ પછી તમે તમારી પત્નીને, તમારા બાળકને, નવી રીતે મળી શકો, આઘાતને નવી રીતે જોઈ શકો? જો ગઈકાલનાં સ્મરણોનો બોજો તમારે શિર હશે તો તમે એમ નહિ કરી શકો. માટે જ કોઈ પ્રશ્નનુ, કોઈ સંબધનું, સત્ય સમજવા માટે તમારે એને નવી રીતે જોવો જોઈએ—'ખુલ્લા મનથી' નહિ કારણુકે એનો કાંઈ અર્થ નથી. ગઈ કાલનાં સ્મરણોની અસર વિના તમારે એને નીરખવો જોઈએ એટલે કે નવો આઘાત ઉદ્ભવે ત્યારે

ગઈ કાલના બધા પ્રત્યાઘાતોથી વાકેફ થાઓ અને ગઈ કાલના અવશેષની, સ્મરણોની, જાણ મેળવવાથી એ વિના પ્રયત્ને ખરી પડે છે અને તેથી તમારું મન નિર્મળ બને છે એમ તમને જણાશે.

પૂર્વ તૈયારી વિના, વિના વિલંબે, માણસ સત્યને સિદ્ધ કરી શકે? હું કહુ છું કે, હા. મારી કોઈ કલ્પનાથી, મારી કોઈ ભ્રાંતિથી, આ હુ કહેતો નથી. પણ ચિત્તદૃષ્ટિએ એનો પ્રયોગ કરી જુઓ અને તમને (એ સત્ય) જણાશે. કોઈ પણ આઘાત લો, કોઈ પણ નાનો પ્રસગ લો–કોઈ મોટી આફત માટે રાહ જોવાની જરૂર નથી–અને તમે એનો કેવો જવાબ વાળો છો એ જુઓ. એનાથી વાકેફ થાઓ, તમારા પ્રત્યાઘાતથી, તમારા ઈરાદાથી, તમારા વલણથી, વાકેફ થાઓ, એટલે તમે એમને સમજશો, તમે તમારી ગુપ્ત ભૂમિને (તમારા સચિતને) સમજશો. હુ ખાતરીથી કહું છુ કે જો તમે તમારું સપૂર્ણ ધ્યાન આ બાબત તરફ વાળશો તો તમે એને વિના વિલંબે સમજી શકશો. જો તમે તમારા સંચિતનો સંપૂર્ણ અર્થ શોધી રહ્યા હો તો એ પોતાનુ રહસ્ય પ્રકટ કર છે અને પછી તમને પ્રશ્નની સમજ અને પ્રશ્નનું સત્ય તરતજ પ્રાપ્ત થાય છે સમજ વર્તમાનમાં જ પ્રાપ્ત થાય છે અને એ કાળથી પર છે. જો કે એ આવતી કાલ હોય છતાં એ વર્તમાન જ છે. કેવળ વિલંબ કરવો, જે છે એને આવતી કાલે ગ્રહણ કરવા તૈયાર થવું, એ, જે વર્તમાન છે એની સમજ મેળવવામાં અંતરાય ઊભો કરવા જેવું છે ખરેખર, જે વર્તમાન છે તેને તમે સીધી રીતે સમજી શકો, ન સમજી શકો? જે છે એને સમજવા માટે તમારા જીવનમા વિક્ષેપ ન હોવો જોઈએ, તમારું ધ્યાન બીજી દિશા તરફ વળેલું ન હોવું જોઈએ, તમારાં મન, હૃદય તમારે એમાં લગાડવાં જોઈએ. એ પળે તો એ એકજ બાબતમાં તમને સપૂર્ણ રસ હોવો જોઈએ. આમ થાય તો જે છે એ પોતાનું સંપૂર્ણ ઊંડાણ, પોતાનો પૂર્ણ અર્થ, તમને અર્પે છે અને એથી તમે એ પ્રશ્નથી મુક્ત થાઓ છો.

દાખલા તરીકે, માલ મિલકત વિષેનું ચિત્તને લગતું રહસ્ય, સત્ય, જાણવું હોય, જો ખરેખર તમે એને અપરોક્ષ રીતે, અત્યારે જ

સમજવા માગતા હો, તો તમે એને કેવી રીતે સમજશો? પ્રશ્ન સાથે તમારે એકતા અનુભવવી જોઈએ, પ્રશ્નનો તમને ડર ન હોવો જોઈએ, તમારી અને પ્રશ્નની વચમાં કોઈ માન્યતા, કોઈ ઉત્તર, ન હોવાં જોઈએ. જો તમે પ્રશ્નની સાથે સીધી રીતે સબંધમાં આવો તો જ તમે એનો ઉત્તર શોધી શકશો. જો તમે ઉત્તરને દાખલ કરો, એનો ન્યાય કરો, ચિત્તથી તમને એના પ્રત્યે અરૂચી હોય, તો તમે એને મોકૂફ રાખશો, જે અત્યારે જ સમજી શકાય એને આવતી કાલે સમજવા તૈયાર થશો માટે જ તમે કદી સમજી શકશો નહિ. સત્યનુ દર્શન થવા માટે તૈયારીની જરૂર નથી; તૈયારીમાં કાળ સમાયલો છે અને કાળ એ સત્યને સમજવાનું સાધન નથી. કાળ એટલે જારી રાખવાની ક્રિયા અને સત્ય કાળથી પર છે, એ સાતત્ય વિનાનુ છે સમજ એકને એક સ્થિતિમાં ચાલુ રહેતી નથી, એ પ્રતિક્ષણે (નવી) હોય છે, એને કોઈ અવશેષ હોતો નથી.

કદાચ હું આ એવી રીતે કહી રહ્યો છું કે જેથી તમને એ ઘણું જ અઘરૂં લાગે. પણ જો તમે ફક્ત એનો પ્રયોગ કરો તો આ સમજવું સહેલું અને સરળ છે. જો તમે એની કલ્પનાઓ કરવા માંડો, એનું ધ્યાન કરવા માંડો, તો એ ઘણું જ અઘરૂં બને છે. જ્યારે તમારી અને મારી વચ્ચે કોઈ અંતરાય ન હોય ત્યારે હુ તમને સમજુ છુ. જો તમારી વાત સાંભળવા હુ તૈયાર હોઉં તો હુ તમને સીધી રીતે સમજું છુ અને સાંભળવા તૈયાર થવું એમાં કાળનો પ્રશ્ન નથી કાળ શું મને સાંભળવા તૈયાર કરી શકશે? તૈયારી, પદ્ધતિ, નિયમન, તમને સાંભળવા મને તૈયાર કરી શકશે? ના. સમજવા માટે મારો ઈરાદો હોય એ જ મને તૈયાર કરી શકશે. તમારી વાત સાંભળવા હુ માગુ છુ કારણકે મારે કશું છુપાવવાનું નથી કે કશાથી મારે ડરવાનું નથી. માટે હું સાંભળવા તૈયાર છું અને ત્યાં તાત્કાલિક એકતા છે, ત્યાં સત્ય છે. સત્યને આવકારવા માટે, એનું સૌંદર્ય પિછાણવા માટે, એનો આનંદ માણવા માટે, સિદ્ધાંતોથી, ભીતિઓથી, પ્રત્યુત્તરોથી, અબાધિત હોય એવી શીઘ્ર ગ્રહણશીલતા હોવી જોઈએ.

## ૩૨. સાદાઈ

પ્ર. સાદાઈ એટલે શું? મહત્ત્વની બાબતોને સ્પષ્ટ રીતે નીરખવી અને અન્ય સઘળી બાબતોનો ત્યાગ કરવો એ શું એનો અર્થ છે?

કૃષ્ણમૂર્તિ: સાદાઈ શું નથી એ આપણે તપાસીએ. એમ કહેશો નહિ કે 'આ નકાર દષ્ટિ છે' અગર 'અમને કાંઈક હકાર વાત કહો.' એમ કહેવું એ અવશ્ય, વિચારહીન પ્રતિક્રિયા છે. જે માણસો તમને હકારાત્મક વાતો કહે છે એ શોપણ કરનારા છે; તમારે જોઈતું હોય એવું એ કાંઈક તમને આપે છે અને એ વડે એ તમારું શોપણ કરે છે. આપણે આવું કાંઈ કરી રહ્યા નથી. આપણે સાદાઈનું સત્ય શોધી રહ્યા છીએ માટે તમારે વિચારોને તજી, બાજુએ મૂકી, નવી રીતે નિરીક્ષણ કરવું જોઈએ. જે માણસ પાસે ઘણી સંપત્તિ છે એને બહારથી અને અંદરથી ક્રાંતિનો ડર રહે છે.

સાદાઈ શું નથી એ આપણે તપાસીએ. અસરળ મન સાદું નથી. છે? હોશિયાર મન સાદું મન નથી, જે મન કોઈ આશયને માટે, બદલાને માટે, ભયને લઈને કાર્ય કરે છે એ મન સાદું મન નથી જે મન જ્ઞાનથી ભરેલું છે એ સાદું મન નથી; જે મન માન્યતાઓથી પાંગળું બનેલું છે એ સાદું મન નથી. છે? જે મન કોઈક વધારે મહાન સાથે એકરૂપ થયું છે અને એ એકરૂપતા જાળવી રાખવા પ્રયત્ન કરે છે એ મન સાદું મન નથી, છે? ફક્ત એક કે બે લંગોટી હોય એને આપણે સાદાઈ સમજીએ છીએ, આપણને સાદાઈનો બાહ્ય દેખાવ જોઈએ છીએ અને એનાથી આપણે સહેલાઈથી છેતરાઈએ છીએ. માટે જ જે માણસ ઘણો જ શ્રીમંત છે એ ત્યાગીને પૂજે છે.

સાદાઈ એટલે શું? બીન મહત્ત્વની વસ્તુઓનો ત્યાગ કરવો અને મહત્ત્વની વસ્તુઓ મેળવવી જે પસંદગીની જ ક્રિયા છે—એ શું સાદાઈ

છે? એમાં મહત્ત્વની વસ્તુઓની પસંદગી અને બીનમહત્ત્વની વસ્તુઓનો ત્યાગ રહેલાં નથી? પસદ કરવાની આ ક્રિયા શું છે? પસંદગી કરનાર કઈ વ્યક્તિ છે? એ વ્યક્તિ મન છે. ખરૂંને? તમે એને શું કહો છો એ મહત્ત્વનુ નથી. તમે કહો છો 'આ મહત્ત્વનું છે એને હું પસંદ કરીશ' મહત્ત્વનું શું છે એ તમે કેવી રીતે જાણ્યુ? કાં તો બીજા માણસોએ કહ્યું હોય એનો નમૂનો તમારી આગળ છે અગર તમારો પોતાનો અનુભવ કહેતો હોય કે આ મહત્ત્વનુ છે. તમારા અનુભવ પર તમે આધાર રાખી શકો? જ્યારે તમે પસંદ કરો છો ત્યારે તમારી પસંદગી તમારી ઇચ્છા પર અવલબે છે. નહિ વારૂ? જે તમને સતોષ આપે છે તેને તમે 'મહત્ત્વનું' ગણો છો. આ રીતે તમે પાછા એ જ ક્રિયામાં પકડાવ છો. નથી પકડાતા? સંદિગ્ધ મન પસંદ કરી શકે? જો એ પસંદગી કરે તો એની પસંદગી પણ સંદિગ્ધ જ હોય છે.

માટે મહત્ત્વની અને બીનમહત્ત્વની વસ્તુઓમાં પસંદગી કરવી એ સાદાઈ નથી. એ મંથન છે. મથનવાળું મન, ગૂંચવાડાવાળું મન, કદી પણ સાદુ હોઈ શકે નહિ. જ્યારે તમે આ સઘળી ખોટી વસ્તુઓનું, મનની એ યુક્તિઓનું, ખરેખર નિરીક્ષણ કરો અને એમને તજો, જ્યારે તમે એને જુઓ અને એનાથી વાકેફ થાઓ ત્યારે સાદાઈ શું છે એ તમે તમારી મેળે જ સમજી શકો છો. જે મન માન્યતામાં બંધાયેલું છે એ મન કદી પણ સાદું મન નથી. જે મન જ્ઞાનથી પાંગળું બન્યું છે એ સાદું મન નથી જે મન ઈશ્વરથી, સ્ત્રીઓથી, સગીતથી, ચલિત થાય છે એ સાદું મન નથી. ઓફિસની ઘરેડમાં, કર્મકાંડમાં, પ્રાર્થનામાં સપડાયલું મન સાદું મન નથી. કોઈ પણ હેતુ વિનાનું કાર્ય એ સાદાઈ છે પણ એ તો દુર્લભ છે. એનો અર્થ સર્જનશીલતા છે. જ્યાંસુધી આપણામાં સર્જનશીલતા નથી ત્યાસુધી આપણે ઉપદ્રવ, દુઃખ અને વિનાશનાં કેન્દ્રો છીએ. સાદાઈ એવી વસ્તુ નથી જેને મેળવવા અને જેનો અનુભવ કરવા તમે પ્રયત્ન કરી શકો. જેવી રીતે યોગ્ય પળે પુષ્પ ખીલે છે તેવી રીતે દરેક જણ જ્યારે જીવન અને સંબંધની આખી

ક્રિયા સમજે છે ત્યારે સાદાઈ આવે છે. આપણે કદી એનો વિચાર કર્યો નથી, એનુ નિરીક્ષણ કર્યું નથી માટે જ આપણે એને જાણતા નથી. થોડી વસ્તુઓ હોવી એના જેવા બાહ્ય પ્રકારોને જ આપણે મહત્ત્વ આપીએ છીએ પણ એ બાહ્ય પ્રકારોમાં સાદાઈ રહેલી નથી. સાદાઈને શોધવાની હોતી નથી; મહત્ત્વની અને બીનમહત્ત્વની વસ્તુ વચ્ચેની પસંદગી એ સાદાઈ નથી. જ્યારે અહમ્‌નો લય થાય ત્યારે જ એ અસ્તિત્વમાં આવે છે; મન જ્યારે કલ્પનાઓમાં, નિર્ણયોમાં, માન્યતાઓમાં, ભાવનાની ક્રિયામાં, સપડાયલું ન હોય ત્યારે જ સાદાઈ આવે છે. આવું મુક્ત મન જ સત્યને પ્રાપ્ત કરી શકે. જે અમાપ છે, જે નામાતીત છે, એને આવું મન જ ગ્રહણ કરી શકે; અને એ જ સાદાઈ છે.

## ૩૩. ઉપલકપણું

પ્ર: જે માણસ ઉપલક જીવતો હોય એ ગંભીર કેવી રીતે બની શકે?

કૃષ્ણમૂર્તિ: પ્રથમ તો આપણે ઉપલક જીવીએ છીએ એ આપણે જાણવું જોઈએ. નહિ વારુ? ઉપલક જીવવુ એનો શો અર્થ છે? કોઈના પર અવલંબન રાખવું એ એનો મૂળ અર્થ છે. ખરુ ને? ઉત્તેજન પર આધાર રાખવો, આઘાત પર આધાર રાખવો, અન્ય પર આધાર રાખવો, ચિત્તથી કેટલાક મૂલ્યાંકનો, કેટલાક અનુભવો, કેટલાંક સ્મરણો પર આધાર રાખવો,— આ સઘળું ઉપલકપણુ નથી આણતાં? પ્રેરણા મેળવવા માટે, સહાય મેળવવા માટે, જ્યારે હું દરેક સવારે કે દરેક અઠવાડીએ દેવળમાં જવા પર આધાર રાખું ત્યારે એથી શું મારું જીવન ઉપલકિયું બનતું નથી? મારી પ્રમાણિકતાની ભાવના જાળવી રાખવા માટે કે એક વેળા અનુભવેલી વૃત્તિનો પુનઃ અનુભવ કરવા માટે જો મારે કોઈ પ્રકારનો ક્રિયાકાંડ કરવો પડતો હોય તો એથી મારું જીવન ઉપરછલું બનતું નથી? જ્યારે હું કોઈ દેશને, કોઈ યોજનાને, કોઈ રાજકીય પક્ષને આધીન થઈ જાઉં ત્યારે મારું જીવન ઉપલકિયું નથી બનતું? અન્યના પર આધાર રાખવાની આ આખી ક્રિયા ખરેખર મારામાંથી દૂર જવાની જ ક્રિયા છે; કોઈ મહાન વસ્તુ સાથે આવી એકરૂપતા હું જે છુ તેનો અસ્વીકાર કરે છે. પણ હું જે છું એનો અસ્વીકાર થઈ શકે નહિ; હું જે છું એને મારે સમજવુ જ પડશે. મારે વિશ્વ સાથે, ઈશ્વર સાથે, કોઈ રાજકીય પક્ષ સાથે કે અન્ય કશા સાથે એકરૂપ થવા પ્રયત્ન કરવો ન જોઈએ આ સઘળામાંથી ઉપરછલી વિચારણા આવે છે અને એની ઉપરછલી વિચારણામાંથી જગતને માટે કે વ્યક્તિને માટે અવિરામપણે અનિષ્ટ પ્રવૃત્તિ જન્મે છે.

પ્રથમ તો આપણે આવું આવું કરી રહ્યા છીએ એ આપણે સ્વીકારીએ છીએ? એ આપણે નથી સ્વીકારતા; આપણે તો એમનો બચાવ કરીએ છીએ. આપણે કહીએ છીએ કે 'જો હું આમ ન કરૂં તો બીજું શું કરી શકું? હું બગડતો જઈશ, મારૂં મન ભાંગી જશે. અત્યારે તો હું કાંઈક વધારે સારો થવાનો પ્રયત્ન કરી રહ્યો છું આપણે જેમ વધારે પ્રયત્ન કરીએ છીએ તેમ વધારે ઉપરછલ્લા બનીએ છીએ. પ્રથમ તો એ મારે સમજવું જોઈએ. ન સમજવું જોઈએ? હું કેવો છું, એ જોવું, હું અબુધ, ઉપરછલ્લો, સંકુચિત, ઈર્ષાળુ છું એ સ્વીકારવું એ એક અતિશય મુશ્કેલ બાબત છે. હું જેવો છું એ જાણું, એનો સ્વીકાર કરૂં તો હું આગળ જઈ શકું. જે છે એમાંથી જે મન છટકી જાય છે એ મન ખરેખર ઉપરછલ્લું મન છે. છટકી નહિ જવા માટે ભારે સંશોધન કરવું પડે છે અને પ્રમાદને તજવો પડે છે. જે ક્ષણે હું એમ સમજું કે હું ઉપછલ્લો છું એ જ પળે જો હું ઉપરછલ્લાપણાના સબંધમાં કાંઈજ ન કરૂં તો ભરપૂરતાની ક્રિયા શરૂ થાય છે. મન જો એમ કહે કે 'હું ક્ષુદ્ર છું, હું એને તપાસીશ, આ આખીય ક્ષુદ્રતાને, આ સંકુચિત કરતી અસરને હું સમજીશ' તો પરિવર્તનની શકયતા છે; પણ ક્ષુદ્ર મન પોતે ક્ષુદ્ર છે એમ કબૂલ કરે અને વાચનથી, લોકો સાથેના સંપર્કથી, મુસાફરીથી, વાંદરાની માફક સતત પ્રવૃત્તિથી અક્ષુદ્ર થવા પ્રયત્ન કરે તો એ મન હજુય ક્ષુદ્ર મન છે.

જો આ પ્રશ્નને આપણે સાચી રીતે તપાસીએ તો જ સાચી ક્રાંતિ થાય છે. પ્રશ્નને સાચી દૃષ્ટિએ નીહાળવાથી અસાધારણ વિશ્વાસ આવે છે અને હું ખાતરીપૂર્વક કહું છું કે એ વિશ્વાસ માણસના બદ્ધ મતો અને મર્યાદાઓ રૂપી પર્વતને ખસેડી શકે છે. ક્ષુદ્ર મનની જાણ થયા પછી ભરપૂર થવા પ્રયત્ન કરશો નહિ. ક્ષુદ્ર મન મોટાં ઊંડાણુ જાણી શકે નહિ. એ મન પુષ્કળ જ્ઞાન અને માહિતીઓ મેળવી શકે, એ શબ્દોનું પુનઃ ઉચ્ચારણ કરી શકે—પ્રવૃત્ત હોય એવા ઉપરછલ્લા મનનો આ બધો વિધિ તમે જાણો છો. પણ જો તમે એ જાણો કે તમે ઉપર-

છલા, છીછરા, છોં, જો તમે એ છીછરાપણું જાણો અને ન્યાય કર્યા વિના કે વખોડયા વિના એની સઘળી ક્રિયાઓનું જો તમે નિરીક્ષણ કરો તો તમને જણાશે કે કાંઈ પણ કાર્ય કર્યા વિના એ છીછરાપણું સદંતર દૂર થયું છે એમાં પરિણામ કે પ્રાપ્તિની આતુરતાની જરૂર નથી; એમાં ધીરજની અને સાવધાનતાની જરૂર છે. ફક્ત છીછરા મનને જ પ્રાપ્તિ અને પરિણામ જોઈએ છે.

આ આખી ક્રિયાની જેમ વધારે જાણ થાય તેમ તમે મનની પ્રવૃત્તિઓ વધારે ને વધારે સમજશો પણ એમનો અંત લાવવાની ઇચ્છા વિના તમારે એ અવલોકવી પડશે કારણકે જે પળે તમે કોઈ અંતને શોધવા જશો તેજ પળે તમે ‘હું’ અને ‘હું’ ના દ્વંદ્વમાં પાછા સપડાશો અને પ્રશ્નનો અંત આવશે નહિ.

## ૩૪. ક્ષુલ્લકતા

પ્ર: મન શેમાં રોકાયલું હોવું જોઈએ?

કૃષ્ણમૂર્તિ: શું હોવું જોઈએ અને જે છે એ બે વચ્ચે ઘર્ષણ કેવી રીતે પેદા થાય છે એનુ આ ઘણું સારૂં દૃષ્ટાંત છે. પ્રથમ તો શું હોવું જોઈએ એ, આદર્શ, નક્કી કરીએ છીએ. અને પછી એ નમૂના પ્રમાણે જીવવા આપણે પ્રયત્ન કરીએ છીએ, આપણે કહીએ છીએ કે મન ઉમદા બાબતોમાં, નિઃસ્વાર્થમાં ઉદારતામાં, માયાળુ-પણામાં, પ્રેમમાં, રોકાયલું હોવું જોઈએ; એ આપણો નમૂનો, આપણી માન્યતા, શું હોવું જોઈએ વગેરે છે અને એ મુજબ જીવવા આપણે પ્રયત્ન કરીએ છીએ. આ રીતે શું હોવું જોઈએ એની કલ્પના અને વાસ્તવિકતા, જે છે, એ બેની વચમાં ઘર્ષણ શરૂ થાય છે અને એ ઘર્ષણદ્વારા પરિવર્તન પામવાની આપણે આશા રાખીએ છીએ. જ્યાં સુધી આવા હોવા જોઈએ સાથે મથન કરી રહ્યા છીએ ત્યાંસુધી આપણે સદ્‌ગુણી છીએ, સારા છીએ, એમ આપણને લાગે છે. પણ મહત્ત્વનું શું છે–કેવા હોવા જોઈએ એ કે કેવા છીએ એ? કાલ્પનિક રીતે નહિ પણ વાસ્તવિક રીતે આપણાં મન શેમાં રોકાયલાં છે? ક્ષુલ્લક બાબતોમાં. ખરૂં ને? કોઈ માણસ કેવો દેખાય છે, મહત્ત્વાકાંક્ષા, લોભ, ઈર્ષા, કૂથલી, નિર્દયતા–આવી બાબતોમાં આપણાં મન રોકાયલાં છે, મન ક્ષુલ્લક બાબતોના જગતમાં વસે છે અને ક્ષુલ્લક મન ઉમદા આદર્શ રચે છતાંય ક્ષુલ્લક છે. નહિ વારૂ? મન શેમાં રોકાયલું હોવું જોઈએ એ પ્રશ્ન નથી પણ મન ક્ષુલ્લક બાબતોમાંથી મુક્ત થઈ શકે કે કેમ એ પ્રશ્ન છે. જો આપણે જાગૃત હોઈએ, જો આપણે સંશોધન કરતા હોઈએ, તો નિરંતર વાતો કર્યા જ કરવી, મનનો અહર્નિશ બડબડાટ, આ

કે પેલી બાબતની ચિંતા, લોકો શું કરે છે કે શું કરતા નથી એ જાણવાની વૃત્તિ, પરિણામ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન, પોતાના ઉત્કર્ષ માટેનું મથન વગેરે જેવી ક્ષુલ્લક બાબતોમાં આપણે રોકાયલા રહીએ છીએ એ આપણે સારી પેઠે જાણીએ છીએ. આપણે એનું પરિવર્તન કરી શકીએ? એ જ પ્રશ્ન છે. ખરૂં ને? મન શેમાં રોકાયલું રહેવું જોઈએ એ પૂછવું એ અપક્વતા છે.

મારૂં મન ક્ષુલ્લક છે અને એ ક્ષુલ્લક બાબતોમાં રોકાયલું રહે છે એ જાણ્યા પછી એ એ સ્થિતિમાંથી મુક્ત થઈ શકે? મનનો સ્વભાવ જ ક્ષુલ્લક નથી? મન સ્મરણનું પરિણામ નથી તો બીજું શું છે? શેનુ સ્મરણ? દેહથી જ નહિ પણ ચોક્કસ લક્ષણો સદ્ગુણો ખીલવી, અનુભવોનો સંચય કરી, પોતાની પ્રવૃત્તિઓમાં સ્થિર થઈ, ચિત્તથી પણ કેમ કાયમ રહેવું એનુ સ્મરણ; શુ આ બધું ક્ષુલ્લક નથી? મન સ્મરણનું, કાળનું, પરિણામ હોઈ પોતે જ ક્ષુલ્લક છે. પોતાની ક્ષુલ્લકતામાથી મુક્ત થવા એ શું કરી શકે? એ કાંઈ કરી શકે ખરૂં? મહેરબાની કરી આનું મહત્ત્વ સમજો. મન જે સ્વલક્ષી ક્રિયા કરે છે એ, એ ક્રિયામાંથી પોતાને મુક્ત કરી શકે? દેખીતું છે કે ન જ કરી શકે; એ જે કાંઈ કરે છે એ ક્ષુલ્લક છે. એ ઈશ્વર વિષે કલ્પના કરી શકે, એ રાજકીય પદ્ધતિઓ ઉત્પન્ન કરી શકે, એ માન્યતાઓ ઉત્પન્ન કરી શકે પણ એ કાળના જ ક્ષેત્રમાં છે, એનો ફેરફાર એક સ્મરણમાથી બીજા સ્મરણમાં જવાનો જ ફેરફાર છે, એ પોતાની મર્યાદાઓમાં બંધાએલું છે. મન એ મર્યાદા તોડી શકે? કે મન જ્યારે શાંત થાય, જ્યારે એ નિષ્ક્રિય હોય, જ્યારે એ પોતાની ક્ષુલ્લકતા—પછી એણે એને ગમે એવડી મહાન કલ્પી હોય—સમજે ત્યારે એ મર્યાદા ખરી પડે છે? પોતાની ક્ષુલ્લકતાને જાણી મન જ્યારે એનાથી સંપૂર્ણ રીતે સાવધ થાય અને એ રીતે ખરેખર શાંત બને ત્યારેજ આ ક્ષુલ્લકતા ખરી પડવાનો સંભવ છે. મન શેમાં રોકાયલું હોવું જોઈએ એ જ્યાસુધી તમે પૂછી રહ્યા છો ત્યાં સુધી એ ક્ષુલ્લક બાબતોમાં જ

રોકાયલું રહેશે, પછી એ ભલે દેવળ બાંધે, પ્રાર્થના કરે, કે મંદિરે જાય. મન પોતેજ ક્ષુદ્ર, નાનું, છે અને એ ક્ષુદ્ર છે એમ કહેવાથીજ તમે એની ક્ષુદ્રતાનો અંત લાવતા નથી, તમારે એ સમજવા જોઈએ; મને પોતાની ક્રિયા જાણવી જોઈએ, અને એ સમજની ક્રિયા વખતે, જાણે અજાણે જે ક્ષુલ્લકતા એણે ઉત્પન્ન કરી છે એની સાવધાનતા વખતે, મન શાંત થાય છે. એ શાંતિમાં સર્જન અવસ્થા છે અને એજ પરિવર્તન લાવે છે.

## ૩૫. મનની શાંતિ

પ્ર: આપ મનની શાંતિની વાત શા માટે કરો છો, અને એ શાંતિ શું છે?

કૃષ્ણમૂર્તિ: જો આપણે કોઈ પણ વસ્તુ સમજવી હોય તો મન શાંત હોવું જોઈએ એ શું જરૂરનું નથી? જો આપણને કોઈ પ્રશ્ન હોય તો આપણે એની ચિંતા કર્યા કરીએ છીએ. નથી કરતા? એને સમજવાની આશાથી આપણે એમાં ઊંડા ઉતરીએ છીએ, આપણે એનું પૃથક્કરણ કરીએ છીએ, આપણે એના ટૂકડે ટૂકડા કરી નાખીએ છીએ. હવે, પ્રયત્ન કર્યાથી, કોઈ પણ પ્રકારનું માનસિક મંથન કર્યાથી આપણે પ્રશ્નને સમજીએ છીએ? ખરેખર, મન જ્યારે ખૂબ જ શાંત હોય ત્યારે જ સમજ આવે છે આપણે કહીએ છીએ કે ભૂખમરાના, વિગ્રહના કે અન્ય કોઈ માનવ પ્રશ્નને સમજવા જેમ આપણે વધારે ગડમથલ કરીએ છીએ, જેમ આપણે એની સાથે વધારે ઘર્ષણમાં આવીએ છીએ તેમ આપણે એને વધારે સારી રીતે સમજી શકીશું. શું એ સાચી વાત છે? સૈકાઓથી વિગ્રહો ચાલતા આવ્યા છે, વ્યક્તિઓ વચ્ચે, વર્ગો વચ્ચે અથડામણ થયા જ કરે છે; અંદરનો અને બહારનો વિગ્રહ સતત ચાલ્યા જ કરે છે વધારે ઘર્ષણથી, વધારે અથડામણથી, ચતુર પ્રયત્નથી એ વિગ્રહને, એ ઘર્ષણને, આપણે નાબૂદ કરીએ છીએ? કે જ્યારે આપણે સીધી રીતે પ્રશ્નની સન્મુખ હોઈએ, જ્યારે હકીકત આપણી સામે ખડી હોય, ત્યારે જ આપણે પ્રશ્નને સમજીએ છીએ? મન અને હકીકતની વચમાં દખલ કરનારી વ્યાકૂળતા ન હોય ત્યારે જ આપણે હકીકતની સન્મુખ થઈ શકીએ છીએ માટે જો આપણે પ્રશ્નને સમજવો હોય તો મન શાંત હોવું જોઈએ એ મહત્ત્વનું નથી?

તમે અચૂક પૂછશો કે 'મનને કેવી રીતે શાંત કરી શકાય?' એ તમારી તતક્ષણ પ્રતિક્રિયા છે. નથી? તમે કહો છો કે 'મારું મન વ્યાકુળ છે અને હું એને કેવી રીતે શાંત રાખી શકું? કોઈ પણ પદ્ધતિ મનને શાંત કરી શકે? કોઈ પણ સૂત્ર, નિયમન, મનને શાંત કરી શકે? એ કરી શકે; પણ મનને જ્યારે શાંત કરવામાં આવ્યું હોય ત્યારે એ શાંત છે, સ્થિરતા છે? કે મન કોઈ વિચારના, સૂત્રના, વાક્યના, પિંજરામા પુરાયલુ છે? આવું મન નિષ્પ્રાણ મન છે. નહિ વારૂ? માટે જ જે સઘળાઓ આધ્યાત્મિક, કહેવાતા આધ્યાત્મિક, થવા પ્રયત્ન કરે છે એ નિષ્પ્રાણ છે કારણકે એમણે મનને કેળવીને શાંત કર્યું છે, શાંત થવાના કોઈ નિયમનનો એમણે આશરો લીધો છે. દેખીતું જ છે કે આવું મન કદી પણ શાંત હોય નહિ; એ તો દબાયલું, પકડી રાખેલું મન છે.

જ્યારે મન શાંત હોય ત્યારે જ સમજ આવે છે એ સત્ય, મન જ્યારે સમજે ત્યારે જ એ શાંત થાય છે. જો મારે તમને સમજવા હોય તો મારે શાંત થવું જોઈએ, તમારી સામે મને કોઈ પ્રતિક્રિયા થવી ન જોઈએ; મને પૂર્વગ્રહો હોવા ન જોઈએ, મારા સઘળા નિર્ણયો, મારા સઘળા અનુભવો બાજુએ મૂકી મારે તમને સીધી રીતે નીરખવા જોઈએ. મન જ્યારે પોતાની મર્યાદાઓમાંથી મુક્ત હોય ત્યારે જ હું તમને સમજી શકું છું. આનું સત્ય જ્યારે હું સમજી શકું ત્યારે મન શાંત થાય છે—પછી મનને કેમ શાંત કરવું એ પ્રશ્ન રહેતો નથી. ફક્ત સત્ય જ મનને પોતાની વિચાર કરવાની ક્રિયામાંથી મુક્ત કરી શકે. સત્યને સમજવા માટે મને સમજવું જોઈએ કે જ્યાસુધી પોતે વ્યાકૂળ છે ત્યાંસુધી પોતે સમજી શકે નહિ. મનની શાતિ, મનની સ્થિરતા, સંકલ્પ બળથી, વૃત્તિના કોઈ પણ કાર્યથી, ઉત્પન્ન કરી શકાતી નથી. જો શાંતિ એવી રીતે ઉત્પન્ન કરી શકાતી હોય તો એવુ મન મર્યાદિત અને અન્યથી વિમુખ થયેલું છે, એ નિષ્પ્રાણુ મન છે અને તેથી જ અનુકૂળ થવા, સરળ થવા,

ચપળ થવા, એ અશક્ત છે. આવું મન સર્જનશીલ નથી.

માટે મનને કેમ શાંત કરવું એ આપણો પ્રશ્ન નથી પણ દરેક પ્રશ્ન ઉપસ્થિત થાય તેમ તેમ એનું સત્ય સમજવું એ આપણો પ્રશ્ન છે—જ્યારે પવન અટકી જાય છે ત્યારે સરોવર શાંત થાય છે એના જેવું આ છે. આપણા જીવનમાં પ્રશ્નો છે માટે મન વ્યાકૂળ છે અને એ પ્રશ્નોથી દૂર રહેવા આપણે મનને શાંત કરીએ છીએ. આ પ્રશ્નો મને ઉત્પન્ન કર્યા છે અને મનથી જુદા હોય એવા કોઈ પ્રશ્નો નથી. અને જ્યાંસુધી મન સચેતનતાની કોઈ પણ ભાવના ઉત્પન્ન કરે છે, શાંતિ આણુવા કોઈ પણુ પ્રકારનું નિયમન કરે છે, ત્યાંસુધી એ કદી પણુ શાંત થઈ શકે નહિ. મન જ્યારે સમજે કે શાંત થવાથી જ સમજ આવે છે ત્યારે જ એ પ્રશાંત બને છે. એ શાંતિ લાવેલી નથી કે નિયમનથી આણેલી નથી. એ શાંતિ એવી છે જે વ્યાકૂળ મન સમજી શકે નહિ.

ઘણાઓ જે મનની શાંતિ શોધે છે તેઓ પ્રવૃત્તિવાળું જીવન તજી ગામડામાં, મઠમાં, પર્વતોમાં, જાય છે અગર તો તેઓ વિચારોનો આશરો લે છે, કોઈ માન્યતાના પિંજરમાં પૂરાય છે કે પોતાને હેરાન કરનારા માણસોથી દૂર રહે છે આવું અતડાપણું મનની શાંતિ નથી. કોઈ વિચારમાં મનને ઘેરી રાખવાથી અગર જે માણસો જીવનમાં ગૂંચવાડો ઉત્પન્ન કરતા હોય એમનાથી દૂર રહેવાથી મનની શાંતિ આવતી નથી. પરિગ્રહવડે અન્યથી વિમુખ થવાની કોઈ ક્રિયા ન હોય પણ સંબંધની સમગ્ર ક્રિયાની સપૂર્ણ સમજ હોય ત્યારે જ મનની શાંતિ આવે છે. પરિગ્રહથી મન જૂનું થાય છે; મન જ્યારે નવું હોય, નિર્મળ હોય, સંગ્રહની ક્રિયા વિનાનુ હોય, ત્યારે જ મનની સ્થિરતા હોવાની શક્યતા છે. આવું મન નિષ્પ્રાણ નથી, એ સૌથી વધારે ચંપળ છે, શાંત મન સૌથી વધારે ચપળ મન છે પણુ જો તમે આનો પ્રયોગ કરી જોશો, જો તમે એમાં ઊંડા ઉતરશો, તો તમને જણાશે કે એ શાંતિમાં વિચારની કોઈ રચના

હોતી નથી. સઘળી ભૂમિકાએ વિચાર એ સ્મરણની પ્રતિક્રિયા છે અને વિચાર કદી પણ સર્જન અવસ્થામાં હોઈ શકે નહિ. સર્જનશીલતાને એ કદાચ પ્રકટ કરી શકે પણ વિચાર પોતે કદી સર્જનશીલ બની શકે નહિ. જ્યારે શાંતિ હોય, કોઈ કાર્યનું પરિણામ ન હોય એવી મનની સ્થિરતા હોય, ત્યારે આપણને માલૂમ પડશે કે એ શાંતિમાં અસાધારણ ચપળતા, અસાધારણ કાર્ય હોય છે અને વિચારથી વ્યાકૂળ થયેલું મન કદી પણ એ સમજી શકે નહિ. એ શાંતિમાં કોઈ સૂત્ર, કોઈ વિચાર, કોઈ સ્મરણ રહેતાં નથી. 'હું' ની આખી ક્રિયાની સંપૂર્ણ સમજ થાય ત્યારે એ શાંતિ જ સર્જનની અવસ્થા છે એનો અનુભવ થાય. નહિ તો શાંતિનો કોઈ અર્થ નથી. જે કશાનું પરિણામ નથી એવી એ શાંતિમાં જ જે કાળથી પર છે તે અનાદિ અનંતનાં દર્શન થાય છે.

## ૩૬. જીવનનો અર્થ

પ્ર: અમે જીવીએ છીએ પણ શા માટે જીવીએ છીએ એ અમે જાણતા નથી. અમારામાંથી ઘણાને જીવનનો કાંઈ અર્થ હોય એમ જણાતું નથી. આપ અમને અમારા જીવનનો હેતુ અને અર્થ કહેશો?

કૃષ્ણમૂર્તિ: તમે આ પ્રશ્ન શા માટે પૂછો છો? જીવનનો અર્થ, જીવનનો હેતુ, તમે મને શા માટે પૂછી રહ્યા છો? જીવન એટલે આપણે શું કહેવા માગીએ છીએ? જીવનને હેતુ, અર્થ હોય છે? જીવન જીવવું એ જ એનો હેતુ અને અર્થ નથી? વધારે જાણવાની ઇચ્છા શા માટે રાખો છો? કારણકે આપણા જીવનથી આપણને ઘણો જ અસંતોષ થયો છે, આપણું જીવન ઘણું જ શુષ્ક, તકલદી, એકને એક કામ વારંવાર કરીને અવિવિધતાવાળું બન્યું છે તેથી આપણે જે કામ કરતા હોઈએ એનાથી પરની કોઈ બીજી વસ્તુ માગી રહ્યા છીએ. આપણું નિત્યજીવન શુષ્ક, નિરસ, અર્થહીન, કંટાળા ભરેલું, અસહ્ય થઈ પડે એવું જડ થઈ પડ્યું છે જેથી આપણે કહીએ છીએ કે જીવનનો કોઈ મોટો અર્થ હોવો જોઈએ અને એટલા માટે જ તમે આ પ્રશ્ન પૂછો છો. ખરેખર જે માણસ ભરપૂરતાથી જીવે છે, જે માણસ વસ્તુઓને એના યથાર્થ સ્વરૂપમાં જુએ છે અને જે માણસ પોતાની પાસે જે છે તેનાથી સંતોષ માને છે તે માણસ સંદિગ્ધ નથી; એની દૃષ્ટિ સ્પષ્ટ છે તેથી જીવનનો હેતુ શો છે એ એ પૂછતો નથી. એને માટે જીવન જીવવું એ જ આરંભ અને અંત છે. આપણી મુસીબત એ છે કે આપણું જીવન ખાલી છે એટલે આપણે જીવનનો હેતુ શોધવા અને એને માટે પ્રયત્ન કરવા માગીએ છીએ. જીવનનો આવો હેતુ કેવળ મનની ક્રિયા જ હોઈ શકે, એમાં કોઈ સત્ય હોઈ શકે નહિ. જ્યારે જડ, મંદ, મન અને શુષ્ક હૃદય જીવનનો હેતુ શોધે છે ત્યારે એ હેતુ પણ શુષ્ક જ હોવાનો.

માટે જ પૈસાથી અને એવી જ બીજી વસ્તુઓથી નહિ પણ અંદરથી આપણા જીવનને કેવી રીતે સમૃદ્ધ બનાવવું એ આપણું કાર્ય છે અને આ કાંઈ ન જાણી શકાય એવી બાબત નથી. જ્યારે તમે એમ કહો કે જીવનનો હેતુ સુખી થવાનો છે, જીવનનો હેતુ ઈશ્વરને ઓળખવાનો છે, ત્યારે ખરેખર ઈશ્વરને ઓળખવાની એ ઈચ્છા જીવનની છટકબારી છે અને તમારો ઈશ્વર કેવળ જ્ઞાત વસ્તુ જ છે. તમે જે જાણતા હો તે તરફ જ જઈ શકો. તમે જેને ઈશ્વર કહો છો એના પ્રતિ જવા માટે જો તમે નિસરણી મૂકો તો ખચિત એ ઈશ્વર નથી. સત્ય જીવન જીવવાથી જ સમજાય છે, છટકબારીથી નહિ જ્યારે તમે જીવનનો હેતુ શોધો છો ત્યારે તમે ખરેખર છટકી રહ્યા છો અને જીવન શું છે એ સમજી રહ્યા નથી. જીવન એટલે સંબંધ, સંબંધમાં થતું કાર્ય એ જીવન; જ્યારે હું સંબંધને સમજું નહિ અગર સંબંધમાં જ્યારે ગૂંચવાડો હોય, ત્યારે હું જીવનનો વધારે મોટો અર્થ શોધું છું. આપણાં જીવન આટલાં ખાલી શા માટે છે? આપણે શા માટે આટલા બધા નિરાધાર, નિરાશ થયેલા છીએ? એનું કારણ એ છે કે આપણે કદી પણ આપણી અંદર જોયું નથી અને આપણે આપણી જાતને સમજ્યા નથી. આપણે કદી પણ એમ સ્વીકારતા જ નથી કે અમે તો માત્ર આ જીવનને જ જાણીએ છીએ અને તેથી સંપૂર્ણ રીતે અમારે એને સમજવું જોઈએ. આપણા જીવનમાંથી છટકી જવાનું આપણે પસંદ કરીએ છીએ અને તેથી જ સંબંધથી દૂર હોય એવો જીવનનો કોઈ હેતુ આપણે શોધીએ છીએ. કાર્ય એટલે વ્યક્તિઓ સાથેનો, માલમિલકત સાથેનો, માન્યતાઓ અને વિચારો સાથેનો, આપણો સંબંધ અને એ કાર્યને જો આપણે સમજવા માંડીએ તો એ સંબંધ પોતાનો પરિપાક લાવે છે એમ આપણને સમજાશે. તમારે શોધવાની જરૂર નથી એ તો પ્રેમને શોધવા જેવું કહેવાય. પ્રેમને શોધવાથી તમે પ્રેમ મેળવી શકશો? પ્રેમ કેળવી શકાય નહિ. પ્રેમને તમે સંબંધની બહાર નહિ પણ સંબંધમાં જ પિછાની શકશો અને આપણામાં પ્રેમ નથી માટે જ

આપણે જીવનનો હેતુ જાણવા માગીએ છીએ. પ્રેમ એ જ પોતાની અનંતતા છે અને જ્યાં પ્રેમ છે ત્યાં ઈશ્વરની શોધ રહેતી નથી કારણકે પ્રેમ એ જ પ્રભુ છે.

આપણાં મન કળા કૌશલ્યથી અને વહેમની પરંપરાથી લદાયલાં છે માટે જ આપણાં જીવન આવાં શુષ્ક છે અને તેથી જ આપણે આપણાથી પરના કોઈ હેતુને શોધીએ છીએ. જીવનનો હેતુ જાણવા માટે આપણે આપણા જીવનદ્વારમાંથી પસાર થવું પડશે જાણે કે અજાણે આપણે વસ્તુઓને તેના યથાર્થ સ્વરૂપમાં જોઈ શકતા નથી અને તેથી આપણાથી પર હોય એવું દ્વાર ઈશ્વર આપણે માટે ઉઘાડે એવું આપણે ઇચ્છીએ છીએ જે માણસો ચાહતા નથી એ જ જીવનના હેતુનો આ પ્રશ્ન પૂછે છે. પ્રેમ કાર્યમાં એટલે સંબંધમાં જ પ્રાપ્ત થાય છે.

## ૩૭. મનનો ગૂંચવાડો

પ્ર: મેં આપનાં બધાં પ્રવચનો સાંભળ્યાં છે અને આપનાં સઘળાં પુસ્તકો મેં વાંચ્યાં છે. બહુ આગ્રહપૂર્વક હું આપને પૂછું છું કે આપ કહો છો તેમ જો સઘળા વિચારોનો અંત આવવો જોઈએ, સઘળા જ્ઞાનને બાજુએ મૂકવું જોઈએ, સઘળા સ્મરણો જતાં રહેવાં જોઈએ, તો મારા જીવનનો હેતુ શો હોઈ શકે? જીવનની એ અવસ્થા તમારી દૃષ્ટિએ ગમે તે હોય પણ જે જગતમાં અમે જીવીએ છીએ એ જગત સાથે એને કેવો સબંધ છે? એવા માનવીને અમારા દુઃખી અને વેદનામય જીવન સાથે શો સંબંધ છે?

કૃષ્ણમૂર્તિ: જ્યારે કોઈ જ્ઞાન રહે નહિ, જ્યારે ઓળખનાર રહે નહિ, ત્યારે જે અવસ્થા અસ્તિત્વમાં આવે છે એ અવસ્થા કઈ છે એ આપણે જાણવા માગીએ છીએ આપણી નિત્ય પ્રવૃત્તિના, આપણા નિત્ય કાર્યના જગત સાથે આ અવસ્થાને શો સંબંધ છે એ આપણે જાણવા માગીએ છીએ. અત્યારે આપણું જીવન દુઃખી, વેદનામય, સતત ભયથી ભરેલું, જેમાં કાંઈ પણ ચિરસ્થાયી ન હોય એવું છે એ આપણે જાણીએ છીએ. આ આપણે સારી પેઠે જાણીએ છીએ. આ બીજી અવસ્થાને આ અવસ્થા સાથે શો સંબધ છે એ જાણવા આપણે માગીએ છીએ. અને જો આપણે જ્ઞાનને અળગું કરીએ, આપણાં સ્મરણો વગેરેથી મુક્ત થઈએ, તો જીવનનો હેતુ શો એ આપણે જાણવા માગીએ છીએ.

કલ્પિત રીતે નહિ પણ વાસ્તવિક રીતે અત્યારે આપણું જે

જીવન છે એનો શો હેતુ છે? આપણા નિત્ય જીવનનો શો હેતુ છે? જીવનનાં સઘળાં દુઃખો સહિત, એની આફતો અને મૂંઝવણ સહિત, વિગ્રહો, વિનાશ વગેરે સહિત કેવળ જીવવું એ જ એનો હેતુ છે. નહિ વારૂ? આપણે નવા સિદ્ધાંતો શોધી શકીએ, આપણે કહી શકીએ કે 'આમ ન હોવું જોઈએ, પણ આમ હોવું જોઈએ.' પણ આ બધી કલ્પનાઓ છે, સાચી હકીકતો નથી. આપણે તો ગૂંચવાડો, વેદના, દુઃખ, અપાર વૈરભાવ જ જાણીએ છીએ. જો આપણે જાગૃત હોઈએ તો આ બધું કેવી રીતે પેદા થાય છે એ પણ આપણે જાણીએ છીએ. ક્ષણે ક્ષણે, દિન પ્રતિ દિન, એકબીજાનો સહાર કરવો, વ્યક્તિઓ તરીકે કે સમૂહ તરીકે એકબીજાનું શોષણ કરવું એ જીવનનો હેતુ છે. આપણી નિરાધાર અવસ્થામા, આપણા દુ ખમા, આપણે એક બીજાનુ શોષણ કરીએ છીએ, આપણે આપણા જીવનમાંથી રંજન પ્રવૃત્તિઓવડે, દેવોવડે, જ્ઞાનવડે, હરેક પ્રકારની માન્યતાવડે, એકરૂપતાવડે, છટકવા પ્રયત્ન કરીએ છીએ. આપણા અત્યારના જીવનનો આ છૂપો કે પ્રકટ હેતુ છે ગૂચવાડાનો કે પ્રાપ્તિનો ન હોય એવો જીવનનો કોઈ વધારે ઊંડો, વધારે વિશાળ અને પરનો કોઈ હેતુ છે? એ પ્રયત્ન શૂન્ય અવસ્થાને આપણા નિત્ય જીવન સાથે કોઈ પણ સબધ છે?

ખરેખર એને આપણા જીવન સાથે કશો સબધ નથી, કેવી રીતે હોઈ શકે? જો મારું મન સદિગ્ધ હોય, વ્યથા ભોગવતું હોય, નિરાધાર હોય, તો જે એના ભાગરૂપ નથી એની સાથે એને કેવી રીતે સંબધ હોઈ શકે? સત્યને, અસત્ય અને ભ્રાંતિ સાથે સંબધ કેવી રીતે હોઈ શકે? આપણે આ કબૂલ કરવા માગતા નથી કારણ કે આપણી આશા, આપણો ગૂચવાડો, આપણને કોઈ વધારે મહાન અને વધારે ઉમદા વસ્તુમા માનવા પ્રેરે છે અને આપણે કહીએ છીએ કે એ મહાન વસ્તુને આપણી સાથે સબધ છે. નિરાશાની સ્થિતિમાં આપણે સત્યને શોધીએ છીએ અને આશા સેવીએ છીએ કે એ સત્ય પ્રાપ્ત થતાં આપણી નિરાશા અલોપ થશે.

આપણે જોઈ શકીએ છીએ કે સંદિગ્ધ મન, દુ:ખથી લદાયલું મન, પોતાના ખાલીપણાની, પોતાના નિરાધારપણાની જેને જાણ છે એવું મન, મનથી જે પર છે એને કદી પણ પ્રાપ્ત કરી શકે નહિ. ગૂંચવાડાનાં, દુ:ખનાં, કારણો નાબૂદ કરવામાં આવે અગર સમજવામાં આવે ત્યારે જ મનથી જે પર છે તેનો આવિર્ભાવ થાય આપણા જીવનને કેમ સમજવું એની જ વાત હું કરી રહ્યો છું, એ જ હું કહી રહ્યો છુ. કારણકે સ્વજ્ઞાન ન હોય તો પેલી બીજી વસ્તુ માત્ર ભ્રાંતિ જ છે. જો પળે પળે આપણે આપણા જીવનની સમગ્ર ક્રિયા સમજીએ તો આપણને જણાશે કે આપણા ગૂચવાડાને દૂર કરવામાં પેલી બીજી વસ્તુ દશ્યમાન થાય છે. પછી જ પેલી બીજી વસ્તુનો અનુભવ થતાં એને આપણા આ જીવન સાથે સંબંધ હશે પણ આપણા આ જીવનને એની સાથે કદી પણ સંબંધ હોય નહિ. પડદાની આ બાજુએ ( પાછળ ) હોઈએ તો, અંધકારમાં હોઈએ તો, પ્રકાશનો, મુક્ત અવસ્થાનો, અનુભવ કેવી રીતે થાય ? પણ સત્યનો એકવાર અનુભવ થાય તો જે જગતમાં આપણે જીવીએ છીએ તે જગત સાથે એને આપણે સબંધીત કરી શકીએ

પ્રેમ શું છે એ આપણે કદી જાણ્યું જ ન હોય પણ ફક્ત નિરંતર કજીઆ, દુઃખ, ઘર્ષણોને જ જાણતા હોઈએ તો જે પ્રેમ આ સઘળું નથી તે પ્રેમનો અનુભવ આપણને કેવી રીતે થઈ શકે? પણ એનો એકવાર અનુભવ કર્યા પછી એ એનો સંબંધ શો છે એ જાણવાની માથાકૂટ કરવી પડતી નથી. પછી તો પ્રેમ, સમજ, કાર્ય કરે છે. પણ એ અવસ્થાનો અનુભવ કરવા માટે સઘળા જ્ઞાનનો, સંચિત સ્મરણોનો, અહમરૂપ પ્રવૃત્તિઓનો લય થવો જોઈએ કે જેથી સંવેદનો ઉત્પન્ન કરવા મન અસમર્થ નીવડે. પછી એનો ( મનથી પરની અવસ્થાનો ) અનુભવ થતાં આ દુનિયામાં કાર્ય થઈ શકે છે.

મનની સ્વલક્ષી ક્રિયામાંથી પર જવું એ જ ખરેખર જીવનનો હેતુ છે. મનથી માપી શકાતી નથી એવી એ અવસ્થાનો અનુભવ કર્યા

પછી એ અનુભવ જ આંતરિક શાંતિને જન્મ આપે છે. પછી જો પ્રેમ હશે તો કોઈ સામાજિક પ્રશ્ન રહેતો નથી. જ્યાં પ્રેમ છે ત્યાં કોઈપણ પ્રકારનો પ્રશ્ન રહેતો નથી. આપણને ચાહતાં આવડતું નથી એટલે જ આપણા જીવનમાં સામાજિક પ્રશ્નો તથા આપણા પ્રશ્નોનો નિવેડો કેમ લાવવો એની ફિલસૂફીઓ હોય છે. હું કહું છું કે આ, પેલી કે વચગાળાની કોઈ પણ પદ્ધતિથી આપણા પ્રશ્નોનું નિરાકરણ થઈ શકે નહિ. મન રચિત નથી એવી અવસ્થાનો જ્યારે આપણને અનુભવ થાય ત્યારે જ આપણો ગૂંચવાડો, આપણું દુઃખ, આપણા અહમ્‌નો ક્ષય–આ સઘળા આપણા પ્રશ્નોનો અંત આવે.

## ૩૮. પરિવર્તન

પ્ર : પરિવર્તન એટલે આપ શું કહેવા માગો છો ?

કૃષ્ણમૂર્તિ : દેખીતું જ છે કે ક્રાંતિ આમૂલ થવી જોઈએ. જગતની મડાગાંઠ એ માગે છે. આપણાં જીવન એ માગે છે. આપણાં રોજીંદાં બનાવો, કાર્યો, ચિંતાઓ એ માગે છે. આપણા પ્રશ્નો એ માગે છે. મૂળભૂત, આમૂલ ક્રાંતિ થવી જોઈએ કારણકે આપણી બધી જ વસ્તુઓ નિષ્ફળ નીવડી છે. વ્યવસ્થા હોય એમ દેખાય છે ખરું પણ વાસ્તવિક રીતે સડો, વિનાશ ધીમે ધીમે આવી રહ્યાં છે. વિનાશનું મોજું જીવનના મોજાને સતત ઘેરી રહ્યું છે.

માટે જ ક્રાંતિ થવી જોઈએ પણ કોઈ વિચાર પર રચાયલી ક્રાંતિ નહિ. આવી ક્રાંતિ આમૂલ પરિવર્તન નથી પણ કોઈ વિચારનું જ ચાલુ રૂપ છે. વિચારપર રચાયલી ક્રાંતિથી કતલ, વિખવાદ, અવ્યવસ્થા આવે છે. અવ્યવસ્થામાંથી સુવ્યવસ્થા રચી શકાય નહિ; ઈરાદાપૂર્વક અવ્યવસ્થા લાવો અને પછી એ અવ્યવસ્થામાથી વ્યવસ્થા લાવવાની આશા રાખો એ ફોકટ છે. ગૂંચવાડામાંથી સુવ્યવસ્થા લાવવા માટે ઈશ્વરે તમને પસંદ કરેલા નથી સુવ્યવસ્થા લાવવા માટે જેઓ વધારે ને વધારે ગૂંચવાડો ઉત્પન્ન કરે છે એવા માણસોની વિચાર કરવાની આ ખોટી રીત છે. અત્યારે એમની પાસે સત્તા છે એટલે એઓ એમ માની લે છે કે વ્યવસ્થા આણવાની બધી રીતો અમે જાણીએ છીએ. નિરંતર થતા વિગ્રહો, વર્ગો અને પ્રજાઓ વચ્ચેનુ નિરંતર થતુ ઘર્ષણ, આર્થિક અને સામાજિક ભય પમાડે એવી અસમાનતા, શક્તિ અને બુદ્ધિની અસમાનતા, જેઓ અતિશય સુખી અને નિશ્ચિત છે અને જેઓ દ્વેષ, ઘર્ષણ અને દુઃખમાં સપડાયલા છે એ બે વચ્ચેનું અંતર,—આ આખો ઉત્પાત જોઈને ક્રાંતિ થવી જોઈએ,

સંપૂર્ણ પરિવર્તન થવું જોઈએ એમ શું આપણને નથી લાગતું?

આ પરિવર્તન, આ મૂળભૂત ક્રાંતિ, શું કોઈ અંતિમ વસ્તુ છે કે એ પળે પળે થાય છે? એ અંતિમ વસ્તુ હોય એ આપણને ગમે છે એમ હું જાણું છું કારણકે ભવિષ્યની દષ્ટિએ વિચાર કરવો વધારે સહેલું છે. અંતે આપણે પરિવર્તન પામીશું, અંતે આપણે સુખી થઈશું, અંતે આપણે સત્ય પ્રાપ્ત કરીશું; એ ન થાય તે દરમ્યાન ચાલે છે એમ ચાલવા દઈએ. ખરેખર, ભવિષ્યની દષ્ટિએ વિચાર કરતું આવું મન વર્તમાનમાં કાર્ય કરવા અસમર્થ છે. માટે એવું મન પરિવર્તન શોધતું નથી, એ તો પરિવર્તનથી દૂર રહે છે. પરિવર્તનથી આપણે શું કહેવા માગીએ છીએ?

પરિવર્તન ભવિષ્યમાં થતું નથી, ભવિષ્યમાં કદી પરિવર્તન થઈ શકે નહિ. પરિવર્તન અત્યારે જ, પળે પળે જ, થઈ શકે એટલે પરિવર્તનથી આપણે શું કહેવા માગીએ છીએ? ખરેખર એનો જવાબ બહુ સહેલો છે અને તે એ જ કે ખોટાને ખોટા તરીકે અને સાચાને સાચા તરીકે જોવું; ખોટામાં સત્યને જોવુ, અને જેને સત્ય તરીકે માની લીધું હોય એમાં રહેલું અસત્ય જોવું એ પરિવર્તન છે. ખોટાને ખોટા તરીકે જોવું અને સાચાને સાચા તરીકે જોવું એ પરિવર્તન કહેવાય. કારણકે જ્યારે તમે કોઈ પણ બાબતને સત્ય તરીકે સ્પષ્ટ રીતે જુઓ ત્યારે એ સત્ય મુક્ત કરે છે. જ્યારે કોઈ વસ્તુ ખોટી છે એમ તમે સમજો ત્યારે એ ખોટી વસ્તુ ખરી પડે છે. જ્યારે તમે એમ સમજો કે ક્રિયાકાંડ કેવળ અર્થહીન પુનરાવર્તન છે, જ્યારે એનું સત્ય તમે સમજો અને એને સાચો ઠેરવવા પ્રયત્ન કરો નહિ ત્યારે પરિવર્તન થાય છે, નથી થતું? કારણકે એક બીજું બંધન જતુ રહે છે. જ્યારે તમે એમ સમજો કે વર્ગભેદ અસત્ય છે, એ ઘર્ષણ, દુ:ખ અને માણસો વચ્ચે જુદાઈ ઉત્પન્ન કરે છે, જ્યારે આનું સત્ય તમે સમજો ત્યારે એ સત્ય જ તમને મુક્ત કરે છે. એ સત્યનું દર્શન જ પરિવર્તન છે. નહિ વારુ? આપણે ઘણી જ અસત્ય બાબતોથી ઘેરાયલા

છીએ એટલે પ્રતિ પળે અસત્યને જોવું એ જ પરિવર્તન છે. સત્ય ઉત્તરોઉત્તર વધે જતું નથી. એ પળે પળે હયાત છે. જે ઉત્તરોઉત્તર વધે છે, જેનો સંચય થાય છે, એ તો સ્મરણ છે અને સ્મરણવડે તમે કદી પણ સત્ય પ્રાપ્ત કરી શકો નહિ. કારણકે સ્મરણ કાળની, એટલે કે ભૂતકાળની, વર્તમાન કાળની, ભવિષ્યકાળની મર્યાદાનું છે. કાળ જારી રહે છે, એ કદી અનાદિ અનંતને પ્રાપ્ત કરી શકે નહિ. અનાદિ અનંત એ જારીપણું નથી. જે ટકી રહે છે તે અનાદિ અનંત નથી. અનંતતા આ જ પળમાં, વર્તમાનમાં જ, રહેલી છે. વર્તમાન ભૂતકાળનું પ્રતિબિંબ નથી કે વર્તમાનમાં થઈને ભવિષ્ય તરફ જતા ભૂતકાળનુ જારીપણું નથી.

જે મન ભવિષ્યમાં પરિવર્તન કરવાની ઇચ્છા રાખે છે અગર પરિવર્તન કોઈ અંતિમ ધ્યેય છે એમ માને છે એ મન કદી પણ સત્ય પ્રાપ્ત કરી શકે નહિ. કારણકે સત્ય એવું છે જે પળે પળે આવવું જોઈએ, નવી રીતે એને શોધવું જોઇએ. સંચય વડે કોઈ શોધ થઈ શકે નહિ. જો જૂનાનો બોજો હોય તો નવાને તમે કેવીરીતે શોધી શકો ? એ બોજાનો અંત આવે તો જ નવાને તમે શોધી શકો. નવાને, અનંતને, પળે પળે, વર્તમાનમાં, શોધવા માટે માણસનું મન અસાધારણ રીતે જાગૃત હોવું જોઈએ, એનું મન કોઈ પરિણામ શોધતું હોવું ન જોઈએ, એ કાંઈ બનવાને પ્રયત્ન કરતું હોવું ન જોઈએ. જે મન કાંઈ થવાનો પ્રયત્ન કરી રહ્યું છે એ મન સતોષનો પૂર્ણ આનંદ જાણી શકે નહિ–તૃપ્તિનો સંતોષ નહિ, કોઈ પરિણામ પ્રાપ્ત કર્યાનો સંતોષ નહિ પણ જે છે એનું સત્ય અને અસત્ય મન સમજે ત્યારે જે સતોષ થાય છે એ સંતોષ. એ સત્યનું દર્શન પળે પળે થાય છે અને અત્યારે જે છે એને શબ્દમાં ઉતારવાની ક્રિયાથી એ દર્શન મોકૂફ રહે છે.

પરિવર્તન કોઈ અંત કે પરિણામ નથી. પરિવર્તન એ પરિણામ નથી. પરિણામમાં અવશેષ, કાર્યકારણ, સમાયલાં છે. જ્યાં કારણ છે

ત્યાં પરિણામે છે જ. એ પરિણામ પરિવર્તન કરવાની તમારી ઇચ્છાનું જ પરિણામ છે. જ્યારે પરિવર્તન કરવાની તમે ઇચ્છા સેવો છો ત્યારે કાંઇક થવાની દૃષ્ટિએ જ તમે વિચાર કરી રહ્યા છો જે કાંઈ થવા મથે છે એ જે છે એને પિછાની શકે નહિ. સત્ય એવી અવસ્થા છે જેમાં પળે પળે ભૂતકાળનો અંત છે અને જે સુખ ભૂતકાળનું ચાલુ રૂપ છે એ સુખ નથી. સુખ એવી અવસ્થા છે જે કાળથી પર છે. જે અસંતોષને નાસી જવાનું દ્વાર મળ્યું હોય એવો અસંતોષ નહિ પણ જે અસતોષને કોઈ દ્વાર, કોઈ છટકબારી રહી ન હોય, જે અસતોષ કોઈ પણ પ્રાપ્તિ શોધતો ન હોય એવો ભારે અસંતોષ હોય ત્યારે જ એ કાલાતીત અવસ્થા આવે છે. એ પરમ અસતોષની અવસ્થામાં જ સત્યનો આવિર્ભાવ થાય છે. એ સત્ય ખરીદી શકાતું નથી, વેચી શકાતું નથી, એનું પુનરાવર્તન થઈ શકતું નથી, પુસ્તકોમાં એને પકડી રખાતું નથી. આનંદમાં, આસુમાં, સૂકા પાંદડામાં, ભટકતા વિચારોમાં, પ્રેમની ભરપૂરતામાં, એને પળે પળે શોધવુ રહ્યું.

પ્રેમ સત્યથી જુદો નથી. પ્રેમ એવી અવસ્થા છે જેમાં કાળરૂપે વિચારની ક્રિયાનો સંપૂર્ણ રીતે અંત આવ્યો હોય છે. જ્યાં પ્રેમ છે ત્યાં પરિવર્તન છે. પ્રેમ વિના ક્રાંતિનો કાંઈ અર્થ નથી કારણકે એવી ક્રાંતિ ફક્ત વિનાશ, સડો, વધે જતું ભારે ને ભારે દુઃખ જ છે. જ્યાં પ્રેમ છે ત્યાં ક્રાંતિ છે કારણકે પ્રતિક્ષણે પરિવર્તન એ જ પ્રેમ.

